સ્વીકાર કર.' ભ્રાતૃપ્રેમ અને વડિલની આજ્ઞામાં હીંચકાતા સગરે નાખુશ દીલે આંસુ સાથે ભાઇની આજ્ઞાનો સ્વીકાર કર્યો. ભગવાને પૂર્ણ હર્ષપૂર્વક સગરનો રાજ્યાભિષેક કર્યો અને સંવત્સરી દાન દઇ દીક્ષા સ્વીકારી.

( ૨ )

હવે સગરરાજા ન્યાય નીતિ અને પ્રેમથી પ્રજાનું પાલન કરવા લાગ્યા. તેમના રાજ્યકાળમાં પ્રજા સર્વ રીતે સુખી હતી. તેવામાં તેમના શસ્ત્રાગારમાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. આ ચક્રથી સગરરાજા સગરચક્રી કહેવાયા. શાણા ચક્રીએ તેની પૂજા કરી. કારણકે ઉચિત વ્યવહારમાં મોટા પુરૂષો કોઈ દિવસ સ્ખલના પામતા નથી. આ પછી છત્ર, દંડ, ખડ્ગ, કાકિણી મણિ, ચર્મ, પુરોહિત, ગજ, અશ્વ, સેનાપતિ, ગાથાપતિ, વાર્ધકી અને સ્ત્રીરત્ન પણ ચક્રીને આવી મળ્યાં

સગરચક્રીએ સુમુહૂર્તે ભરતક્ષેત્રના છ ખંડ સાધવા પ્રયાણ કર્યું. તેમણે માગધ, વરદામ, પ્રભાસ, સિંધુદેવી. હિમાચલદેવ, કૃતમાલદેવ, નાટ્યમાલદેવ, ગંગાદેવી અને નવનિધિના અધિષ્ઠાયક દેવોને સાધ્યા. ઉત્તર ભરતમાં આપાત ભીલ્લો સિવાય કોઇ ઠેકાણે સગરનો સામનો ન થયો. આપાત ભિલ્લો પણ થોડો વખત હેરાન થઇ ચક્રી સમજી શરણે આવ્યા. ઠેર ઠેર સત્કાર પામતા અને ભેટોથી નવાજાતા સગરચક્રીએ બત્રીસહજાર વર્ષે છ ખંડ સાધ્યા અને વિનીતા નગરીના પરિસરમાં પડાવ નાંખ્યો.

એક દિવસે સગરચક્રી અશ્વારૂઢ થઇ ઘોડાને ફેરવે છે,

તેવામાં ઘોડાને પાંચમી ધારમાં ફેરવતાં ઘોડો ભૂત આવ્યું હોય અને નાસે તેમ નાસવા માંડયો. જોતજોતામાં તે અદ્રશ્ય થયો અને ચક્રીને ઘોર જંગલમાં લાવી ઉભા રાખ્યા. ચક્રી હેઠા ઉતર્યા કે તુર્ત ઘોડાના રામ રમી ગયા. ચક્રી પગપાળે આગળ વધ્યા. ત્યારપછી સરોવરમાં સ્નાન અને જળપાન કરી સગર લટાર મારે છે, તેવામાં તેમણે દેવકન્યા સમી રૂપવતી સ્ત્રી જોઇ. બન્નેનાં નયનો એકબીજામાં મળ્યાં. તે સાથેજ બન્ને કામબાણુથી ઘવાયાં. સ્ત્રી સખીઓ સાથે ચાલી ગઇ પણ તુર્ત એક દાસી સગર પાસે આવી અને કહેવા લાગી કે, "હે સ્વામિન્ ! **ગગનવલ્લભ** નામના નગરમાં **સુલોચન** નામનો વિદ્યાધર છે. તેને **સહસ્રનયન** નામે પુત્ર અને **સુકેશા** નામે પુત્રી છે. એક વખત નિમિત્તિયાએ સુલોચનને કહેલ કે,''તમારી પુત્રી ચક્રવર્તીની પટરાણી થશે.' આથી ગમે તેટલાં તેનાં માગાં આવ્યાં પણ તે સર્વને તે વિદ્યાધરે પાછાં ઠેલ્યાં."

એક વખત **રથનુપુર**ના રાજા **પૂર્ણમેઘ** વિદ્યાધરે **સુકેશા**ની માગણી કરી. સુલોચને તે ન સ્વીકારી એટલે તે લશ્કર સહિત સુલોચન ઉપર ચઢી આવ્યો. આ લડાઇમાં સુલોચન ખપી ગયો, પણ તેનો પુત્ર સહસ્રનયન શત્રુ ન જાણે તે રીતે સુકેશાને લઇ આ જંગલમાં રહ્યો છે. જ્યારથી સુકેશાએ તમને અહિં જોયા છે, ત્યારથી તેનો કંપ અને છાતીની ફડક શાંત થતી નથી. તે દીલને ઘણું ઘણું રોકે છે, પણ તમારી તરફથી તેનું દીલ ખસતું નથી. આ અરસામાં સહસ્રનયન પણ ત્યાં આવી પહોંચ્યો અને તેણે સગરને ચક્રી જાણી

સુકેશાને પરણાવી. ત્યારપછી સહસ્રનયનને સાથે લઇ સગરચક્રી વિમાન ઉપર બેસી ગગનવલ્લભ નગરે આવ્યા, અને ત્યાં તેમણે તેને તેના રાજ્ય ઉપર બેસાર્યો.

આ પછી સુકેશાને સાથે લઇ સગરચક્રી સાકેતપુરના પરિસરમાં રહેલ શિબિર આગળ આવ્યા. અઠ્ઠમ તપ કર્યો. અને મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો, દેવોએ અને રાજાઓએ ચક્રવર્તીપણાનો અભિષેક કર્યો. આ ચક્રીપદનો મહોત્સવ બાર વર્ષ સુધી ચાલ્યો. સર્વ ઠેકાણે આનંદ અને જયજયકાર વ્યાપી રહ્યો. ત્યારપછી સગરચક્રી અદ્‌ભુત સુખ ભોગવવાપૂર્વક પોતાનો કાલ નિર્ગમન કરવા લાગ્યા.

એક વખત સાકેતપુરમાં અજિતભગવાનની પર્ષદામાં પૂર્ણમેઘને મારી હાથમાં તલવાર સાથે સુકેશાનો ભાઇ આવ્યો અને બોલવા માંડયો કે ક્યાં ગયો એ 'ઘનવાહન'. તેણે પર્ષદામાં પૂર્ણમેઘના પુત્ર ઘનવાહનને જોયો પણ તેનો ક્રોધ ભગવાનના પ્રભાવથી શાંત થયો. આથી તે પણ ત્યાં દેશના સાંભળવા બેસી ગયો. આ પછી દેશનાને અંતે સગરચક્રિએ ભગવાનને પુછ્યું કે 'આ બન્નેને પરસ્પર વૈરનું શું કારણ છે? અને સહસ્રલોચન ઉપર મને કેમ અંતરનો પ્રેમ ઉપજે છે.' ભગવાને કહ્યું 'કોઇ એક પૂર્વભવમાં તમે **રંભક** નામે સંન્યાસી હતા, તમારે **શશી** અને **આવલી** નામે બે શિષ્યો હતા. આવલી વિનયી અને ગુરૂભક્ત હોવાથી તમને તેની પ્રત્યે ખુબ પ્રેમ હતો. એક વખત આવલીએ એક ગાય વેચાતી લીધી, પરંતુ શશીએ તેના મૂળધણીને ખુટવી પોતે ગાય ખરીદી. આના અંગે બંને વચ્ચે લડાલડી થતાં શશીના

હાથે આવલી માર્યો ગયો. શશિ મરી **ઘનવાહન** થયો, અને આવલી મરીને સહસ્રલોચન થયો, સહસ્રલોચન પૂર્વભવમાં તમારો પ્રિય શિષ્ય હોવાથી તમને તેના ઉપર હાર્દિક ભાવ જાગ્યો.'

આ અરસામાં **ભીમ** નામે રાક્ષસ જે સભામાં બેઠો હતો. તે ઉભો થઇ ઘનવાહનને ભેટી કહેવા લાગ્યો કે, 'હું પૂર્વભવમાં વિદ્યુદ્દંષ્ટ રાજા હતો, અને તું મારો **રતિવલ્લભ** નામે પુત્ર હતો. તું મને પ્રાણથી પણ વહાલો હતો. પુત્ર! મારી પાસે **લંકા** અને એક **પાતાલલંકા** નામે બે નગરીઓ છે. ભીમે નવમાણિક્યનો હાર આપી મેઘવાહનને સાથે લીધો. અને બન્ને લંકાનો રાજા બનાવ્યો. રાક્ષસદ્વીપના રાજા ઘન-વાહનનો વંશ ત્યારપછી **રાક્ષસવંશ** તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

( ૩ )

સમય જતાં સગરચક્રીને **જન્હુ** વિગેરે સાઠહજાર પુત્રો થયા. આ પુત્રો યૌવનવય પામ્યા અને તેમનો વીર્યોલ્લાસ ખીલી નીકળ્યો. તેમણે પિતાને વિજ્ઞપ્તિ કરી કે, 'અમે આપ કહો તે દેશ સાધીએ અગર કહો તો દુર્દમ શત્રુને વશ કરીએ' પિતાની આગળ નહોતા કોઇ દેશ સાધવાના બાકી કે નહોતા કોઇ બાકી દુર્જય શત્રુ. આથી તેમણે કહ્યું કે 'પુત્રો! ભાગ્ય-વાન પુરૂષોને સુખ ભોગવવા પ્રયત્ન કરવો પડતો નથી. તેને માટે તો બીજાએ પ્રયત્નપૂર્વક સુખ હાજર રાખવું પડે છે તમે તમારે ઇચ્છા મુજબ વિચરો અને સુખ ભોગવી કાળ પસાર કરો.'

પિતાની આજ્ઞા થતાં સ્ત્રીરત્ન સિવાય સર્વ રત્નો લઇ પુત્રોએ માંગલિક દિવસે પ્રયાણ કર્યું. કુદરતની લીલા નિહાળતા આનંદ લૂંટતા અને લુંટાવતા સગરના સાગરના મોઝાની માફક સાઠહજાર પુત્રો ગ્રામ, નગર, ખેટ, નદી, દ્રહો જોતા જોતા અષ્ટાપદ પાસે આવ્યા. લીલાછમ વૃક્ષ ઘટાથી છવાએલ ને આકાશના વાદળાંઓ સાથે વાતો કરતા. સુવર્ણ મુકુટ સમા ચૈત્યથી શોભતા તે પર્વતને જોઇ તેઓએ મંત્રીઓને પૂછ્યું કે, 'આ કયો પર્વત છે? અને તેના ઉપર ચૈત્ય કોણે બંધાવ્યું છે?'

મંત્રીઓએ કહ્યું, 'તમારા પૂર્વજ ઋષભદેવના પુત્ર ભરતચક્રીએ આ ચૈત્ય બનાવેલ છે. આઠ પગથાર હોવાથી આ અષ્ટાપદપર્વત કહેવાય છે. આ ચૈત્યમાં સ્વસ્વ દેહપ્રમાણ ચોવીસ તીર્થંકર ભગવાનોની રત્નમય પ્રતિમાઓ અને ભરતચક્રીના નવાણું ભાઇઓની પાદુકા તથા મૂર્તિઓ કરાવી ભરતેશ્વરે પ્રતિષ્ઠાપૂર્વક પ્રતિષ્ઠિત કરેલ છે.'

યૌવનના પ્રતીક સમા સાઠહજાર પુત્રો ધમધમાટ કરતી નદીના પુરની પેઠે અષ્ટાપદ ઉપર ચઢ્યા. ભગવંતની પ્રતિમાને વાંદી, અને જીવન કૃતકૃત્ય બની વિચારવા લાગ્યા કે, પિતાએ આપણા માટે કરવા જેવું કાંઈ કામ બાકી રાખ્યું નથી બીજું કાંઇ નહિ તો આપણા વડિલોએ બનાવેલ આવા મંદિરની સદાકાળ રક્ષા થાય તેવું કાંઇક આપણે કરીએ. તોપણ આપણું અહોભાગ્ય. કારણકે દુઃષમકાળમાં જતે દિવસે માણસો ભગવાનની રત્ન પ્રતિમાને પણ ઉઠાવી જશે. કેમકે ધનભૂખ્યાને કાંઈપણ અનાચરણીય નથી હોતું.' બધાએ અષ્ટા-

પદ ફરતી ખાઈ કરી મંદિરની રક્ષા કરવાનો નિર્ણય કરી દંડરત્નથી પૃથ્વીને ખોદવા માંડી, જોતજોતામાં હજાર યોજન ખોદી નાંખ્યું, ત્યાં તો નાગલોકના ઉત્પાતથી ક્રોધાતુર થએલ **જ્વલનપ્રભ** દેવ બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે 'પિતાના દંડરત્નથી અભિમાની બનેલ એ સગરપુત્રો! તમે આ શું કરવા માંડયું છે? નાગલોકનાં મંદિરો નીચે ખંડિત થાય છે તેનું તમને ભાન છે કે નહિ? મોટાના પુત્રે મોટાની પેઠે સૌનું કુશળક્ષેમ ઇચ્છવું જોઇએ.'

જન્હુએ જ્વલનપ્રભને વિજ્ઞપ્તિ કરી શાંત પાડયો અને કહ્યું કે 'અમે તમારા આવાસ તોડવા નથી માગતા, અમે તો મંદિરની રક્ષા માટે અહિં ખાઇ કરતા હતા.' વિવેકી પુરૂષોનો ગમે તેવો કોપ પણ જ્યારે માણસે અજાણતાં ભૂલ કરી છે તેમ લાગે ત્યારે તુર્ત શાંત થાય છે. તેમ જ્વલનપ્રભ શાંત થયો અને પાતાલ લોકમાં ચાલ્યો ગયો.

નાગરાજના ગયા પછી જન્હુએ પોતાના ભાઇઓને કહ્યું 'આપણે અષ્ટાપદ પર્વતની આસપાસ ખાઈ કરી પણ આતો જતે દિવસે પુરાઈ જશે. ગમે તેવું મોટું શરીર બુદ્ધિ વિના શોભે નહિ તેમ આ ખાઈ પાણી વિના નકામી નિંવડશે. માટે આપણે તેને પાણીથી પુરવી જોઇએ. પરંતુ ખાઇ પુરાય તેટલું પાણી ગંગાને અહિં લાવ્યા શિવાય બની શકે તેમ નથી.' આથી યમદંડ સમો દંડરત્ન લઇ ગંગાના કાંઠાને વિદારતો જન્હુ ગંગાના પ્રવાહને ખાઇમાં લાવ્યો. ગંગાનું પાણી નાગલોકમાં પેઠું. અને દેવોના આવાસો પાણીથી તરબોળ બન્યાં. નાગરાજના કોપે માઝા મૂકી. તે નાગકુમારો

સાથે બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે 'ગધેડાઓને તો હકૂણાંજ જોઇએ તેમ તમારી સાથે સામનીતિ કામની નથી.' તેમ કહી દૃષ્ટિવિષવડે સાગરના ૬૦ હજાર પુત્રોને ભસ્મિ-ભૂત કરી નાગરાજ નાગકુમારો સાથે પાતાલ લોકમાં ચાલ્યો ગયો.

સગરના પુત્રોની સમગ્ર છાવણી રો'કકળથી ગાજી ઉઠી. દિશાઓ અને વનપક્ષીઓ પંણ રડી ઉઠયાં અને ગઇકાલની પ્રબળ શક્તિ એકાએક આમ અચાનક અસ્ત પામતી જોઇ સૌ કોઇ શોકમગ્ન બન્યા. સેનાપતિ અને સૈનિકો શા મોંઢે પાછા ફરવું તે ન સૂઝવાથી મૃત્યુ પામવાની તૈયારીવાળા થયા. તેવામાં એક ભગવા વસ્ત્રવાળા બ્રાહ્મણે તેમને આશ્વાસન આપ્યું. અને કહ્યું કે 'હું રાજાનો શોક ઓછો કરી શાંત પાડીશ! તમે આવા અકાળ મૃત્યુને ન વરો!'

(૪)

'હું લૂંટાયો છું! મારૂં કોઇ રક્ષણ કરો! બચાવો! બચાવો!' એમ બૂમો પાડતો બાળમૃતકને લઇ એક વૃદ્ધ બ્રાહ્મણ રાજમાર્ગમાં ડુસકે ડુસકે રડતો હતો. આ શબ્દો સગરચક્રીએ સાંભળી તેને રાજસભામાં બોલાવ્યો અને પૂછ્યું કે 'હે વિપ્ર! મારા રાજ્યમાં તને કોણે લૂંટયો છે? તું કોણ છે અને તારે શું દુઃખ છે?'

'મહારાજ! હું શું કહું? મારૂં સર્વસ્વ ગયું! હું અશ્વભદ્ર નામના ગામડાનો અગ્નિહોત્રી બ્રાહ્મણ છું. પ્રાણપ્રિય પુત્રને તેની માતાને સોંપી હું વધુ અભ્યાસ કરવા બીજે

ગામ ગયો. ત્યાંથી પાછો ફરતાં ઘરમાં પેઠો ત્યારે સ્ત્રી ડુસકે ડુસકે રોતી હતી અને એક બાજુ કાળા સર્પથી ડસાયેલ પુત્ર દીર્ઘ નિદ્રામાં પોઢયો હતો. મેં અને મારી સ્ત્રીએ આખી રાત રોઈ રોઈને કાઢી. મધ્યરાત્રિએ કુલદેવી પ્રગટ થઈ અને કહેવા લાગી કે 'તું મુંઝાઈશ નહિ જેને ઘેર મૃત્યુ ન થયું હોય તેના ઘેરથી મંગલિક અગ્નિ લાવ એટલે તારા પુત્રને હું તુર્ત જીવાડું.' મને આશા પ્રગટી. હે રાજન! હું ઉંબરે ઉંબરે ભટકું છું, કોઈને ત્યાંથી મંગલિક અગ્નિ મળતો નથી. નાના મોટા સર્વે ઘેર ભટકયો છું. મારે બીજી કોઈ ભૂખ નથી. મારે જોઈએ છે માત્ર મંગલિક અગ્નિ. આપ ચક્રી છો, કૃપાળુ છો, પ્રજાવત્સલ છો, તો આ પ્રજાના બાળકને જીવાડવા માંગલિક અગ્નિ આપો. અગર ક્યાંથી પણ મંગાવી આપો."

સગરચક્રીએ શોકમય છતાં વિવેકી વાણીથી કહ્યું, 'હે બ્રાહ્મણ! અમારૂં કુળ ઉંચું છે છતાં અમારા કુટુંબમાં પણ ઋષભદેવ, ભરત, આદિત્યયશા, મહાયશા, અતિબલ, બલભદ્ર, બલવીર્ય, કાર્તિવિર્ય વિગેરે પ્રતાપી પૂર્વજો મૃત્યુ પામ્યા છે. તું ગમે ત્યાં ફરે પણ કોઈનું કુટુંબ કે ઘર મૃત્યુ વિનાનું નહિ મળે. આ જગતમાં સર્વ જીવો કાળવશ છે. જે જન્મે છે તે અવશ્ય મૃત્યુ પામે છે. તું પંડિત અને ધીર છો તો ધૈર્ય ધારણ કરી જગત સ્થિતિનો વિચાર કર.'

બ્રાહ્મણે કહ્યું, 'હું આ બધું સમજું છું, પણ મારી ધીરજ રહેતી નથી. મહારાજન્! શાસ્ત્રવચન અને ધીરજની વાતો જ્યાં સુધી પોતાને સાક્ષાત્ અનુભવ નથી થયો હોતો

ત્યાં સુધી તો રહે છે, પણ જ્યારે દુઃખ પોતાને માથે આવી પડે છે ત્યારે નથી રહેતી. હું સમજું છું કે જેને થોડા પુત્રો હોય તેના થોડા નાશ પામે અને જેના વધારે હોય તેના વધારે નાશ પામે. હે સ્વામિન્! આપના વચનથી હું હવે શોક નહિ કરૂં પણ આપ! આપના સઘળા પુત્રોના કોઇ મૃત્યુ સમાચાર આપે તે વખતે શોક ન કરો તે બને?

ગંભીરતાથી સગરચક્રીએ કહ્યું. 'નામ તેનો નાશ છે. ભરતચક્રી અને ઋષભદેવ જેવા પૂર્વજો ગયા તો હું કે મારા પુત્રો શી વીસાતમાં? હું તો કહું છું કે ગમે તે સમાચાર વખતે હું ધીરજ રાખી શકીશ. અને વિદ્વાન બ્રાહ્મણ! પુદ્દગલમાંથી ઉત્પન્ન થયેલ દેહ પુદ્દગલમાં મળે તેનો શોક શો કરવો?' એમ છે તો હવે આપ સાંભળો. 'હે સ્વામિન! તમારા સાઠહજાર પુત્રો નાગરાજના દૃષ્ટિવિષથી મૃત્યુ પામ્યા છે.'

આ સમાચાર સાંભળી સગર શોકસ્તબ્ધ બની જડાઇ ગયો. બ્રાહ્મણે કહ્યું, 'હે સ્વામિન્! આપ અજીતનાથ ભગવાનના બાંધવ છો, વિવેકી છો, અને જગતની સ્થિતિના પારખુ છો.'

એટલામાં તો સર્વ પ્રધાનો આવ્યા અને તેમણે સર્વ વૃત્તાંત કહ્યો. ત્યાં તો રાજા ઘણી ધીરજ રાખવા છતાં ન રાખી શકયો અને જમીન ઉપર ઢળી પડયો.

સર્વત્ર શોક ફેલાયો. પ્રજા પણ રાજાના શોકમાં સામેલ બની થોડા સમય સુધી તો સૌ કોઇ અવાચક બન્યા.

રાજા સમજી ગયો કે આ વૃદ્ધ બ્રાહ્મણ મારા પુત્રના મૃત્યુ સમાચાર આપવા આવ્યો હતો. પણ તેણે મને વધુ

આઘાત ન લાગે માટે પોતાના પુત્રના મૃત્યુની વાત આગળ કરી હતી. હું માનું છું કે આ બ્રાહ્મણ બીજો કોઇ નહિ પણ મને સ્થિર રાખવા બ્રાહ્મણવેશે પધારેલ ઇંદ્ર હતા.

સુબુદ્ધિ મંત્રીએ આંસુ લુંછી ભારે અવાજે કહ્યું. "રાજન્! બુદ્ધિશાળી મનુષ્યોએ જગતની નાશવંત અવસ્થા જાણ્યા પછી વિવેક વિકલ ન થવું જોઈએ." મંત્રીએ રાજાને ઈંદ્રજાળિકનું દૃષ્ટાંત આપી કહ્યું કે 'હે રાજન! એક રાજાને ત્યાં વસંતઋતુમાં એક ઈંદ્રજાળિક આવ્યો. તેણે કહ્યું કે, 'સાતમે દિવસે સર્વ નગર પાણીમય થઈ જશે.' કોઇએ આ વાત ન માની પણ સાતમે દિવસે ગર્જારવ કરતો વરસાદ વરસવા માંડયો, લોકો તણાવા લાગ્યા. રાજા અગાસી ઉપર ચઢ્યો. ત્યાં પણ પાણી ઉભરાયું. રાજાએ જેવો ઝંપાપાત કર્યો કે તુર્ત તેણે પોતાની જાતને સિંહાસન ઉપર જોઇ પછી ચારે બાજુ નજર ફેંકી તો તેણે ન દેખ્યું પાણી કે પાણીનો ઉપદ્રવ. તુર્ત ઈંદ્રજાળિક રાજા આગળ હાજર થયો અને રાજાને કહેવા લાગ્યો કે 'મહારાજ! આ તો મારી કલા હતી.' આ પછી રાજા વિચારમગ્ન બન્યો અને ઇંદ્રજાળિકના ચોમાસાની પેઠે આ સર્વ સંસાર ઇંદ્રજાળિક સમાન છે. તેમ સમજી સંસાર તજી દીક્ષા લઇ તેણે સ્વશ્રેય સાધ્યું. આમ સર્વેએ જુદાં જુદાં દૃષ્ટાંતો આપીને રાજાને શોકરહિત બનાવ્યા.

તેટલામા ગંગાના જળના ઉપદ્રવની પ્રજાએ બુમ પાડી. સગરચક્રીએ જન્હુના પુત્ર **ભગીરથને** મોકલ્યો. તેણે અઠ્ઠમ તપ કર્યો અને જ્વલનપ્રભદેવને આરાધી ગંગાને સમુદ્રમાં વાળી પ્રજાને સુસ્થિત કરી. આથી ત્યારબાદ ભગીરથના નામથી ગંગા **ભાગિરથી** કહેવાઇ.

( ૫ )

આ ગંગા પ્રવાહ સમુદ્ર તરફ વળતાં સગરપુત્રોનાં મૃતકો પણ સમુદ્રમાં જઇ મળ્યાં, આથી જતે દીવસે અસ્થિને જળમાં નાંખવાની વિધિ જગતમાં ચાલુ થઇ. કારણકે જગતમાં મોટા લોકોની પ્રવૃત્તિ જતે દિવસે માર્ગરૂપ બને છે.

ગંગાને સમુદ્રમાં મેળવી ભગીરથ પાછો ફરે છે, તેવામાં તેણે માર્ગમાં એક કેવળી ભગવંતને જોયા. રથ ઉપરથી ભગીરથ ઉતરી મુનિને પ્રદક્ષિણા કરી પ્રણામપૂર્વક યોગ્ય સ્થાને બેસી દેશના સાંભળી પૂછવા લાગ્યો કે, 'હે ભગવંત ! મારા પિતા અને કાકાઓ એકીસાથે કયા કર્મને લઇ મૃત્યુ પામ્યા.' કેવળી ભગવંતે જવાબ આપ્યો, 'હે ભગીરથ ! પૂર્વે એક સંઘ તીર્થ–યાત્રાએ જતાં એક ગામમાં આવી પહોંચ્યો અને કુંભારના ઘર નજીક તેણે પડાવ કર્યો. ગામલોકો ચોર હોવાથી સંઘને માલદાર માની લુંટવા આવ્યા. કુંભારે આજીજી કરી ધર્મી માણસોને ન લુંટવા તેવું સમજાવી તેમને પાછા વાળ્યા. આ પછી રાજાને ખબર પડી કે, આ ગામના લોકો ચોર છે, તેથી તે ગામને માણસો સહિત ફુંકી નાંખ્યું–બાળ્યું. જ્યારે આ ગામ બાળ્યું ત્યારે કુંભાર બહારગામ ગયો હતો, તેથી તે બચી ગયો. કુંભાર મૃત્યુ પામી વિરાટદેશમાં વણિક થયો, ત્યાંથી મૃત્યુ પામી રાજા થઈ દેવલોકમાં જઇ તું ભગીરથ નામે થયો અને ગામના લોકો વિરાટદેશના મનુષ્યો થઇ કઇ સંસારમાં ભટકતા ભટકતા તમારા પિતા જન્હુ વિગેરે થયા. હે કુમાર ! જ્વલનપ્રભ

વિગેરે તો નિમિત્ત માત્ર છે. પૂર્વભવની કરણી જ સ્નેહ, વૈર, સંપત્તિ અને મૃત્યુમાં કારણરૂપ છે.' ભગીરથ કેવળીને વાંદી રથારૂઢ થઈ અયોધ્યામાં આવ્યો.

અયોધ્યામાં આવતાં વેંત ભગીરથ દાદા સગરચક્રીને પગે લાગ્યો અને તેમણે તેને આશીવાદ આપ્યા. આ પછી સગરચક્રીએ ભગીરથને કહ્યું, 'હે પૌત્ર! મારા ઉપરનો રાજ્યભાર ઓછો કર અને મને દીક્ષમાર્ગે પ્રયાણ કરવામાં મદદરૂપ બન!' સગરચક્રીએ તુર્ત વિનીત અને નમ્ર ભગીરથનો રાજ્યાભિષેક કર્યો.

આ અવસરે અજીતનાથ ભગવાન સમવસર્યાના ઉદ્યાનપાલકોએ સમાચાર આપ્યા. ચક્રીએ સાડાબાર ક્રોડ સોનૈયા ઇનામ આપ્યું. આ પછી સમવસરણમાં જઇ દેશના સાંભળી ભગવંતને પ્રવ્રજ્યા અંગીકાર કરવાની ઇચ્છા જણાવી. ભગીરથે સગરચક્રીનો દીક્ષા મહોત્સવ કર્યો અને ભગવંતના હાથે જન્હુ સાથે ગયેલા સામંતો સહ ચક્રીએ દીક્ષા અંગીકાર કરી.

જોતજોતામાં સગરમુનિએ દ્વાદશાંગીનો અભ્યાસ કર્યો. ઉત્કૃષ્ટ તપ તપી ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન મેળવ્યું અને અંતે સિદ્ધિને વરી શાશ્વપતદ પામ્યા.*

——(૦)——

* આ કથા લઘુત્રિષષ્ટિ શલાકા પુરુષચરિત્રના આધારે લીધી છે, ઋષિમંડળવૃત્તિ વિગેરે ગ્રંથોમાં કુલદેવીના બદલે ચક્રીના વૈદ્યે દેવતાઈ રાખ લઇ આવવાનું બ્રાહ્મણને કહ્યું વિગેરે ફેરફાર છે.

## ૨

# રૂપનો અહંકાર
## યાને
# સનત્કુમાર ચક્રવર્તિ

## (૧)

હસ્તિનાપુર નગરમાં **અશ્વસેન** રાજા રાજ્ય કરતા હતા, તેમને **સહદેવી** નામે સુલક્ષણી રાણી હતી.

સહદેવીએ ચૌદ સ્વપ્ન સૂચિત પુત્રનો જન્મ આપ્યો. રાજાએ તેનું નામ **સનત્કુમાર** પાડયું. બાલ્યકાળ પુરો કરી વિદ્યાભ્યાસ કરી સનત્કુમાર યુવાકાળમાં પ્રવેશ્યો.

આ સનત્કુમારને બાળસખા **મહેન્દ્રસિંહ** હતો. આ બન્ને કુમારો એક વખત **મકરંદ** નામના ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા. ક્રીડા માટે પિતાએ ભેટ આપેલ **જળધિકલ્લોલ** અશ્વને પણ સનત્કુમારે સાથે લીધો. થોડું ફર્યા બાદ કુમાર અશ્વ ઉપર બેઠો કે તુર્ત ઘોડાએ નાસવા માંડયું. પવનની પેઠે નાસતો તે ગામ શહેર બધું વટાવતો એક જંગલમાં પેઠો. આખો દિવસ દોડયા પછી તે મધ્ય જંગલમાં ઉભો રહ્યો. કુમાર હેઠો ઉતર્યો ત્યાં જ અશ્વ ચક્કર ખાઈ હેઠો પડયો અને મૃત્યુ પામ્યો.

કુમાર મિત્ર અને અશ્વ વિનાનો એકલો પડયો પણ તેનું ભાગ્ય જોર કરતું હતું તેથી જંગલમાં પણ તેને મંગળ થયું. અટવી બહાર નીકળ્યો ત્યાં તો તેને વિદ્યાધરની આઠ

પુત્રીઓ મળી તે તેને જોતાં મુગ્ધ થઇ. આમ એક વરસ કુમારે આમથી તેમ રખડયા કર્યું. તે વર્ષ દરમિયાન તે સુનંદા, વન્ધ્યાવળી, ચંદ્રયશા વિગેરે અનેક વિદ્યાધર કન્યાઓને પરણ્યો અને અનેક વિદ્યાધરોનાં રાજ્ય મેળવ્યાં.

મહેન્દ્રસિંહે શોધતાં શોધતાં વર્ષને અંતે એક જંગલના ઉપવનમાં સ્ત્રીઓ સાથે આનંદ કરતા સનત્કુમારને શોધી કાઢયો. તે તેની ઋદ્ધિસિદ્ધિ દેખાડવા વૈતાઢય નગરોમાં લઈ જતો હતો પણ તેણે કહ્યું 'મિત્ર ! તારા વિના માતા પિતા ઝુરે છે.' કુમાર તુર્ત હસ્તિનાપુર આવ્યો. પિતા પુત્ર ભેટ્યા અને પિતાએ સનત્કુમારને રાજ્ય સોંપી દીક્ષા લઇ સ્વશ્રેય સાધ્યું.

સનત્કુમારને અનુક્રમે ચૌદ મહારત્નો પ્રાપ્ત થયાં. તેણે ચક્રરત્નને અનુસરી ભરતક્ષેત્રના છ ખંડ સાધ્યા અને નૈસર્પ વિગેરે નવનિધિ સાધ્યા.

રાજાઓએ ચક્રીનો અભિષેક કર્યો. નગરમાં બાર વર્ષ સુધી આનો ઉત્સવ ચાલ્યો. સર્વત્ર આનંદ મંગળ વર્ત્યાં.

( ૨ )

એક વખત સૌધર્મેન્દ્ર પોતાની સભામાં બેઠા હતા ત્યારે ઇશાનવાસી સંગમદેવ ત્યાં આવ્યો. ઇન્દ્રની સાથે કાર્ય પતાવી તે દેવના ચાલ્યા ગયા બાદ દેવોએ ઇન્દ્રને પૂછ્યું 'આ દેવની આટલી બધી કાંતિ કેમ છે?'

સૌધર્મેન્દ્રે કહ્યું 'તેણે પૂર્વે વર્ધમાન તપ કરેલું છે તેથી તેનું આવું રૂપ છે.'

ફરી દેવોએ પૂછ્યું 'આના જેવી કાન્તિવાળો બીજો કોઈ પુરૂષ હશે?'

ઇન્દ્રે સનત્કુમારના રૂપની પ્રશંસા કરતાં કહ્યું કે 'સનત્કુમાર જેવું રૂપ કે કાન્તિ દેવ કે મનુષ્યમાં નથી.'

ઇન્દ્રના આ શબ્દ સાંભળી **વિજય** અને **વૈજયન્ત** નામના બે દેવ બ્રાહ્મણનું રૂપ ધરી સનત્કુમારને જોવા આવ્યા. સનત્કુમાર તે વખતે સ્નાનની તૈયારી કરતા હતા. તેમનું રૂપ દેખી તેમણે માથું ધુણાવ્યું. અને મનમાં કહ્યું કે 'ઇન્દ્ર કહેતા હતા તેવુંજ રૂપ અને કાંતિ છે.'

સનત્કુમારે બ્રાહ્મણોને કહ્યું કે 'ખરૂં મારૂં રૂપ જોવું હોય તો મને રાજસભામાં નિહાળજો કારણ કે તે વખતે મેં આભૂષણ પહેર્યાં હશે.'

બ્રાહ્મણો સારૂં કહી રાજસભા આગળ આવ્યા. તેમણે સનત્કુમારને જોયો અને તેના થુંકને વિકૃત જોતાંજ તેમનું મૂખ પલટાયું.

સનત્કુમારે ગર્વથી કહ્યું કે 'સ્નાનાગારમાં તમે મને જોયો હતો તે કરતાં અત્યારે હું કેટલો સુંદર દેખાઉં છું.'

બ્રાહ્મણો બોલ્યા 'મહારાજ ! તે રૂપ તો ગયું અત્યારે તો આપ મહા વ્યાધિગ્રસ્ત લાગો છો.'

સનત્કુમારે શરીર ઉપર હાથ ફેરવ્યો તો કાયા રોગોથી ગ્રસિત બની દુર્ગંધમય બની હતી. દેવોએ પોતાનું સ્વરૂપ જણાવ્યું અને કહ્યું કે 'ઇન્દ્રની પ્રશંસાથી અમે તમને નિરખવા અહિં આવ્યા હતા. પણ સ્નાનાગારનું રૂપ અત્યારે નથી.'

રાજા સમજ્યો 'મારા રૂપને મારા અભિમાને ગ્રસિત કર્યું છે. હું મૂર્ખ અનિત્ય દેહમાં મૂર્ચ્છિત થઇ ભાન ભૂલ્યો.' આ વખતે ચક્રીને વૈરાગ્ય ભાવના જાગૃત્ થઇ અને તેણે **વિનયંધર** મુનિ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું.

સનત્કુમાર રાજર્ષિના શરીરને સોજા, શ્વાસ, અરૂચિ, ઉદર પીડા અને નેત્રપીડા વિગેરે અનેક રોગો ઘેરી વળ્યા. જેવું સુંદર રૂપ હતું તેવુંજ કદરૂપું શરીર થયું. મુનિ બિલકુલ તેની દરકાર કરતા નથી, વ્યાધિની ચિકિત્સા માટે આવનાર વૈદ્યો અને દેવોને તે અનુજ્ઞા આપતા નથી. સર્વ વ્યાધિ સમતા ભાવે સહન કરે છે. છઠ્ઠને પારણે છઠ્ઠ કરતા તે તપસ્વી મુનિને અનેક લબ્ધિઓ થાય છે છતાં સાતસો વર્ષ સુધી પ્રતિકાર વિના સમતા ભાવે સર્વ વ્યાધિ સહન કરે છે.

પેલા વિજય અને વૈજયન્ત દેવ ફરી વૈદ્યનું રૂપ ધરી સનત્કુમાર રાજર્ષિ પાસે આવ્યા. અને વિનંતિ કરી કહેવા લાગ્યા કે 'હે મહાભાગ! આપ આજ્ઞા આપો તો રોગોનો અમે પ્રતિકાર કરીએ.'

રાજર્ષિએ કહ્યું 'ભાવ રોગના પ્રતિકારને હું ઝંખી રહ્યો છું. દ્રવ્ય રોગના પ્રતિકારની મારે જરૂર નથી. તેને માટે તો જુઓ' એમ કહી કુષ્ઠમય આંગળીને થુંકવાળી કરી શરીર ઉપર ઘસી કે તુર્ત તે ભાગ સુંદર કંચનવર્ણી થયો.

દેવો આશ્ચર્ય પામ્યા. અને બોલી ઉઠયા. 'રોગના પ્રતિકારની લબ્ધિ હોવા છતાં દેહ પર નિર્મમપણું દાખવનાર રાજર્ષિ આપને ધન્ય હો!' મુનિને વાંદી પોતાનું સ્વરૂપ જણાવી દેવો સ્વસ્થાને ગયા.

કુમારવયમાં અર્ધ લાખ વર્ષ, માંડલિકપણામાં અર્ધ લાખ વર્ષ, દિગ્વિજયમાં દશ હજાર વર્ષ, ચક્રવર્તિપણામાં નેવું હજાર વર્ષ અને વ્રતમાં એક લાખ વર્ષ એમ કુલે ત્રણ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સનત્કુમાર ચક્રી જગત્ ઉપર ઉપકાર કરી ત્રીજા દેવલોકે સિધાવ્યા.

(ત્રિષષ્ટિ શલાકા ચરિત્ર)

---

## ૩

# પાપ ઋદ્ધિ
### યાને
# બ્રહ્મદત્ત ચક્રવર્તિ.

(૧)

'दासौ मृगौ मरालौ चांडालौ त्रिदशौ ततः' આ શ્લોકની જે સાચી પાદપૂર્તિ કરશે તેને મહારાજાધિરાજ બ્રહ્મદત્ત ચક્રવર્તિ અર્ધું રાજ્ય આપશે. આવી ઉદ્‌ઘોષણા પુરિમતાલ નગરના ચૌટે ચૌટે થાય છે,

જંગલમાં હળ હાંકતો ખેડુત, શેરીમાં રમતા છોકરા, ભેંસો ચરાવતા ભરવાડો સૌ કોઇ આ પદ લલકારતા જાય છે અને પોતાનું કામ કરે જાય છે.

એક વખત એક મેલા ઘેલાં કપડાં પહેરેલ ખેડુત રાજ્યસભામાં આવ્યો અને ચક્રીની સામે કહેવા લાગ્યો કે 'एषा नौ षष्ठिका जातिरन्योऽन्यं वियुक्तयोः' પદને બરાબર મળતું દેખી રાજા ઉભો થઇ ભેટવા જાય છે ત્યાં ખેડુત બોલ્યો 'મહારાજ! હું મારા ખેતરમાં કોશ ખેંચતો હતો અને 'दासौ मृगौ' પદ બોલતો હતો ત્યાં પાસે કાઉસગ્ગ ધ્યાનમાં રહેલ મુનિ કાઉસગ્ગ ધ્યાન પારી 'एषा नौ षष्ठिका....' પદ બોલ્યા અને તે પદ મેં આપને કહ્યું.

રાજાએ સભા બરખાસ્ત કરી અને સીધો ઉદ્યાનમાં આવ્યો. મુનિને પગે લાગ્યો અને કહેવા લાગ્યો.

બાંધવ! આખી સભાને મ્હેંકાવતો એક વખત મેં એક પુષ્પકંદુક જોયો. ઉંડા ઉહાપોહ કરતાં હું ભાનભૂલી મૂર્ચ્છિત થયો અને સૌધર્મ દેવલોકના ભવ સાથે આપણા પાંચેભવની સ્મૃતિ મને તાજી થઇ. થોડીવારે શુદ્ધિ આવતાં મારો પાંચભવનો શાથી બાંધવ ક્યાં ગયો ? આ ભાઇને હું ક્યાંથી મેળવું ? આમ કરતાં તમને શોધવા **दासौ मृगौ**....પદ પ્રચાર્યું અને આપ મળ્યા. બાંધવ ! આ રાજ્યલક્ષ્મીના આપ બાંધવ બની ભાગીદાર બનો !

મુનિએ કહ્યું ' રાજન! આ તારી ઋદ્ધિ તને ભવોભવ રખડાવનારી છે. સાચી ઋદ્ધિ તો જ્ઞાન દર્શન અને ચારિત્રની છે.

મહારાજ! રાજ્યની ઋદ્ધિ માટે તો લોકો સેંકડો યુદ્ધ ખેલે છે અને ભાગ્ય સિવાય થોડીજ દુનીયાની આ ઋદ્ધિ પણ મળે છે.

રાજન! બરાબર વિચાર કર. તું આજે જે ચક્રવર્તિ પદ પામ્યો છે તેની પાછળ તારા પૂર્વભવનું તપોબળ કારણ છે. જાતિસ્મરણજ્ઞાનથી તો તારે તપમાં સ્થિર થવું જોઇએ. નહિ કે સંસારની પાપઋદ્ધિમાં. સાંભળ આપણો પૂર્વભવ.

( ૨ )

"**ચોથા ભવે** સાધુવેષની નિંદા કરવાના ફળથી **કાશીમાં** **ભુતદત્ત** નામના ચંડાળને ઘેર **ચિત્ર** અને **સંભૂતિ** નામે આપણે બે થયા. આ સમયે **વારાણસી** નગરીમાં **શંખ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **નમુચિ** નામે પ્રધાન હતો. આ પ્રધાનનો પટરાણી સાથે સ્નેહ બંધાયો. અને તેથી બન્ને ગુપ્ત રીતે ભોગ ભોગવવા લાગ્યાં. રાજાને આની ખબર પડી.

આથી તેણે પોતાનો ઉત્સાહ ન થાય તે બીકે ગુપ્ત રીતે નમુચિને મારી નાંખવા ભૂતદત્ત ચંડાળને સોંપ્યો. ભૂતદત્તે વિચાર કર્યો કે 'મારા પુત્રો હોંશિયાર છે. પણ ચંડાળ હોવાથી તેને કોઈ ભણાવતું નથી. જો આ પ્રધાન જીવવાની ઇચ્છાએ ભણાવવાનું કબુલ કરે તો હું તેને બચાવું.' એમ વિચારી નમુચિને પોતાના મનની વાત કહી. તેણે ભણાવવાનું કબુલ કર્યું. આથી ચંડાળે તેને પોતાના ઘરના ભોંયરામાં ગુપ્ત રીતે રાખ્યો. અહિં તેણે ચિત્ર અને સંભુતને થોડા વખતમાં સકળ શાસ્ત્રના પારગામી બનાવ્યા. પરંતુ તેનો વ્યભિચારીપણાનો દોષ નહિ ગયેલો હોવાથી ચંડાળની સ્ત્રીની સાથે પણ પ્યારમાં પડયો. આ વાત જતે દિવસે ચંડાળની જાણમાં આવી. તે તેને મારી નાંખે તે પહેલાં નમુચિ ત્યાંથી નાસી **હસ્તિનાપુર** આવ્યો અને સનત્કુમાર ચક્રીને ત્યાં પ્રધાનપણે રહ્યો.

એક વખત આ બન્ને ભાઈઓ હાથમાં વીણા લઇ નગરના ચોકમાં સંગીત કરવા લાગ્યા. એમના નાદે નગર ગાંડુ બન્યું. અને જેમ વાંસળીના અવાજે હરણીયાં ભેગાં થાય તેમ નગરની ઓઝલ રહેનારી સ્ત્રીઓ પણ ઘરનાં કામ-કાજ મુકી તેમનું સંગીત સાંભળવા આવવા લાગી. લોકોનાં ટોળેટોળાં તેમની પાછળ ઉલટવા લાગ્યાં. આથી આભડછેટથી બીનારા લોકોએ રાજાને વિનંતિ કરી કે 'હે દેવ! આ બે ચંડાળોએ ગીતથી આકર્ષી સર્વ નગરને મલિન કર્યું છે.' રાજાએ આથી તેમને નગરમાં નહિ પેસવાનો હુકમ આપ્યો.

એક દિવસ વાણારસીમાં કૌમુદિ મહોત્સવ હતો. લોકોનાં ટોળેટોળાં ગીતગાન ગાતાં નીકળ્યાં. એક શિયાળનો શબ્દ સાંભળી

બીજું શિયાળ બોલી ઉઠે તેમ ચિત્રસંભૂત માથે બુરખો ઓઢી નગરમાં દાખલ થયા અને તીણા સ્વરે તેમણે પણ ગીત આરંભ્યું. તેમના ગીત આગળ સર્વનાં ગીત ઝાંખાં પડયાં. લોકોનાં ટોળેટોળાં તેમની આગળ જમા થયાં. તેમાં કોઇ કૌતુકીને આ ગાનાર કોણ છે? તે જાણવાની ઇચ્છા જાગી. તેણે બુરખો ખેંચી કાઢયો. લોકોએ જોયું તો બુરખામાંથી બીજું કાંઇ ન નીકળતાં ચિત્ર અને સંભૂત નીકળ્યા. ક્ષણભર જેના ગાને માથાં ધુણાવતા હતા તે લોકોએ 'અરે આ ચંડાલ! મારો! મારો! તેમણે આખું નગર અભડાવ્યું.' એમ કહેતાં જેના હાથમાં જે આવ્યું તે લઇને મારવા લાગ્યા. આમ હડકાયા કુતરાની પેઠે મારીને લોકો તેમને નગર બહાર મૂકી આવ્યા.

ચિત્ર–સંભૂતના ગાત્ર લોકના મારથી ઢીલાં થયાં તેમ તેની સાથે તેમનાં મન પણ ઢીલાં થયાં. તેમને લાગ્યું કે 'લોકોને આપણી કળા પસંદ છે પણ આ શરીરમાં રહેલ હોવાથી ત્યાજ્ય છે. લોકોની દૃષ્ટિએ આપણું શરીર ઘૃણાપાત્ર છે તો આપણે આ શરીરને રાખીને શું કામ છે?' તેમ વિચારી ઝંપાપાત કરવાના નિર્ણયે એક પર્વત ઉપર ચડયા. તેવામાં તેમને એક મહામુનિ મળ્યા અને તેમણે કહ્યું કે 'ઝંપાપાતથી શરીરનો નાશ થશે પણ કર્મનો નાશ થવાનો નથી. તેને માટે તો તપ તપી કલ્યાણ સાધી શરીરનો ત્યાગ કરો તે ઉત્તમ છે.' મુનિની આ વાત તેમને રૂચી અને તે સાધુ થયા. શરીર ઉપર મુદ્દલ દરકાર રાખ્યા વિના દુસ્તપ તપી માસખમણ આરંભ્યું. અને તેઓ બન્ને હસ્તિનાપુર નજીક આવ્યા.

એક વખત સંભૂતિમુનિ માસખમણને પારણે હસ્તિના-

પુરમાં ભિક્ષા માટે પધાર્યા. નમુચિએ તપઃકૃશ અને વેશ પરાવર્તન પામેલ હોવા છતાં તેમને તુર્તજ ઓળખી કાઢયા.

**'पापाः सर्वत्र शङ्किताः'** ન્યાયે તેના હૃદયમાં અનેક આશંકા કુશંકા થવા માંડી. તેને લાગ્યું કે 'મારૂં સમગ્ર ચરિત્ર આ બે મુનિ જાણે છે. અને રખેને તે કોઇને વાત કરે તો મારી પ્રતિષ્ઠા અને આબરૂનું શું થાય?' તેણે તુર્ત સેવકોને આજ્ઞા કરી કે 'આ મુનિને ગળચી પકડી બહાર કાઢો.' સેવકોએ મુનિને ગળચી પકડી તિરસ્કારપૂર્વક બહાર કાઢયા.

અગ્નિથી શીતળ જળ પણ ઉષ્ણ થાય તેમ તે સંભૂત મુનિ આ તિરસ્કારે ઉગ્ર બન્યા, અને તેમના મુખમાંથી જ્વાળાઓ કાઢતી તેજોલેશ્યા પ્રગટી. નગરલોકો ભય પામ્યા. સનત્કુમારચક્રી પણ આવી મુનિને પગે પડયો. અને વિનંતિ કરવા લાગ્યો કે 'હે ક્ષમાસાગર! મહામુનિ! આપ દયાળુ છો. તો દયા રાખી ક્ષમા આપો.' આ વાતની ખબર ચિત્ર મુનિને પડી. તે પણ ત્યાં આવ્યા. તેમણે વિવિધ શાસ્ત્રવચનથી સંભૂતને શાંત પાડયા પણ આ ક્રોધનું કારણ શરીર છે એમ વિચારી બન્ને મુનિ બાંધવોએ આહારનો ત્યાગ કરી અણસણ સ્વીકાર્યું.

એક વખત સનત્કુમાર ચક્રીની સ્ત્રીરત્ન સુનંદા મુનિને વંદન કરવા આવી. વંદન કરતાં તેની કેશની લટ સંભૂત મુનિના ચરણે સ્પર્શી. તપકૃશ મુનિનું હૃદય ક્ષોભાણું અને તેમણે 'આ તપના ફળથી આવતા ભવમાં આવું સ્ત્રીરત્ન મળે તો કેવું સારૂં.' તેવું નિયાણું કર્યું. ચિત્રમુનિને આ વાતની ખબર પડતાં તેમણે કહ્યું કે 'મિથ્યાદુષ્કૃત દઈ ધ્યાન

માર્ગે તમારૂં મન વાળો' પણ આ સમજાવટ નિષ્ફળ નિવડી. છેવટે બન્ને મુનિબાંધવો મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

(૩)

હે ચક્રી! ચિત્રનો જીવ પહેલા દેવલોકમાંથી ચ્યવી **પુરિમતાલ** નગરમાં ધનાઢ્ય શેઠનો પુત્ર હું થયો. અને સંભૂતિનો જીવ ત્યાંથી ચ્યવી **કાંપિલ્યનગરના બ્રહ્મરાજાની** રાણી ચુલનીની કુક્ષિને વિષે ચૌદ સ્વપ્નસૂચિત સુવર્ણવર્ણવાળો **બ્રહ્મદત્ત** નામે રાજપુત્ર તું થયો. બ્રહ્મરાજાને કાશીનો રાજા કટક, હસ્તિનાપુરનો રાજા **કણેરૂદત્ત,** કોશળનો રાજા **દીર્ઘ** અને ચંપાનો રાજા **પુષ્પચુલ** એમ ચાર મિત્રો હતા. આ પાંચે જણ પોતાના અંતઃપુર સહિત એકએક વર્ષ એક બીજાના નગરમાં રહેતા હતા. એક વખત આ પાંચે મિત્રો કાંપિલ્યનગરમાં આનંદપૂર્વક જીવન પસાર કરતા હતા. તેવામાં અચાનક બ્રહ્મરાજા શૂળથી મૃત્યુ પામ્યો. આથી ચારે મિત્રોએ વારાફરતી રહી બ્રહ્મદત્ત ઉંમરલાયક થાય ત્યાં સુધી રાજ્ય સાચવવાનું માથે લીધું. પ્રથમ વર્ષ આ કાર્ય દીર્ઘે સંભાળ્યું પણ દીર્ઘને ચૂલની સાથે રાજ્યકાર્યને અંગે વધુ પરિચય થતાં તે તેણીમાં આસક્ત બન્યો.

નાનો પણ બ્રહ્મદત્ત દીર્ઘ અને ચૂલનીનું આ દૂશ્ચેષ્ટ સમજી ગયો. તે એક વખત અંતઃપુરમાં કાગડો અને કોકિલાને લઇ ગયો અને તેને મારતાં કહ્યું કે 'આ કાગડા અને કોકિલાની પેઠે જે માણસો વ્યભિચાર કરશે તેને હું બરાબર શિક્ષા કરીશ.'

બ્રહ્મદત્તની આ બાળચેષ્ટા દીર્ઘને આકરી લાગી. તેણે ચૂલનીને કહ્યું 'કાં તો બ્રહ્મદત્ત નહિ કાં તો હું નહિ'

ચૂલનીએ કહ્યું 'પુત્ર જેવા પુત્રનો હું માતા થઈ કેમ ઘાત કરૂં ?'

કામી દીર્ઘે કહ્યું 'હું હોઇશ તો તારે ઘણા પુત્ર થશે.'

વિષયવિહ્વળ ચૂલની છેવટે નરમ પડી અને તેણે કહ્યું કે 'લોકોમાં આપણી નિંદા ન થાય તેવી કોઇ યુક્તિપૂર્વક આ કામ પાર પાડીશું.'

આ પછી ગુપ્ત રીતે એક લાક્ષાગૃહ બનાવ્યું અને બ્રહ્મદત્તના લગ્ન પછી જ્યારે તેમાં તે સૂઈ રહે ત્યારે તેને ફુંકી મારવાની ગોઠવણ કરી, આ સુગુપ્ત વાત રાજભકત ધનુમંત્રીના ખ્યાલમાં આવી ગઇ આથી તેણે વૃદ્ધાવસ્થાનું બહાનું કાઢી દીર્ઘ પાસેથી રજા લઇ એક દાનશાળા કાઢી ધર્મકાર્યમાં પરોવાયો. અને કોઇ ન જાણે તેવી રીતે લાક્ષાગૃહથી બહાર નીકળતું એક ગુપ્ત ભોંયરૂં બનાવ્યું. તેમજ પોતાના પુત્ર **વરધનુને** બ્રહ્મદત્તની રક્ષા માટે સર્વ વાતની ભલામણપૂર્વક તેની પાસે રાખ્યો.

સારા મુહૂર્તે બ્રહ્મદત્તનાં પુષ્પચુલ રાજાની પુત્રી પુષ્પવતી સાથે લગ્ન થયાં. વરવધૂને મોકલવાની વખતે અગાઉથી ધનુમંત્રી દ્વારા જાણ કરાએલ હોવાથી પુષ્પચુલે પોતાની પુત્રીને બદલે દાસીને મોકલી. વરવધૂ લાક્ષાગૃહમાં ઘસઘસાટ સૂતાં માની દીર્ઘ અને ચૂલનીના સેવકોએ લાક્ષાગૃહ સળગાવ્યું. બ્રહ્મદત્ત આ શું ? તેમ વિચારે છે તેટલામાં વરધનુએ એક પત્થર ઉપર પાટુ મારી તેને દૂર કરી ભોંયરા દ્વારા બ્રહ્મદત્ત

સાથે બહાર નીકળ્યો. તેણે ટુંકમાં દીર્ઘ અને તેની માતાના દુશ્ચેષ્ટિતની અને પોતાના પિતાએ બનાવી રાખેલ ભોંયરાની વાત કહી. આ પછી બન્ને જણા માથું મુંડાવી ગુરૂશિષ્ય થઇ બ્રાહ્મણનો વેષ ધરી નાસી છુટયા. દીર્ઘે બ્રહ્મદત્તને પકડવા ઘણા સૈનિકો દોડાવ્યા. પણ તેમાં તેને નિષ્ફળતા મળી. દેશોદેશ ફરતાં બ્રહ્મદત્તે, બન્ધુમતી, શ્રીકાંતા, ખંડા, વિશાખા રત્નાવલી કુરુમતી વિગેરે ઘણી રાજકન્યાઓ અને અનેક વિદ્યાઓ પ્રાપ્ત કરી.

ફરતાં ફરતાં બ્રહ્મદત્ત પિતાના મિત્ર વાણારસીના રાજા કટકને ત્યાં આવ્યો. બ્રહ્મદત્ત કટકને ત્યાં છે આ સમાચાર મળતાં દીર્ઘે દૂત મોકલી બ્રહ્મદત્તને પોતાને હવાલે કરવા કટક પાસે માગણી કરી. કટકે તેનો તિરસ્કાર કર્યો. આથી બ્રહ્મદત્ત અને દીર્ઘ વચ્ચે ખુનખાર યુદ્ધ જામ્યું. ચૂલની આ યુદ્ધના સમાચાર સાંભળી લાજી ઉઠી. તેને ભાન થયું કે 'દુનીયામાં અધમમાં અધમ માણસને ન શોભે તેવું કાર્ય કરી મેં મારી જાત અને પિતૃકુલને લજાવ્યું છે.' ચુલનીએ વૈરાગ્ય પામી દીક્ષા અંગીકાર કરી આકરા કુકર્મના ક્ષય માટે આકરો તપ કર્યો અને છેવટે મુક્તિ પામી.

આ યુદ્ધમાં સૈનિકોના યુદ્ધ બાદ દીર્ઘ પોતે સામે આવ્યો પણ પૂણ્ય પ્રબળતાથી બ્રહ્મદત્તના હાથમાં તુર્ત દેવી ચક્ર આવી ઉભું રહ્યું. બ્રહ્યદત્તે તે ચક્રને દીર્ઘ ઉપર મુકયું કે તુર્ત દીર્ઘ જમીન ઉપર ઢળી પડયો. અને બ્રહ્મદત્તનો જય-જયકાર ફેલાયો.

વર્ષો બાદ બ્રહ્મદત્તે પિતાના નગરમાં પ્રવેશ કર્યો. સાચા

રાજયવારસને મેળવી પ્રજા આનંદ પામી તેનો સત્કાર કર્યો. ત્યારબાદ બ્રહ્મદત્તે ચૌદ રત્ન મેળવ્યાં, છ ખંડ સાધ્યા અને સમગ્ર રાજાઓનો રાજેશ્વર બની ચક્રવર્ત્તિ થયો. તે ચોસઠ હજાર સ્ત્રીઓ પરણ્યો. તેમાં **કુરૂમતીને** પટરાણી તરીકે સ્થાપી."

હે ચક્રી! આ ભવમાં તું આ ચક્રી અને હું શ્રેષ્ઠિપુત્ર. આપણને બન્નેને જાતિસ્મરણજ્ઞાન થયું. મને જાતિસ્મરણ-જ્ઞાન થતાં મેં ઋદ્ધિસિદ્ધિ છોડી દીક્ષા સ્વીકારી અને વિહાર કરતાં હું તારા નગરમાં આવ્યો અને મેં તારા શ્લોકની પૂર્તિ કરી.

બાંધવ! આ ઋદ્ધિસિદ્ધિ બધો પૂર્વભવનાં તપનો પ્રભાવ છે. માટે તું તપમાર્ગે વળ.

મુનિએ ચક્રીને ધર્મ માર્ગે વાળવા ઘણો પ્રયત્ન કર્યો. પણ સાતમી નરકે જનાર બ્રહ્મદત્તને ભાઈ ઉપરના પ્રેમ સિવાય બીજો ધર્મપ્રેમ ન જાગ્યો તે ન જ જાગ્યો.

(૪)

એક વખત બ્રહ્મદત્ત ચક્રી ઉપર નાગદેવ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે 'તું માગે તે આપું.' ચક્રીએ કહ્યું 'મારે કાંઇ જોઇતું નથી. મારે જોઈએ છે માત્ર મારા રાજ્યમાં વ્યભિચાર, ચોરી કે અપમૃત્યુનો નાશ.'

નાગે કહ્યું 'આ માગણી તો પરોપકારી થઇ. તું મારી પાસે અંગત માગણી કર.' નાગના અતિ આગ્રહથી બ્રહ્મદત્તે પશુપક્ષીની ભાષા સાંભળી સમજી શકવાની માગણી કરી. નાગે તે વરદાન કોઇને નહિ કહેવાની શરતે આપ્યું અને

જણાવ્યું કે તું કોઇને આ વાત કરીશ તો મૃત્યુ પામીશ. આ પછી નાગદેવ અંતર્ધાન થયો.

બ્રહ્મદત્ત ચક્રી એક વખત સ્ત્રી સાથે આનંદમગ્ન છે તે વખતે તેની નજર ગૃહગોધાના યુગલ ઉપર પડી. આ યુગલમાં સ્ત્રીગૃહગોધા પુરૂષગૃહગોધાને કહેતી હતી કે 'આ રાજાના અંગવિલેપનમાંથી મને થોડું અંગવિવેપન લાવી આપ.'

ગૃહગોધે કહ્યું 'આ નાની સુની વાત નથી, તે લેવા જતાં જીવ જોખમમાં પડે તેનો તને ખ્યાલ છે કે નહિ.'

ગૃહગોધાએ કહ્યું 'ગમે તે થાય પણ મારે જરૂર છે.' રાજા આ સાંભળી હસ્યો.

રાણીએ રાજાને અચાનક હસવાનું કારણ પુછયું અને કહ્યું કે 'નાથ! શાથી હસ્યા તે કહો.'

રાજા કહે છે કે 'હસવાનું કારણ કહેતાં મારૂં મૃત્યુ થાય તેમ છે.'

રાણી કહે કે 'ભલે થાય પણ મને તમે શાથી હસ્યા તે કહેવું પડશે. મૃત્યુ થશે તો આપણે સાથે મરીશું અને પરભવમાં સાથે જન્મીશું.'

રાજા કહે 'ગાંડી ન થા કહેવામાં કાંઇ સાર નથી.'

રાણી જીદે ચડી અને મરવા તૈયાર થઇ. સ્ત્રીપરવશ બ્રહ્મદત્ત ચક્રીએ નગર બહાર ચિતા રચાવી રાણી સાથે ત્યાં આવ્યા. નગરજનો અને પ્રધાનો આંસુ સાથે ઉભા રહ્યા. આ અરસામાં ચક્રીની કુળદેવીએ ગેંડાગેંડીનું રૂપ કર્યું અને ગેંડીએ ગેંડાને કહ્યું 'આ સામા પડેલા જવના ઢગલામાંથી એક પુળો મને લાવી આપ.'

ગેંડાએ કહ્યું 'ચક્રીના અંધ માટેનો એ પુળો છે. તે લેવા જતાં મારૂં મૃત્યુ થાય.'

ગેંડી કહે 'જો તે નહિ લાવો તો હું મૃત્યુ પામીશ'

ગેંડાએ જવાબ આપ્યો કે 'કાલે મૃત્યુ પામતી હોય તો આજે પામ. તું મરીશ તો હું બીજી લાવીશ. હું કાંઇ બ્રહ્મદત્ત જેવો મૂર્ખો નથી કે જેને ચોસઠ હજાર સ્ત્રીઓ હોવા છતાં એક સ્ત્રીની હઠ ખાતર મરવા તૈયાર થયો છે.

ગેંડાગેંડીની ભાષા સમજી ચક્રીનું ભાન ઠેકાણે આવ્યું અને તે પોતાના આવાસે પાછો ફર્યો. પ્રજા આનંદ પામી અને કહેવા લાગી કે 'સ્ત્રીના હઠાગ્રહને વશ થનાર પુરૂષ નાશ પામે છે.'

( ૫ )

આમ બ્રહ્મદત્ત ચક્રીએ સાતસો વર્ષ પૂર્ણ વૈભવથી પસાર કર્યાં તેવામાં એક વૃદ્ધ મિત્ર બ્રાહ્મણે કુટુંબ સહિત તેના ભોજનની માગણી કરી. રાજાએ શરૂઆતમાં ના કહી પણ ઘણા આગ્રહ બાદ હા પાડી. ચક્રીના આહારે તેને ઉન્માદ જગાવ્યો. રાત્રે તે ભાન ભૂલી સ્ત્રી–પુત્રવધૂ–કે છોકરીનો પણ વિચાર કર્યા વિના સૌ સાથે ભોગાસક્ત બન્યો. ચક્રી અન્ન જીર્ણ થતાં નશો ઉતર્યો અને તેને પોતાના અવિવેક માટે લજ્જા ઉપજી. પોતાની ભૂલનો વિચાર ન કરનાર બ્રાહ્મણને ચક્રી પ્રત્યે વૈર જાગ્યું અને કોઇક ગોવાળ પુત્ર કે જે નિશાન તાકવામાં હોંશીયાર હતો તેને સાધી બે કાંકરા વડે બ્રહ્મદત્તની આંખો ફોડી નંખાવી.

શૂરવીર અને હજારોને થકવનાર બ્રહ્મદત્તનાં ગોવાળના

બે કાંકરાએ નેત્ર ગયાં. ચક્રીના આરક્ષકોએ ગોવાળ બાળકને પકડયો. ત્યારે તેણે આ કામમાટેના ખરા ગુન્હેગાર બ્રાહ્મણને બતાવ્યો. અંધ બ્રહ્મદત્તે બ્રાહ્મણનો નાશ કર્યો એટલું જ નહિ પણ દરરોજ બ્રાહ્મણોની આંખોનો થાળ પોતાની આગળ ધરવાનું મંત્રીઓને ફરમાવ્યું. વિચક્ષણ દયાળુ મંત્રીઓ રાજાની આગળ આંખના જેવાં શ્લેષ્માતક ફળનો થાળ ધરતા. રાજા બ્રાહ્મણની આંખો ગાની દાંત પીસી ફોડતો. આમ સોળ વર્ષ સુધી મનથી ઘોર પાપ કરતો ધર્મવિહીન બ્રહ્મદત્ત મૃત્યુ પામી સાતમી નરકે ગયો.

બ્રહ્મદત્ત ચક્રવર્તિ અઠયાવીશ વર્ષ કુમારવયમાં, છપ્પન વર્ષ માંડલિકપણામાં, સોળ વર્ષ ભરતક્ષેત્રને સાધવામાં અને છસો વર્ષ ચક્રવર્તિપણામાં એમ કુલ સાતસો વર્ષનું સંપૂર્ણ આયુષ્ય ભોગવી સાતમી નરકે ગયો.

ચૌદ રત્નો, ચોસઠ હજાર સ્ત્રીઓ અને સોળ હજાર યક્ષો ન તો તેને નરકે જતાં બચાવી શકયા, કે ન તો તેની વેદનાનું રક્ષણ કરી શકયા. અંતે બે બાંધવોમાંથી એક બાંધવ ધર્મચક્રી બની મુક્તિ પામ્યો. બીજો બાંધવ ષટ્ખંડ રૂપ પાપઋદ્ધિ સાધી ચક્રી બની સાતમી નરકે સિધાવ્યો અને આમ સદા માટે તેમની બાંધવતાનો અંત આવ્યો.

[ ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર. ઉપદેશમાળા. ઉત્તરાધ્યયનવૃત્તિ ]

---

૨

# સંસારના રંગ

## યાને

# સાધ્વી તરંગવતી

## (૧)

'ધર્મલાભ' શબ્દ સાંભળતાં દાસીઓ આદરપૂર્વક ઉભી થઇ અને આવેલ સાધ્વી યુગલને કહેવા લાગી કે 'પધારો મહારાજ.'

કોણિકની રાજધાની રાજગૃહીમાં **ધનપાલ** નગરશેઠ અને તેની ધર્મપત્ની **સોમાની** હવેલી નજીક આવેલ ઉપાશ્રયમાં સુવ્રતા સાધ્વી હતાં. સુવ્રતા સાધ્વીને સારો શિષ્ય પરિવાર હતો. સાધ્વી તપ, ધ્યાન અને અધ્યયનમાં મશગુલ હતાં તેમ તેમનો પરિવાર પણ ધર્મસાધનામાં સદા ઉદ્યત હતો. આમાંથી છઠ્ઠના પારણે ગૌચરી માટે નીકળેલ બે સાધ્વીઓએ ધનપાલની હવેલીમાં પેસતાં આ શબ્દ ઉચ્ચાર્યો.

શેઠાણી ધર્મલાભ શબ્દ સાંભળતાં દોડી આવ્યાં. તેમણે વિનયપૂર્વક સાધ્વીજીને વહોરાવ્યું. આ બે સાધ્વીમાં એક નૂતન દિક્ષિત અને બીજાં પરિપકવ સંયમથી ઝીલતાં તપથી દુર્બળ છતાં તેજથી ચંદ્રને પણ ઝાંખો કરે તેવાં સૌમ્ય હતાં.

માથે મુંડન, ખુલ્લા પગ અને ધૂળથી ખરડાયેલ કપડાં છતાં સાધ્વીના મુખની કાંતિ તેમના પૂણ્યતેજને જણાવી રહી હતી. સોમાને થયું કે આવા કપડાં અને ધૂલિધૂસર અંગ છતાં આ આટલાં સુદર આકૃતિવાન છે તો ખરેખર તે સુંદરવેશ અને વૈભવમાં હશે ત્યારે કેવાં હશે! તેણે સાધ્વીજીનો પરિચય વધારવાના આશયે કહ્યું 'મહારાજ! આપ અમને કંઈ ધર્મોપદેશ સંભળાવો.' સાધ્વી તુર્ત યોગ્ય આસને બેઠાં અને સાધુધર્મ અને શ્રાવકધર્મનો ખ્યાલ આપ્યો.

સોમાનું ચિત્ત તો આવું રૂપ, ભરયૌવાવસ્થા, તેજ અને ભાગ્યથી દીપતું ભાળ હોવા છતાં આ કેમ સાધ્વી થયાં તે જાણવા તલસી રહ્યું હતું. તેથી સંકોચાતા હૃદયે તેણે કહ્યું 'મહારાજ! મને તો આપની પૂર્વ કથા જાણવાની ખુબ જિજ્ઞાસા જાગી છે. આપે કયા પિતાને ત્યાં જન્મ ધર્યો હતો? કઇ જગત્વંદનીય માતાની કુક્ષિ શોભાવી હતી? કયા ભાગ્યશાળી પતિનું ઘર દીપાવ્યું હતું? અને તે છતાં આપને શા કારણે વૈરાગ્ય ઉત્પન્ન થયો? હું જાણું છું કે આવા પ્રશ્નો પુછી આપના સંયમમાર્ગમા મારે અંતરાયરૂપ ન થવું જોઇએ. પણ જ્યારથી મેં આપનાં દર્શન કર્યાં ત્યારથી તે જાણવા હું બહુ આતુર બની છું.'

'ભદ્રે! તમે જાણો છો કે સાધુ જીવનમાં ગૃહસ્થજીવનનાં પૂર્વના સ્મરણો સંભારવાં પણ ન જોઇએ તો પછી કહેવાનાં તો હોયજ ક્યાંથી? મનને કાબુમાં રાખવા સંયમ છે. અને એ મનને પૂર્વના ભોગ સુખ કે સંપત્તિને સંભારવામાં જોડવું

તે અમારે માટે યોગ્ય નથી. આમ છતાં મારૂં પૂર્વજીવન સાંભળવાથી કોઇનું પણ કલ્યાણ થતું હોય તો હું કહું છું.

## (૨)

## સાધ્વીની પૂર્વજીવન કથા

મધ્ય દેશમાં **કૌશાંબી** નગર છે, ત્યાં ન્યાયપ્રિય **ઉદયન** રાજા રાજ્ય કરે છે. આ ઉદયનના રાજ્યમાં **ઋષભસેન** નામના નગરશેઠ રહે છે તેમને સુલક્ષણી **વાસવદત્તા** નામે સંસ્કારી ધર્મપત્ની હતી.

નિષ્કલંક ગૃહસ્થજીવન જીવતાં આ દંપતીને આઠ પુત્રો થયા છતાં વાસવદત્તા પુત્રીની ખુબ ખુબ ઝંખના કરતી હતી. કેમકે, દુઃખસુખનો વિશ્રામ તો માતાને મન પુત્રીજ હોય છે. તેણે પુત્રી માટે કંઇ દેવદેવલાં માન્યાં. છેવટે ગંગાની બાધા રાખી. સારે દીવસે વાસવદત્તા ગર્ભવતી થઇ અને તેને પુત્રી જન્મી. વાસવદત્તાએ માન્યું કે પુત્રી એ ગંગાની બાધાથી—આખડીથી થઇ છે તેથી પુત્રીનું નામ તેણે **તરંગવતી** રાખ્યું. આ તરંગવતી તે હું અને ઋષભસેન તથા વાસવદત્તા તે મારાં માતપિતા.

આ હું તરંગવતી, આઠ ભાઇઓની નાની બેન અને માતા પિતાનું છેલ્લું ખુબ ખુબ બાધા—આખડી ઝંખનાથી પ્રાપ્ત થયેલ રતન. મારૂં માથું દુઃખવા આવે તો માતા અનેક ઉપચાર કરે. મને રાજી રાખવા આઠે ભાઇ અને બધો પરિવાર હાજરા હજુર રહે મારા બેસવાના, ખાવાના, ઉભા

થવાના, ચાલવાના બધાએ સંસ્કારમાં કુટુંબ ગાંડુ ઘેલું બનતું અને બધાએ પ્રસંગો ઉત્સવની રીતે મારા પિતા ઋષભસેને ઉજવ્યા.

હું બાર વર્ષની થઇ. ધર્મ નીતિ, ગણિત, વાચન, વીણા, વનસ્પતિ વિગેરે શાસ્ત્રો અને સ્ત્રીને યોગ્ય સર્વ સંસ્કાર હું રમતાં રમતાં શિખી ગઇ. એક દીવસ હું જિનેશ્વર ભગવંતની પૂજા કરી માતાની સાથે પિતાને નમસ્કાર કરવા ગઇ તે વખતે માલણે પુષ્પનો થાળ ધર્યો. થાળમાં દુધ જેવાં સફેદ સપ્તપર્ણનાં ફુલ હતાં. આમાંથી પિતાએ સૌને થોડાં થોડાં ફુલ પૂજન માટે આપ્યાં, પણ એક ફુલ પીળું હતું તેના ઉપર મારા પિતાનું ચિત્ત સ્થિર થયું. તેમણે મને કહ્યું 'બેટા! આ બધાં સપ્તપર્ણના ફુલ સફેદ અને આ પીળું કેમ?'

'પિતાજી! ફુલના બધા વર્ણ કુશળ માળી લાવી શકે છે. પણ આ ફુલમાં તેવું કાંઈ બન્યું નથી ફુલની સુગંધ જોતાં તેમાંથી કમળની સુગંધ આવે છે અને આકૃતિ સપ્તપર્ણની છે તેથી લાગે છે કે નજીકના સરોવરોમાં ઉગેલા કમળો ઉપર બેઠેલા ભ્રમરો આ સપ્તપર્ણ ઉપરથી જતા હશે ત્યારે તેમની પડેલી પરાગથી તેનાં ફુલ પીળાં બન્યાં હોવા જોઇએ.'

પિતાએ મારી પીઠ થાબડતાં કહ્યું કે 'શાબાશ પુત્રી! હું જે અનુમાન કરતો હતો તેજ તેં કહ્યું. છતાં ચાલો બધા તૈયાર થાઓ આપણે ઉપવનમાં જઇએ અને શરદ્ઋતુની ખીલેલી વનરાજીની શોભાને નિહાળવા સાથે આ સપ્તપર્ણ અને કમળોને પણ નિરખીએ.'

( ૩ )

અમારો રથ નગરના રાજમાર્ગમાં થઇ નીકળ્યો. તેમાં પિતા, માતા, ભાઇઓ, ભોજાઈઓ અને અમારો બધો પરિવાર હતો. અમારા રથને જોતાં કોઇ અમારા વૈભવની તો કોઇ અમારા સંપની પ્રશંસા કરતા. કોઇ જુવાનો મારા રૂપની પાછળ ભ્રમર થવા તલસતા તો કોઇ સ્ત્રીઓ પોતાનામાં સુંદરતા મેળવવા મારા રૂપને આદર્શ માની ધારી ધારી નીરખતી.

રથ ઉદ્યાનના દરવાજે આવ્યો. રથમાંથી ઉતરી અમે બધાં સપ્તપર્ણના વૃક્ષ પાસે ગયાં. આ સપ્તપર્ણના વૃક્ષના ઝુંડના ઝુંડ સફેદ પુષ્પરૂપ દાંતથી હસી અમારો આદર સત્કાર કરતાં અમે નિરખ્યાં અને પવનની લહેરથી વૃક્ષની ડાળીઓ જમીન સાથે ઘસાઇ અમારા માર્ગને નિષ્કંટક બનાવતી અમે જોઇ ખુબ આનંદ પામ્યાં. સૌએ આમ તેમ ઉપવનની કુંજોમાં ફરવા માંડયું. હું અને મારી સખી સારસિકા તો પીળાવર્ણવાળા સપ્તવર્ણને શોધવામા રોકાયાં. થોડું ચાલ્યા ત્યાં તો એક સરોવર જોયું, તેમાં રહેલાં રાતાં ફુલ પરોઢની, સફેદ ફુલ ચંદ્રની અને કાળાં ફુલ વાદળાની સ્મૃતિ કરાવતાં હતાં. ફુલની ડાળીને હિંચકો બનાવી હિંચકો ખાતી બતકો, અને પીળાવર્ણના કમળો ઉપર બેઠેલા ભ્રમરો અમને સોનાની તાસકમાં મુકેલાં નીલમો હોય તેવો ખ્યાલ આપતાં હતાં. ત્યાં તો મારી નજર ચક્રવાકોના જુગલો ઉપર પડી. કેટલાક ચક્રવાકો આરામ લેતા હતા તો કેટલાક પોતાના અભંગ પ્રેમને પરસ્પર દેખાડી એક બીજામાં સમાઇ જવા મથતા હતા. આ તળાવ, ચક્રવાક અને આ બધા દેખાવે

મારા અંતરમાં ન સમજાય તેવો ઝણઝણાટ ઉભો કર્યો, શું થાય છે તે હું સમજી ન શકી. સારસિકાનો મેં ખભો પકડયો. સારસિકાએ મારા બે હાથ ઝાલ્યા તો પણ હું સ્થિર ન રહી શકી અને જમીન ઉપર ઢળી પડી.

થોડીવારે આંખ ઉઘાડી મેં જોયું તો પાસે બેઠેલી સારસિકા મારા માથા ઉપર પાણી છાંટતી હતી. મારી આંખમાંથી આંસુઓ વહી રહ્યાં હતાં અને હૃદયમાં થતી અવ્યક્ત વેદનાથી આખું શરીર તુટી પડતું હતું. હિંમત ધરી હું બેઠી થઇ અને સારસિકાને કહેવા લાગી, 'સખિ! આ ચક્રવાકોએ અને સરોવરની રમણીયતાએ મને મારો પૂર્વભવ સ્પષ્ટ યાદ કરાવ્યો છે તે તું સાંભળ.'

( ૪ )

"આપણા પડોશમાં જ અંગ દેશ છે. આ દેશની વચ્ચે થઇને ગંગા નદી વહે છે. આ ગંગાના બન્ને કાંઠા ઉપર કેટલાંય નગરો ગામડાંઓ અને તળાવો છે. હું પૂર્વભવમાં આ ગંગા નદીના તટ ઉપર આવેલ સરોવર ઉપર આનંદથી રહેનારી ચક્રવાકી હતી. મારો પતિ ચક્રવાક હતો. તે દેખાવે સુંદર અને પ્રકૃતિએ સરળ હતો. જગતમાં ચક્રવાકોમાં જેટલો પ્રબળ અને સાચો સ્નેહ હોય છે તેવો બીજે ક્યાંય નથી હોતો. અમે સાથે તરતાં, સાથે ઉડતાં, સાથે ઘાસચારો ચરતાં અને એકબીજાને પરસ્પર ખુબ ચાહતાં.

એક સમયે હું અને મારા પતિ ઝાડની ડાળ ઉપર બેઠાં હતાં, ત્યાં અમે એક કદાવર શરીરવાળા, શરીરે લાલ

ફુલોનાં આભુષણુ પહેરેલા, યમદૂત સરખા એક ભીલને સામેના ઝાડ નીચે ઉભેલો જોયો. તેણે બાણુ તાકયું અને સણુણુણુ કરતું ગંગાના પાણીમાં ગેલ કરી પાછા ફરતા એક હાથી ઉપર છોડયું. પણ બીજી જ ક્ષણે મને ખબર પડી કે તે બાણુ હાથીને ન વાગતાં મારા પતિને વાગ્યું. તેમની પાંખ કપાઇ લબડી પડી અને તે ધબ લઇને જમીન ઉપર પડયા હું પણ સાથે જ જમીન ઉપર પડી. મેં મારા પતિ ચક્રવાકને ઢંઢોળ્યા, ચાંચમાં પાણી લાવી તેમના ઉપર છાંટયું, બોલાવવા ઘણું ઘણું મથી પણ તે ન જ બોલ્યા હું એકદમ રડી પડી. તેટલામાં તો પેલો પારધી આવ્યો એટલે હું ઉપર ચક્કર ચક્કર ઘૂમવા લાગી. તેને પણ પક્ષીને મરેલું દેખી દુઃખ થયું. તેની ઇચ્છા હાથીને મારવાની હતી પણ વચ્ચે મરાઇ ગયું આ નિર્દોષ પક્ષી તેથી તે પણ દુભાયો. પક્ષિને નીચે મુકી તે લાકડા લેવા ગયો એટલે ફરી હું નીચે ઉતરી, મારાં અને પતિનાં પીછાં વીખ્યાં હું તેને બાઝી ખુબ ખુબ રડી ત્યાં તો લાકડા લઇ પારધી આવ્યો એટલે ફરી ઉડી મારા પતિની આસપાસ આકાશમાં પ્રદક્ષિણા ફરવા લાગી. મારા પતિ જતાં મારી દિશા શૂન્ય હતી. ગંગાના તરંગો અને મધુરો પવન મને આકરો લાગતો હતો. મેં ઉપરથી જોયું તો પારધીએ મારા પતિના મૃતક ઉપર લાકડાં ગોઠવ્યાં અને અગ્નિ પ્રગટાવ્યો. આ અગ્નિ મને દાવાનળ જેવો લાગ્યો. થોડીવાર તો ચક્કર ચક્કર ઘુમી પણ પછી મારી ધીરજ ખુટી અને હું તે અગ્નિમાં પડી. અગ્નિની જ્વાળાઓ મારા પતિની સાથે મારા ઉપર પણ

ફરી વળી. આ ભયંકર અગ્નિ પણ મને પતિના સહયોગમાં સુખરૂપ લાગ્યો. સારસિકા ! હું પતિ પાછળ સતી થઇ અને ત્યાંથી મરી હું તરંગવતી થઇ. મારા પતિ ચક્રવાક હાલ ક્યાં હશે! શું કરતા હશે! તેની મને કાંઇ ખબર નથી.

સખિ ! યાદ કર આજથી સાત વર્ષ ઉપર પણ આ તળાવ અને આ ચક્રવાક પક્ષીઓ જોઇ મને મારો પુર્વભવ સાંભર્યો હતો. પણ આજે તો તેનાં સ્મરણોએ મારાં રૂંવેરૂંવાં ખડાં કરી દીધાં છે. પિતા મારે માટેનાં આવેલાં કેટલાંએ માંગાઓની મને માતાદ્વારા જાણ કરાવે છે. પણ તે સ્નેહી પતિ વિના શા કામનાં ?

હું જોઉં છું કે મને મારો પૂર્વભવનો પતિ મળે છે કે નહિ! જો મળશે તો સારૂં નહિતર સખિ ! જગત્‌ના ઉદ્ધાર માટે જિનેશ્વર ભગવાને બતાવેલ નિર્વાણનો માર્ગ સાધવા સાધ્વી બનીશ.

સારસિકા આ બધી વાત મારા હૃદયની અંતરવ્યથા છે. મારા તે ચક્રવાક પતિ ન મળે ત્યાં સુધી આ વાત તારે મનમાં જ રાખવાની છે."

'બહેન ધીરજ ધર સૌ કોઇ પ્રારબ્ધ મેળવી આપશે.' આમ કહી સારસિકાએ મારી અશ્રુભરી આંખો લુછી અને તે મને માતાની પાસે લઇ ગઇ. માતાએ મારી આંખો લાલ અને મોંઢું ખિન્ન દેખી માથા ઉપર હાથ મુકી કહ્યું 'બેટા ! તું કેમ નિરાશ છે?'

'માતાજી કાંઇ નહિ, મારૂં માથું સખત દુઃખે છે.'

'ચાલો ત્યારે આપણે ઘેર જઇએ.' એમ કહી માતાએ સાથેની સ્ત્રીઓને મારે જરૂરી કામ હોવાથી હું જાઉં છું એમ કહી મારી સાથે અલ્પપરિવાર લઇ ઘેર આવી મારા પિતાને મારા માથાના દુઃખાવાની વાત કરી.

પિતાએ વૈદ્યો બોલાવ્યા, કોઇએ નાડી જોઇ તો કોઇએ મને મોંઢે પ્રશ્નો પુછ્યા. કફ, પિત્ત અને વાયુના અનેક પ્રકરાંતરોની ગડભાંજ કરતાં મારા તાવનું કોઇ કારણ તેમના હાથ ન લાગ્યું એટલે તેમણે મારૂં સુકોમળ શરીર અને ફરવા ગયા હતા તે કારણે શ્રમથી તાવ આવ્યો છે, તે નિર્ણય ઉપર આવ્યા. હું તો સૌને ઠીક લાગે તેવા અનુમાન કરવા દઈ મૌન રહી.

બીજે દિવસે માથું દુઃખતું બંધ થયું પણ રૂંવેરૂંવે પતિનું અને પૂર્વજન્મનું સ્મરણ તો વધુને વધુ ગાઢું બનતું ગયું.

મારા અપાર સૌંદર્ય અને પિતાના વૈભવથી અનેક માગાં આવવા માંડયાં. કોઇનો ખાનદાની, કોઇની સંપત્તિ તો કોઈનામાં વિદ્યા, વય કે ગુણની લાયકાતની ખામી કાઢી પિતાએ તે બધાં પાછાં ધકેલ્યાં.

દાન અને તપ અસાધ્ય કાર્યને પણ સાધી આપે છે. તેવા દૃઢ સંસ્કારથી હું તપ જપ અને દાનમાં જોડાઇ. મેં અનેક વ્રત કરવા માંડયાં. એકસો આઠ આયંબિલ કર્યાં, બીજાં પણ નાનામોટાં અનેક તપ કર્યાં. અનેક ગરીબ ગરબાંઓને દાન આપવા માંડયાં. પૂર્વે ભણેલા ગ્રંથો અવગાહવા

માંડયા. આ બધું કરવા છતાં મારા ચિત્તમાંથી મારા પૂર્વભવની ઘટના જરાયે વિસારે પડવા ન માંડી. આથી મેં એકાંત સાધી પૂર્વભવની ઘટનાનાં ચિત્રો દોર્યાં.

મેં ગંગાનો ખળખળ વહેતો સુંદર પ્રવાહ દોર્યો. ઉડતાં ચક્રવાકનાં યુગલો ચિતર્યાં, તીરધારી કૃષ્ણદેહી પારધિ ચિતર્યો, પાણી ઉડાડતો ગજરાજ અને તેની ઉપર તીર આવતું ચીતર્યું. અને વચ્ચે જે મારા પતિની પાંખ વિદારી, તેમને જમીન ઉપર પડતું પણ ચિત્ર મેં આબેહુબ ચિતર્યું. પારધિને લાકડાં એકઠો કરતો અને અગ્નિ પ્રગટ કરી વિદાય લીધા બાદ તેમાં મેં મારી જાતને નાંખેલી પણ ચિતરી.

( ૫ )

કાર્તિકી પૂનમ હતી મારી વિશ્વાસુ સખિ સારસિકા મારાં દોરેલાં ચિત્રો હવેલીનાં સામેના આંગણામાં મુકી ઉભી હતી. લોકોનાં ટોળેટોળાં તેને નિરખતાં હતાં, કોઇ પીછીની પટુતાને, કોઇ રંગની ખુબીને, કોઈ ચિત્રોની પસંદગીને તો કોઇ ઉઠાવને આમ એક પછી એકના વખાણ કરતાં અનેક ટોળાં આવતાં અને જતાં. સારસિકા ચિત્રો જોનારા સામું બરાબર તાકી રહેતી, તેને મેં સૂચના આપી હતી કે મારો સાચે સાચ પૂર્વભવનો પતિ હશે તો આ ચિત્રનું ચિત્રામણ તેના હૃદયને સ્પર્શશે અને તેમાંથી તે મૂર્છા ખાઈ પડશે કેમકે પૂર્વભવનું સ્મરણ હંમેશાં મૂર્છા વિના થતું નથી.

ત્યાં તો કેટલાક યુવાનો સાથે ધનદેવનો પુત્ર **પદ્મદેવ** ત્યાં આવ્યો અને ચિત્રો જોતાં બોલ્યો "અહા ! હીલોળા લેતી

ગંગા ! કેવાં પવનથી ચાલતાં ઝાડ ! આ ચક્રવાકોનાં ટોળાં તો જાણે પ્રેમની પરિસીમા ! આ યમદૂત સરખો પારધી ! આ પાણી ઉડાડતો ગજરાજ ! અરે આ પક્ષીને બાણ વાગ્યું ! અને આ બિચારૂં પડયું ! એકલી અટુલી ચક્રવાકી ક્ષ્યાવિકળ બની અહીં ઘુમે છે ! પારધીએ પક્ષીના મૃતક ઉપર અરે અગ્નિ પ્રગટાવ્યો અને આ ચક્રવાકી શું અગ્નિમાં પડી ? આ બોલતાં પદ્મદેવ ચક્કર ખાઇ હેઠો પડયો, સાથે આવેલા મિત્રોમાંથી કોઇ પવન નાંખવા લાગ્યું, કોઇ હાથ પગ દબાવવા માંડયું તો કોઇ પાણી છાંટવા માંડયું. થોડીવારે પદ્મદેવ સચેત થયો અને કહેવા લાગ્યો 'ભાઈ! આ સામાન્ય ચિત્રનથી, પણ મારો પૂર્વજન્મ છે. હું અહીં ચક્રવાક હતો, મારી સ્ત્રી ચક્રવાકી હતી. પારધીથી વિંધાઇ હું જમીન ઉપર પડયો. તે તો મને બરાબર સાંભળે છે, પણ મારી પાછળ મારી સ્ત્રી સતી થઇ તે તો આ ચિત્ર જ કહે છે. શું તેનો પ્રેમ ! તે હાલ કયાં હશે ! હું હવે તેના વિના કેમ જીવીશ ?' પાસે ઉભેલ સારસિકાને પુછયું કે 'આ નગરને મુગ્ધ કરનાર અને મારા આત્માને જાગૃત કરનાર આ ચિત્રો કોણે ચિતર્યાં છે ?'

સારસિકાએ જવાબ આપ્યો. ' ઋષભસેન શેઠની પુત્રી તરંગવતીએ આ ચિત્રો દોર્યાં છે, તેણે તે કલ્પનાથી નથી દોર્યાં પણ પોતાનો પૂર્વભવ ચિત્રોમાં તેણે ચિતર્યો છે.'

ઋષભસેનનું નામ સાંભળી પદ્મદેવે નિઃસાસો નાંખ્યો, 'ધન અને પ્રતિષ્ઠામાં રાચતા આ શેઠે ભલભલાનાં માગાં નકાર્યાં છે. તે મારા જેવાનું માગું કેમ સ્વીકારશે ?' ગમે

તે થાય, હું તો પૂર્વભવની મારી પ્રિયા તરંગવતી વિના નહિ જીવી શકું !

મિત્રો પદ્મદેવને ઘેર લઇ ગયા. ઘડી ઘડી તે ભાન ભૂલવા લાગ્યો, ઘડીમાં ચક્રવાક તો ઘડીમાં તરંગવતી તરંગવતી કહેવા લાગ્યો. ધનદેવે આશ્વાસન આપતાં કહ્યું, 'પુત્ર ! જરાપણ ચિંતા ન કરીશ. હું કાલે શેઠને ત્યાં જઇ તરંગવતીનું માગું કરી આવીશ.'

સવાર પડ્યું. પદ્મદેવના પિતા ધનદેવ મારા પિતા ઋષભસેન શેઠ પાસે આવ્યા, તેમણે મારી માગણી કરી. પણ તુર્ત મારા પિતાએ કહ્યું, 'શેઠ બધી વાત સાચી પણ તમારો વ્યાપાર પરદેશ ! તમારા પુત્રને રોજ દેશદેશાવર ખેડવા જોઇએ. મારી એકની એક પુત્રી રોજ વિયોગમાં કાગળો લખીને જ ઉંચી ન આવે. આવા તમારા પરદેશી છોકરા કરતાં ગામનો કોઈ નિર્ધન શું ખોટો ?' ધનદેવને માઠું લાગ્યું અને તે ચાલતા થયા.

પાસેના ખંડમાં ઉભેલી મેં પિતાનો નકારો સાંભળ્યો. પિતાને મનાવવા જેટલો મારી પાસે સમય ન હતો. મેં તુર્ત એક પત્ર લખ્યો અને સારસિકાને તે આપી મારા પતિના આવાસે મોકલી.

મારા પિતાએ માગું નકાર્યું, આ સમાચાર સાંભળી મારા પતિ નિરાશ થઈ ગયા હતા, તેમને લાગ્યું કે હવે તે મળવી કઠણ છે અને તેના વિના મારે જીવન જીવવું તે પણ નકામું છે. આથી તે આપઘાત કરવા તૈયાર થયા ત્યાં મારી

સખિ સારસિકા આવી પહોંચી અને મારા હાથનો લખેલ કાગળ તેમના હાથમાં આપ્યો.

પત્ર વાંચતાં તે એકાકાર બન્યા. પત્રમાં મેં અથથી ઇતિ સુધીનો મારો વૃત્તાંત લખ્યો હતો અને હવે હું ક્ષણભર પણ વિયોગ સહી શકું તેમ નથી તે પણ જણાવ્યું હતું.

મારા પતિએ મારા ઉપર પત્ર લખી સારસિકાને આપ્યો. તેમણે પણ પારધીથી વિંધાયા સુધીનો સર્વ વૃત્તાંત લખી જણાવ્યું કે 'હું મિત્રોદ્વારા તારા પિતાને સમજાવું ત્યાં સુધી ધીરજ ધર.'

'ધીરજ ધર'ના શબ્દે મને વધુ અધીરજ ઉત્પન્ન કરી. સૂર્ય આથમ્યો ચાંદની ખીલી જેમ જેમ તેનો પ્રકાશ વધતો ગયો તેમ તેમ મારી તાલાવેલી પતિને મળવાની વધુને વધુ થતી ગઇ. સારસિકાને મેં કહ્યું 'આપણે કાંઇ બીજી પંચાત કરવી નથી, તું મને તેમની પાસે લઇ જા.'

( ૬ )

તેણે રાત્રિનો સમય, પિતાની ધાક અને કુલની મર્યાદા જણાવી સાહસ કરવાની ના કહી. પણ હું મક્કમ હતી. કિંમતી વસ્ત્રો અને કેટલાંક ઘરેણાં લઈ હું સારસિકા સાથે મારા પતિના આવાસે પહોંચી.

સારસિકાને જોઇ તેમણે પુછ્યું કે 'તારી સખિ તો કુશળ છે ને ?'

સાગરને નદી મળવા દોડી આવે તેમ તે અહીં તમને

મળવા દોડી આવી છે. તે પાસેના ખંડમાં આવ્યા ત્યાં તુર્ત હું ઉભી હતી તે તેમને પગે પડી.

તેમણે કહ્યું 'તું જાતિએ અબળા પણ આટલી સબળા છે તે મેં આજે જ જાણ્યું. પણ તારા આ સાહસથી તારા પિતાનો કોપ ઉતરશે તો મારા કુટુંબને તે ખેદાન મેદાન કરશે અને આપણે હેરાન થઇશું તે વધુમાં. માટે અત્યારે તો તું તારા પિતાને ત્યાં પાછી ચાલી જા. બુદ્ધિશાળીએ ધીરજથી કામ લેવું જોઇએ. સાહસ એ કાર્ય અને શક્તિ બન્નેનો નાશ કરે છે.' આ પ્રમાણે મારા પતિ કહી રહ્યા છે ત્યાં તો રાજમાર્ગે જતા કોઈ પુરૂષના

"પોતાની મેળે આવેલી પ્રિયા, યૌવન, અર્થ, રાજ્ય-લક્ષ્મી, વર્ષા, જ્યોત્સ્ના અને ચતુર સ્નેહીઓના આનંદનો જે ઉપયોગ કરી શકતો નથી તે જાતે આવેલી લક્ષ્મીની કિંમત જાણતો નથી." શબ્દો કાને પડયા.

તે અટકયા અને કહેવા લાગ્યા કે 'હવે આપણે અહિંથી ક્યાંય બીજે સ્થળે ચાલ્યા જવું જોઇએ.' હું બધી રીતે તૈયાર હતી. તેમણે તેમની તૈયારી કરી અને મેં મારા દાગીના લઈ આવવા સારસિકાને પિતાના આવાસે મોકલી

( ૭ )

સમય વીતતો હતો. સારસિકાને વાર લાગી. મારા પતિને લાગ્યું કે આમાં સારસિકાની કાંઇ જરૂર નથી. આથી હું અને તે બન્ને એકાકી નીકળ્યાં. નગર સુમસામ હતું, દરવાજા ખુલ્લા હતા. ચાંદની અજવાળાની સફેદ ચાદર પૃથ્વી ઉપર પાથરી

રહી હતી. અમે ગંગાના કાંઠે આવ્યા ત્યાં ઘણા મછવા પડયા હતા તેમાંથી એક મછવો મારા પતિએ છોડયો અને મને મછવામાં બેસાડી હંકાર્યો. કારણ કે તેમાં તેમનો સારો અનુભવ હતો.

ચાંદનીના ઉજ્વળ પ્રકાશમાં ઉજ્વળ મનવાળા અમે ગાંધર્વ વિવાહે જોડાયાં. ચક્રવાકના ભવમાં અમે જેમ પાણી ઉપર તરતાં હતાં તેમ અમારો મછવો ગંગાના પાણીમાં તરતો હતો અને તેમાં બેઠેલાં અમારાં ચિત્ત પ્રેમસાગરમાં તરતાં હતાં. અમે વિયોગ સમાવ્યો ત્યાં સવાર પડયું. સામે નદીનો કાંઠો દેખાયો એટલે મછવો ઉભો રાખી અમે બન્ને નીચે ઉતર્યાં.

(૮)

આળસ મરડી થોડું ચાલ્યા ત્યાં તો પાસેની ઝાડીમાંથી બુકાની બાંધેલા મહાકાય લુંટારાઓ ધસી આવ્યા એમને દેખતાં હું મારા પતિને પગે બાઝી પડી.

મારા પતિએ તેમની સામે લડવા ઘણો પ્રયત્ન કર્યો પણ મેં કહ્યું 'નાથ! આમ અકાળે જીવન ખોઇ ન નાંખશો લુંટારા ઘણા છે અને તે પણ શસ્ત્રસજ્જ છે.' લુંટારાઓને કહ્યું કે 'અમારા અંગ ઉપરના દાગીના લઈ લ્યો અને તમારે અમારી પાસેનું જે જોઇએ તે માગી લો પણ મારા નાથ ઉપર ઘા ન કરશો.'

તેમણે અમને પકડી લીધાં અને વિન્ધ્યાચળની દક્ષિણ દિશા તરફ ઉંડી ઉંડી પર્વતમાળામાં અમને લઈ ગયા

થોડું દુર ગયા પછી એક ગુફામાં અમે પ્રવેશ કર્યો તો ત્યાં અમે એક નાની સરખી લુંટારૂઓની પલ્લી જોઇ. અમારા સરખા ત્યાં કેટલાંક સ્ત્રી અને પુરૂષો પણ જોયાં.

આ પલ્લીમાં એક ઠેકાણે નાચગાન થઇ રહ્યાં હતાં અને તેને પાંદડાંની ડાળીઓ અને ફુલથી શણગારવામાં આવ્યું હતું, આ હતું કાલિકાદેવીનું મંદિર. લુંટારૂઓ આ દેવીના પરમ ભક્ત હતા. અમને ઝાડના વેલાથી બાંધ્યાં અને પડછંદ કાયાવાળા લુટારૂ નાયક આગળ હાજર કર્યાં. તેણે તેના સાથીદાર પૈકીના એકના કાનમાં કાંઇક કહ્યું અને તે અમને લઇ એક મકાન આગળ આવ્યો.

તેણે મારા પતિને થાંભલા સાથે બાંધ્યા. અહિં મેં સાંભળ્યું કે 'નવમીના દિવસે કાલિકાના ભોગમાં અમારો ભોગ થશે.' મેં અમોને સોંપેલ લુંટારૂને આજીજી કરી કહ્યું કે 'હું નગરશેઠની પુત્રી છું તમે માગો એટલું ધન, હીરા, માણેક, સોનું હું આપીશ. તમારામાંથી એક જણ મારી ચિઠ્ઠી લઇ મારા પિતા પાસે જાઓ અને તે ધન તમને મળે ત્યારે અમને છોડજો.'

લુંટારૂએ કહ્યું 'ધન તો અમે એક ધાડમાં લાવીશું; પણ અમારી કાલિકા દેવીને બત્રીસ લક્ષણા કયાંથી મળશે. નવમીની રાત્રિએ તમારો હવન કરવાની મારા નાયકની આજ્ઞા છે. હું તો તેમનો સેવક, સેવકથી બીજું કાંઇ ન બને.

રડતાં રડતાં મેં મારી પૂર્વકથા બધી કહેવા માંડી. મેં

મારો ચક્રવાકનો ભવ કહ્યો અને અમે પિતાની આજ્ઞા વિના નાસી છૂટયાં તે પણ કહ્યું. કાળમીંઢ લુંટારાનું હૃદય મારી આ વાત સાંભળતાં ભીંજાયું. તે સહેજ મૂર્છિત થયો અને મારા પતિના બંધ ઢીલા કરી ધીમેથી કહેવા લાગ્યો કે 'ગભરાશો નહિ હું તમને મોતથી બચાવી લઇશ.'

મને કાંઇક નિરાંત વળી. દેવી આગળના નાચ શાંત થયા. રાત્રિ ગળી. સર્વત્ર શાંતિ પથરાણી એટલે પેલા લુંટારૂએ મારા પતિના બંધન છોડ્યા અને કહ્યું કે 'મારી પાછળ પાછળ ચાલ્યા આવો.'

એ આગળ અને અમે પાછળ નથી ગણ્યા અમે કાંટા કે નથી ગણ્યા કાંકરા. રાત જંગલ અને શૂન્યકાર છતાં મારો અને મારા પતિનો પગ ઝટ ઉપડયો. થોડીવારે તો તેણે કોઇ છૂપા રસ્તેથી અમને અટવી બહાર લાવી મુક્યા. તે અમને પગે લાગ્યો અને કહેવા લાગ્યો, 'માફ કરશો. મેં તમને મારા સરદારના હુકમથી બાંધ્યા હતા.'

મારા પતિએ કહ્યું 'અમે તમારો આ બદલો કયાં વાળી શકીશું.'

'મારે બદલાની જરૂર નથી. જુઓ પાસેજ ગામ છે ત્યાં જાઓ અને ત્યાંથી તમે તમારા નગરે જજો.' એમ કહી તે કાંઇપણ કહ્યા વિના ચાલતો થયો.

( ૯ )

અટવી છોડયા બાદ ખુલ્લા મેદાનમાં થોડું ચાલ્યા ત્યાં તો ગામડાની ખેડેલી જમીન જોઇ અને નજીક રમતાં નાનાં નાનાં બાળકો દીઠાં. બાળકોને અમે પુછયું કે આ કયું ગામ ? તેમણે કહ્યું કે **ખાયગ** નામનું આ ગામડું છે.

ગામનું તળાવ આવ્યું અમે હાથ પગ મોઢું ધોયું. અને ત્યાંથી નીકળી ગામમાં પ્રવેશ કર્યો તો કોઇ સ્ત્રીઓ કુવામાંથી અડધો ઘડો ખેંચેલો રાખીને અમારા સામું જોઈ રહેલી તો કોઈ છોકરાંને કાંખમાં લઈ દોડી આવેલી જોઈ. થોડે દૂર ગયા ત્યાં એક જીર્ણ મંદિર જોયું. આથી અમે તે મંદિરના ઓટલે બેઠાં.

હવે મને ભૂખ, થાક, તરસ અને જંગલના ઉજરડાની વેદના થવા માંડી. મેં મારા પતિને કહ્યું કે 'ખાવાની કાંઈક વ્યવસ્થા કરો.' તેમણે કહ્યું કે 'હું કાંઇક ગોઠવણ કરૂં છું.' ત્યાં એક ઘોડેસ્વાર દોડતો પસાર થયો. તેણે મારા પતિના સામે નજર નાંખી કે તુર્ત હેઠો ઉતર્યો અને કહેવા લાગ્યો કે 'મારૂં નામ **કુલ્માસહસ્તી** મેં આપને ત્યાં ઘણી ઘણી નોકરી કરી છે.' મારા સ્વામિએ તેને ઓળખ્યો અને તે બન્ને પરસ્પર ભેટયા.

કુલ્માસહસ્તિએ કહ્યું કે "નગરશેઠને તરંગવતીની સખી દ્વારા બધી વાતની જાણ થઇ એટલે તે સવારે તે તમારા પિતા પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે 'શેઠજી! મને ક્ષમા કરશો આપ માગુ કરવા આવ્યા ત્યારે તમે પૂર્વભવની કથા જાણતા હતા તો તે મને કહી હોત તો હું આવી ભૂલ કદાપિ કરત નહિ.' તમારી માતા તથા તમારો પરિવાર ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો. શહેરમાં પવનવેગે વાત ફેલાણી કે 'નગર શેઠની પુત્રી અને શેઠના પુત્રને પૂર્વભવ યાદ આવ્યો છે અને તે બન્ને નાસી ગયા હોવાથી નગરશેઠે ચારે બાજુ માણુસો મોકલ્યા છે.

નગરશેઠે તમારી તપાસ માટે ઠેરઠેર માણસો દોડાવ્યા તેમાં હું સૌ પ્રથમ પ્રાણુશક નગરમાં ગયો ત્યાંથી મને લાગ્યું કે કોઇ જંગલ કે અટવીમાં ગયા હશે આથી હું અહિં આવ્યો ત્યાં તો મેં તમને પસાર થતા જોયા. લ્યો તમારા સસરાનો તથા પિતાનો પત્ર."

પત્ર પહેલાં તો મારા પતિએ મનમાં વાંચ્યો અને પછી ઉતાવળે વાંચી સંભળાવ્યો. પત્ર વાંચતાં મને લાગ્યું કે મારા પિતાને હવે રોષ રહ્યો નથી, મારા જવાથી તેમને ખુબ લાગી આવ્યું છે. હું પણ પત્ર સાંભળી ગળગળી થઈ ગઇ.

કુલ્માસની દૃષ્ટિ મારા પતિના હાથ ઉપર પડી. હાથ ઉપર સોજો અને ઉઝરડા હતા તેથી તેણે તેમને પુછયું 'આ શું?' મારા પતિએ વીતેલ બધી વાત કહી. વાત કહેતાં કહેતાં પણ તેમનું હૃદય વચ્ચે વચ્ચે ભરાઇ આવતું હતું.

કુલ્માસ અમને ગામમાં એક બ્રાહ્મણને ત્યાં લઇ ગયો. બ્રાહ્મણને ત્યાં અમે ન્હાયા અને શરીરની શુશ્રુષા કરી. આ પછી અમે પ્રાણુશક નગર ગયા ત્યાં અમારી સારી માવઝત થઇ. હવે અમારા શરીર ઉપર કોઇ દુઃખનો ઘા રહ્યો ન:હતો. ત્યાંથી શ્રમણ ભગવાન મહાવીર જ્યાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા તે વૈશાલિકના વડને નમસ્કાર કરી અમે કૌશામ્બીના પરિસરમાં આવ્યા.

અમને અમારૂં બહોળું કુટુંબ સામે લેવા આવ્યું હતું. સૌ કોઇ અમારાં દર્શન માટે આતુર હતાં. નગરમાં અમે પેઠયાં ત્યાં તો લોકોના ટોળેટોળાં અમને જોવા તલસી રહ્યાં હતાં. કોઇ પેલા ચિત્રમાં ચિત્રેલો ચક્રવાક પેલો એમ

કહી મારા પતિને અને પેલી નગરશેઠની દીકરી ચક્રવાકી એમ કહી મને ચિંધતા, તો કોઈ સરખે સરખું શું યુગલ મળ્યું છે તેમ કહી માથું ધુણાવતા.

અમે મારા સસરાની હવેલીએ આવ્યાં. હું સાસુ સસરા પિતા બાંધવો બધાને પગે લાગી. મને બોલાવતાં તે અને તેમને બોલાવતાં હું રડી પડી. આમ વાતાવરણ મળવાથી હર્ષવાળું અને દુઃખના શ્રવણથી શોકવાળું એમ મિશ્રિત બન્યું હતું.

મારી સખિ સારસિકા મને મળી અને કહેવા લાગી "સખિ! તું તો ગઇ પણ મને મુશ્કેલીમાં મુકતી ગઇ. હું દાગીના લઇ આવી પણ તને ત્યાં ન દેખી એટલે પાછી ગઇ. મને ઉંઘ ન આવી. હું તારા પિતા પાસે ગઇ અને તારા પૂર્વ-ભવના સ્મરણથી માંડી ચાલ્યા ગયા સુધીની બધી વાત કરી. તે સાંભળતાં શેઠ બેબાકળા બની માતા પાસે આવ્યા, બન્ને મુક્તકંઠે રોવા લાગ્યાં અને પુત્રિ! પુત્રિ! આ તેં શું કર્યું! એમ કહી મોટા સાદે રોતાં આખો પરિવાર જાગી ઉઠયો. હવેલીની બહાર માણસો પણ શેઠને ત્યાં શું આપત્તિ આવી પડી તેવા તર્ક વિતર્ક કરવા લાગ્યાં.

થોડીવાર પછી તારા પિતાએ માતાને અને તારા પિતાને બીજા બધા પરિવારે શાંત પાડયાં. સખિ! મારે તિરસ્કાર સાંભળવો પડયો એટલું જ નહિ પણ એક થપાટ પણ ખાવી પડી. આમ છતાં છેવટે તમને સુખી દેખી હું સુખી છું."

આ પછી મારા પિતાએ વર્ષો સુધી યાદગાર રહે તેવા ઉત્સવપૂર્વક અમારાં લગ્ન કર્યાં.

સમય વીત્યો અમે ખુબ સ્નેહથી રહેવા લાગ્યાં. ઘડી પણ એકબીજાથી છુટા નહોતાં પડતાં. ઘડીક ઉપવનમાં તો ઘડીક મહેલની અગાસીમાં અમે આનંદ લુંટતાં ઋતુને અનુરૂપ વિલાસ કરતાં. જાણે આ જન્મમાં પણ ચક્રવાકયુગલ ન હોઇએ તેમ એકબીજાનો જરાપણ વિરહ સહન નહોતા કરતાં.

( ૧૦ )

વસંત ઋતુ આવી ફુલોની સુગંધથી આખું વન મઘમઘાટ કરતું હતું. હું અને મારા પતિ પ્રકૃતિની સુંદરતા નિહાળતા સ્હેજ વનમાં આગળ ગયા. ત્યાં અમે એક સાધુ મહાત્માને શિલા ઉપર બેઠેલા દેખ્યા. ફુલ વિગેરે છોડી તેમના પગે લાગ્યાં. તેમણે ધ્યાન પાળી અમને ધર્મલાભ આપ્યો અને ઉપદેશની અમારી ઝંખના દેખી તેમણે ઉપદેશ આપ્યો. આ ઉપદેશ તેમના તપ તેજથી અમારા હૃદયને સ્પર્શ્યો અને મારા પતિએ હાથ જોડી કહ્યું 'ભગવંત ! આપ આવી કઠીન સાધના શી રીતે સાધી શક્યા ?'

સાધુએ પ્રશાંત મુદ્રાએ કહેવા માંડયું.

"હું પૂર્વભવમાં ચંપાને છેડે આવેલ એક પલ્લીમાં પારધી હતો. શિકાર કરવામાં કુશળ હોવાથી મને લોકો **વ્યાધરાજ** કહેતા. એક વખત મેં ધનુષ્યબાણ લીધાં, ભાથું લટકાવ્યું અને પલ્લીની બહાર નીકળ્યો, ત્યાં એક ગજરાજને નિહાળ્યો, મેં બાણ તાકયું પણ કંઇક ઉંચું નીકળતાં એક ચક્રવાકને વાગ્યું. ચક્રવાક પડયો. નિર્દોષ પક્ષીને મારવાથી મારૂં હૃદય કંપ્યું. મેં તેને ઉપાડી નદીની રેતમાં

મુકી લાકડાં લાવી અગ્નિસંસ્કાર કર્યો ત્યાં તો ચક્રવાકી પણ તેમાં પડી બળી મુઈ. મારી ધીરજ ખુટી મને ખુબ પશ્ચાત્તાપ થયો. આવો પાપી મારો પારધીપણાનો કુળધર્મ ! અરે મેં નિર્દોષ પક્ષીયુગલને માર્યું. હા! હું ક્યાં છુટીશ. મારો પશ્ચાતાપ વધ્યો અને હું પણ એ અગ્નિમાં કુદી પડયો.

ત્યાંથી મરી વાણુારસી નગરમાં એક શેઠને ત્યાં જન્મ્યો ત્યાં મારૂં નામ **રુદ્ર-યશાસ** પાડયું. હું જુગારી, ચોર અને બધા દુર્ગુણોએ પુરો નીકળ્યો. કુટુંબની આબરૂ મેં બરબાદ કરી. એક વખત ચોરી કરતાં મારી પાછળ સુભટો પડયા, હું નાઠયો અને વિંધ્યાચલની સિંહગુફામાં પેઠો. આ ગુફામાં એક પલ્લી હતી. પલ્લીના સરદારની હાથ નીચે મેં લુંટમાં ભાગ લેવા માંડયો. થોડા દિવસમાં હું પરાક્રમ અને ચોરી કરવાની કુશળતાથી સરદારનો માનીતો થઈ પડયો. આથી સાથીદારો મને ‘જમદૂત’ ‘શક્તિધર’ ‘નિર્દય’ એવા નામે બોલાવવા લાગ્યા.

એક વખત અમારી એક ટોળી એક દંપતી યુગલને લઈ આવી. અમારા સરદારે મને એ યુગલને નવરાત્રિએ કાલિકાના હોમ વખતે હાજર કરવાનું કહી સોંપ્યું. હું એની ચોકી કરતો હતો ત્યાં યુગલ પૈકીની સ્ત્રીએ પોતાની પૂર્વકથા આજીજીપૂર્વક કહેવા માંડી. તેણે ‘અમે પૂર્વભવમાં ચક્રવાક હતાં, પારધીએ મારા પતિને વીંધ્યો, પછી તેણે અગ્નિસંસ્કાર કર્યો હું તેમાં પડી, મરી હું તરંગવતી થઇ, અને ચક્રવાક આ મારા પતિ થયા, પિતાની રજા વગર અમે ઘર છોડયું અને પકડાયાં.’ આ વાત સાંભળતાં મને મૂર્ચ્છા આવી. પૂર્વજન્મ

યાદ આવ્યો અને કોઈપણ ભોગે તેમને બચાવવાનો મેં નિર્ણય કર્યો.

વહેલી પરોઢે તેમને મેં ઉઠાડયાં અને ગુપ્તમાર્ગે થઇ પલ્લી બહાર કાઢયાં. અને આ પછી હું તેમનાથી છુટો પડયો અને વિચારવા લાગ્યો કે હવે ફરી પલ્લીમાં જવું એ મારે માટે જીવનનું જોખમ છે. મેં સન્યાસ લીધું પણ પછી તુર્તજ શકટમુખ ઉપવનમાં બિરાજતા એક મુનિમહાત્માનો ભેટો થયો. તેમની પાસે મેં વ્રત લીધું. હું વ્રત લઇ ઉત્તરાધ્યયન આચારાંગ વિગેરે શાસ્રો શિખ્યો અને હવે ઉપદેશ આપતો વિચરૂં છું."

મારા પતિએ કહ્યું 'મહારાજ! તે યુગલ બીજું કોઇ નહિ પણ અમે બન્ને. આપે અટવીમાંથી તાર્યા તેમ હવે અમને ભવ અટવીમાંથી પણ તારો.' ત્યાંને ત્યાં અમે અમારાં કપડાં પરિવારને આપી દીધાં અને દીક્ષા લીધી.

દિક્ષાના સમાચાર સાંભળી અમારૂં કુટુંબ આવ્યું તેમણે અમને સમજાવવા ઘણા ઘણા પ્રયત્ન કર્યા. અમને સંયમની રઢ લાગી હતી એટ્લે તે થાકયા. છેવટે મારા પિતા તથા સસરાએ કહ્યું 'સંયમ લીધું છે તેવું સુંદર પાળજો.'

આજ અરસામાં એક સુવ્રતાશ્રી સાધ્વી ત્યાં મુનિજીને વંદન કરવા આવેલાં તેમને મને મુનિમહાત્માએ ભળાવી. હું સાધ્વીની નિશ્રામાં આવી. સાધુ તથા નૂતન સાધુ બન્ને પૃથ્વીને પાવન કરતા વિચરે છે અને હું સાધ્વીજી મહારાજની નિશ્રામા તપથી ભાવિત થઇ વિચરૂં છું.

હે ભદ્રે! આ છે મારી પૂર્વકથા."

(૧૧)

સોમા શેઠાણીએ કહ્યું 'મહારાજ! આપે તો જીવનમાં બધું મેળવ્યું અમે કાંઇ ન પામ્યા.'

સાધ્વીએ કહ્યું 'ભદ્રે! આ મનુષ્ય જીવન પરભવની સામગ્રી પામવા માટે છે.'

સોમાએ સાધ્વી પાસે સમ્યક્ત્વપૂર્વક બારવ્રતરૂપ-દેશ-વિરતિ વ્રત સ્વીકાર્યું.

સાધ્વી ભિક્ષા લઇ ઉપાશ્રયે પધાર્યાં અને છેવટે કહેતાં ગયાં કે 'મેં મારી પૂર્વકથા વૈરાગ્ય ભાવથી પ્લાવિત થઇ સાંભળનાર કલ્યાણ સાધે તે માટે કહી છે.'*

—(o)—

**प्रसन्नगम्भीरपया, रथाङ्गमिथुनाश्रया**
**पुण्या पुनाति गङ्गेव गां तरङ्गवती कथा**

ચક્રવાક યુગલના આશ્રયવાળી પ્રસન્ન ગંભીરપદોવાળી આ પવિત્ર તરંગવતી કથા ગંગાની પેઠે વાણીને પવિત્ર કરે છે.

તિલકમંજરી પ્રસ્તાવના—કવિ ધનપાલ.

—(o)—

*આ કથા પાદલિપ્તસૂરિએ પ્રાકૃતભાષામાં અતિ વિસ્તીર્ણ ગદ્ય રૂપે ભગવાન્ મહાવીર પરમાત્માના સમયની લખી છે. તેના ઉપરથી સંક્ષેપમાં નેમિચંદ્રગણિએ બનાવી છે. આ કથાનો જર્મનીમાં અનુવાદ થયેલ ત્યારબાદ તે અનુવાદ ઉપરથી ગુજરાતીમાં અનુવાદ કરાવી સદ્દગુણાનુરાગી કર્પુરવિજયજી મહારાજના પ્રયાસથી પ્રગટ થયેલ. તેના ઉપરથી આ કથા સંક્ષેપમાં લખી છે, જાતિસ્મરણ; સંયમ વિગેરેને અદ્દભૂત રીતે જણાવનારી સાહિત્યમાંપણ શ્રેષ્ઠ ગણાતી સુંદર કથા છે.

# ૫

# શ્રાવકનું સાચું શિયળ

## યાને

# સુદર્શન શેઠ

[ શ્રાવકના બાર વ્રતમાં બ્રહ્મચર્યને પં, વીરવિજયજીએ બાર વ્રતની પૂજામાં 'તે વ્રત જગમાં દીવો મેરે પ્યારે' કહી ગાયેલ છે. તે ચતુર્થવ્રતનો આદર્શ જેમણે જીવનમાં ઉતાર્યો અને બ્રહ્મચર્યવ્રતનું પરાકાષ્ઠાએ પાલન કર્યું તે સુદર્શન શેઠની કથા સંક્ષિપ્તમાં ઋષિમંડળવૃત્તિ પૃષ્ઠ ૧૧૮માંથી સાર રૂપે અહિં આપવામાં આવેલ છે. ]

( ૧ )

ચંપાનગરીમાં **દધિવાહન** રાજા રાજ્ય કરતા હતા તેમને રૂપરૂપના અંબાર સરખી **અભયા** રાણી હતી. આ નગરમાં ધર્મપરાયણ **ઋષભદાસ** શેઠ રહેતા હતા. તેમને ભોળા સ્વભાવની **અરિહાદાસી** નામે ભાર્યા હતી.

શેઠ ઘણા સમૃદ્ધિવંત. તેમને ત્યાં પૈસા ખુબ તેમ પશુઓ પણ ખુબ. આ પશુઓની સારસંભાળ માટે તેમણે એક **સુભગ** નામના ભરવાડને ઘેર રાખ્યો. સુભગ પશુઓને ઘાસચારો ચરાવે, પાણી પાય, દુધ દુવે અને માખણ ઘી કાઢે.

એક દીવસ સુભગ પોતાનાં વ્હાલાં પશુઓને ચરાવતો ચરાવતો-ઘર તરફ પાછો ફરે છે, ત્યાં તેણે એક મુનિને કાઉસ્સગ્ગ ધ્યાને જોયા. સુભગ વિચારવા લાગ્યો કે મુનિ શું વિચાર કરતા હશે ? શું ધ્યાન ધરતા હશે ? પર્વતને પણ-કંપાવે તેવો સુસવાતો પવન છે. અને દાંતનું સંગીત

કરતાં પશુઓ આશ્રયસ્થાન શોધી રહ્યાં છે તેવા ઉષાકાળે શું લેવા આ મુનિ ખુલ્લા શરીરે આમ જંગલમાં સ્થિરપણે ઉભા હશે ? સુભગ તેનો સ્પષ્ટ ઉકેલ ન આણી શકયો પણ મુનિ પાસે ગયો પગે લાગ્યો ને તેણે પોતાનો કાંબળો મુનિના શરીર ઉપર ઓઢાડયો. ઘેર પાછા ફરતાં સુભગ ક્ષણે ક્ષણે બોલતો રહ્યો કે 'ધન્ય મુનિ અને ધન્ય તેમનું જીવન !'

રાત્રિએ ટાઢ ખુબ પડી સુભગને ઉંઘ ન આવી. તે મુનિના ત્યાગ અને નિસ્પૃહપણાની પ્રશંસા કરતો સવારે પશુધન લઇ ત્યાં ગયો. કાંબળો મુનિના શરીર ઉપરથી ઉપાડયો કે તુર્ત મુનિ 'નમો અરિહંતાણું' કહી કાંઉ-સ્સગ્ગ પારી આકાશ માર્ગે ચાલ્યા ગયા.

'નમો અરિહંતાણું' પદને સુભગે આકાશગામિની વિદ્યા માની. આ પદ ગોખતો ગોખતો સુભગ શેઠને ઘેર પાછો ફર્યો. શેઠે હર્ષ પામી કહ્યું 'સુભગ શું ગોખે છે ?' સુભગે મુનિના પરિચયની વાત કરી. શેઠે કહ્યું 'સુભગ આ આકાશગામિની વિદ્યા કરતાં પણ ઉત્તમ ભવોભવ તારનાર ભગવાનનું નામસ્મરણ છે.' સુભગને શેઠની વાતમાં પુરી સમજ ન પડી તે તો તે પદ ગોખતો રહ્યો અને આકાશ ગામિની વિદ્યા માનતો રહ્યો

એક વખત તેના પશુઓ નદીના સામે કિનારે ચરતાં હતાં. નદી પુર જોશમાં ઘુઘવાટા કરતી વહી રહી હતી. સુભગ 'નમો અરિહંતાણું' કહી નદીમાં કુદ્યો પણ ત્યાંજ તે શુભ ધ્યાનથી મરણ પામ્યો.

( ૨ )

'નમો અરિહંતાણું' રટતો સુભગ મૃત્યુ પામી અરિહા-દાસીની કુક્ષિએ જન્મ્યો. ઋષભદાસ શેઠે તેનું નામ સુદર્શન

રાખ્યું. સુદર્શનમાં પિતાનો ધર્મરાગ અને માતાનું ભોળપણ ઉતર્યું.

સુદર્શનને ઘણા મિત્રો થયા પણ **કપિલ** તેનો જીગર જાન મિત્ર હતો. સાથે હરે ફરે બેસે અને કામ પણ બધાંજ સાથે કરે. દેહ જુદા પણ જીવ જાણે બન્નેના એક હોય તેમ લાગે. સુદર્શનનાં લગ્ન કુલીન સુલક્ષણા **મનોરમા** સાથે થયાં અને કપિલનાં લગ્ન ખુબ કુશળ **કપિલા** સાથે થયાં.

કપિલ રોજ કપિલા આગળ પોતાના મિત્ર સુદર્શનનાં વખાણ કરે. તેનું રૂપ વખાણે. તેની બોલીની મીઠાશ તો સાકરથી પણ મીઠી છે એમ કહેતાં કહેતાં તેના મોઢામાંથી પાણી છૂટે. કપિલાનું મન સુદર્શન ઉપર ઢળ્યું. સુદર્શનનું રૂપ દેખતાં તેનું મન ક્ષુબ્ધ થયું.

( ૩ )

કપિલ એક વખત બહારગામ ગયેલો તે વખતે કપિલાએ સુદર્શન શેઠને કાંઇ બાનુ કાઢી ઘેર બોલાવ્યા. શેઠ ઘરમાં પેઠા કે તુર્ત કપિલાએ બારણાં બંધ કર્યાં. તેણે ચેનચાળા આરંભ્યા અને માન્યું કે અગ્નિ આગળ માખણ કેટલો વખત ટકશે. સુદર્શન સ્તબ્ધ અને નિશ્ચેષ્ટ રહ્યા આથી કપિલાની ધીરજ તુટી તેણે શરમ છોડી પણ સુદર્શને કહ્યું 'ભગિની ! તું ભુલી ! હું જન્મથી નપુંસક છું તે શુ તું જાણુતી નથી ?' યૌવન, કટાક્ષ અને એકાંત જેને ક્ષુબ્ધ ન બનાવી શક્યું તે નપુંસક સિવાય કેમ બને ? તેમ માની વિલખી પડેલ કપિલાએ સુદર્શનને વિદાય આપી.

સુદર્શન શેઠે નિશ્ચય કર્યો કે એકલા પરઘેર જવું ને શાણા માણુસ માટે ઉચિત નથી. આજે તો આપણે આપણી

ઈજ્જત સાચવી શકયા છીએ પણ હવે ઈજ્જત હોડમાં મુકાય તેવું કરવુંજ શા માટે ?

( ૪ )

સમય વીત્યો. શહેરમાં ઈન્દ્રમહોત્સવ છે. દધિવાહન રાજા, રાણી અભયા તેની સખી બનેલ કપિલ પુરોહિતની કપિલા આમ બધા નગરવાસીઓ નગર બહાર નિકળ્યાં છે. રાણી અભયા સખિ કપિલા સાથે વિનોદ કરે છે અને નગરવાસીઓના છલકાતાં હ્રદયને જોઇ આનંદ પામે છે. તેવામાં કપિલાની નજર છ પુત્રોથી પરિવરેલી એક સ્ત્રી ઉપર પડી. તેણે અભયારાણીને પુછયું કે 'આ છ પુત્રોવાળી કઈ ભાગ્યશાળી સ્ત્રી છે ?' જવાબમાં અભયાએ કહ્યું કે 'તું સુદર્શન શેઠની સ્ત્રી મનોરમાને નથી જાણતી ?'

'ના.' નામ તો સાંભળ્યું છે કે સુદર્શન શેઠની પત્નીનું નામ મનોરમા છે પણ નજરે તો આજેજ નિરખી પણ...' કહેતાં કપિલા અટકી.

'તું કેમ અટકે છે ? કહેવું હોય તે કહી દે.'

'ના, ના, કાંઇ નહિ.'

'તું સખી થઇને મારાથી છૂપાવે છે, મારાથી પડદો રાખે છે.' એમ કહેતાં કપિલાનો અભયાએ તિરસ્કાર કર્યો.

'તિરસ્કાર ન કરો. વાત એવી છે કે પુરોહિત રોજ સુદર્શનના મારી આગળ વખાણ કરતા. મારૂં મન એકવાર ક્ષુબ્ધ બન્યું. હું તેમને ઘેર લઈ આવી બારણા બંધ કર્યાં. ઘણા ઘણા કટાક્ષ અને આજીજી કરી પણ કેમે કરી તે ન પલળ્યો અને કહેવા લાગ્યો કે હું તો નપુંસક છું શું કરૂં ?'

'તું પંડિતા કાચી, વાણીયાએ તને છેતરી.' એમ કહી અભયાએ હાસ્ય કર્યું.

'મેં તો આવો દૃઢ નિશ્ચયી પુરૂષ જન્મારામાં જોયો નથી કે જે એકાંત યૌવન અને કટાક્ષ છતાં જરાપણ ક્ષુબ્ધ ન થાય. 'બહુરત્ના વસુંધરા' તો આવા નરરત્નોથી જ છે.'

ગર્વથી માથું ઉંચું કરી અભયાએ કહ્યું 'તારી અ-પંડિતાઇ તું સુદર્શનની પ્રશંસાથી છુપાવે છે બાકી પુરૂષ જાતની શી તાકાત છે કે ન ખળભળે? તું કાચી પંડિતાણી.'

'હું તો કહું છું કે સુદર્શન કોઇથી ક્ષુબ્ધ ન બને તમે પાકાં હો તો તેને ચલિત કરો.'

'તને બતાવું છું કે સુદર્શન ચલિત થાય છે કે નહિ' એમ દૃઢ સંકલ્પથી અભયાએ ઉચ્ચાર્યું.

ઇન્દ્રમહોત્સવ પૂર્ણ થયો અભયા મહેલે આવી. તેના મગજમાં એકજ વ્યાધિ લાગુ પડયો કે સુદર્શનને કેમ સાધવો. તેણે તેની ચતુર દાસી પંડિતાને વાત કરી કે 'સુદર્શનને લઇ આવ.' દાસીએ કહ્યું કે 'ધર્મનિષ્ઠ શ્રાવકો હમેશાં પર-દારાથી દુર રહેનાર છે અને આ તો શ્રાવક શિરોમણિ તેમ પરદારાને મનથી પણ કેમ ઇચ્છે?'

અભયાએ દાસીને તેનો ઉપદેશ બંધ કરી કાર્ય સાધ-વાનું કહ્યું અને જણાવ્યું કે 'તું એક વખત મારી પાસે હાજર કર પછી હું છું અને એ છે.'

દાસી પંડિતાએ કપટકળા શરૂ કરી યક્ષપૂજાના બાના તળે રોજ રોજ પાલખીઓ જતી આવતી કરી. પહેરેગીરો રોજનો આ કાર્યક્રમ માની ટેવાઇ ગયા.

એક ચૌમાસી ચૌદસની રાત્રિએ સુદર્શન ઉપાશ્રયમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા છે. તેમના હૃદયમાં કેવળ પરમાત્માનું ધ્યાન છે. દાસીએ માણસો દ્વારા સુદર્શનને ઉપાડયા પાલ-

ખીમાં નાંખ્યા અને સીધા અભયાના ખંડમાં દાખલ કર્યા. પંડિતા દાસી ત્યાંથી ખસી ગઇ.

( ૫ )

સુદર્શનની આંખો બંધ હતી, શ્વાસોશ્વાસની ધમની તેમના જીવંતપણાનો ખ્યાલ આપતી હતી અને ઉપસર્ગટાણે ખુબ ધૈર્ય રાખવાના ખમીરને તેમનું લલાટ જણાવતું હતું. અભયાએ સુદર્શનની આંખો ખુલાવવા ખુબ ખુબ પ્રયત્ન કર્યો. કેમકે આંખો ઉઘાડયા વિના તેના કટાક્ષો શા કામનાં? અભયા છેવટે તેના શરીરે બાઝી. તેમના શરીરમાં ગરમી ઉત્પન્ન કરવા મથી પણ બધામાં નિષ્ફળ નીવડી. અભયા થાકી. તેનો ગર્વ ઉતર્યો. સાથેજ હૃદયમાં રોષ પ્રગટયો અને ઉપાય શોધી તેણે પોતાના હાથે શરીર વલુર્યું, કપડાં ચુંથી નાંખ્યાં, મુખ અને સ્તન ઉપર નખના ઘા કર્યા અને બચાવો બચાવોની બુમો પાડી. પહેરેગીરો દોડી આવ્યા. 'સુદર્શને મારી લાજ લેવા હુમલો કર્યો છે.' તે કહેતાં અભયા ધ્રુસકે ધ્રુસકે રોવા માંડી રાજાએ સુદર્શનને પુછયું કે 'આનો કાંઇ જવાબ છે?' સુદર્શન મૌન રહ્યા. રાજાએ માન્યું કે **अनिषिद्धं अनुमतं** 'જેની પાસે જવાબ ન હોય તે મુંગા રહ્યા સિવાય શું કરે.' તુર્ત આકરી શિક્ષા ફરમાવી. ગધેડા ઉપર સુદર્શનને ફેરવવામાં આવ્યા. સૌ લોકો મુખમાં આંગળી ઘાલી કહેવા લાગ્યા કે 'સુદર્શન માટે આ સંભવે કેમ?'

આ વાત મનોરમાને કાને પહોંચી તેને તેના પતિ ઉપર પુરો વિશ્વાસ હતો. મારો પતિ કોઇ દિવસ પરદારા સામું પણ ન જુવે તે કેમ રાણી ઉપર બળાત્કાર કરે. **यतो धर्मस्ततो जयः** સૂત્રને અવલંબી તે કાઉસ્સગ્ગધ્યાને રહી અને નિશ્ચય કર્યો

કે 'મારા પતિનું કલંક ન ઉતરે ત્યાં સુધી હું કાઉસ્સગ્ગ નહિ પારૂં.'

સુદર્શનને શૂળીના માંચડે ઉભા કર્યા. સેંકડોને રેંસી જેના હાથ અને કાળજાં નિર્દય બન્યાં છે તે જલ્લાદોનાં જોતાંજ શૂળી ત્રુટી અને ક્ષણમાં સિંહાસન થયું. આકાશમાંથી શાસનદેવીએ અવાજ કર્યો કે 'સુદર્શન અખંડ નિર્મલ છે અભયા કુલટા છે અને શૂળીનું સિંહાસન સુદર્શનના બ્રહ્મનો પ્રભાવ છે.'

રાજા દોડી આવ્યો શૂળીનું સ્થાન ધર્મસ્થાન સમુ લાગણીપ્રધાન બન્યું. રાજા પોતાના ઉતાવળા પગલોથી અને રાણીની કુટિલતાથી શરમીંદો પડયો. લોકો 'ધન્ય સુદર્શન ધન્ય સુદર્શન' કરતા સુદર્શનને મસ્તક નમાવવા લાગ્યા.

રાજાએ સત્ય વાત કહેવાનો અતિ આગ્રહ કર્યો ત્યારે સુદર્શને અભયાને અભય વચન આપવાની માગણી કરી આદિથી અંત સુધીની સર્વ ઘટના કહી.

રાજાએ મહોત્સવપૂર્વક સુદર્શનનો નગરમાં પ્રવેશ કરાવ્યો. મનોરમાએ પતિનું કલંક ઉતર્યું જાણી કાઉસગ્ગ પાર્યો આખા શહેરમાં સુદર્શન અને જૈનશાસનની જયપતાકા ફરકી.

રાણી ઉપરથી મોહ ઉતરી ગયેલ રાજા મહેલે પાછો ફર્યો ત્યાંજ અભયાએ શરમના મારેલ ફાંસો ખાઇ મૃત્યુ આપ્યાના સમાચાર સાંભળ્યા. રાજા નિર્વેદ પામ્યા. સુદર્શન શેઠે પણ થોડા સમય બાદ સંસારવાસને કારાગાર સમજી દીક્ષા લીધી.

( ૬ )

ડગલે પગલે લોકોનો તિરસ્કાર પામતી કપિલા મૃત્યુ પામી અને દાસી પંડિતા પણ ત્યાંથી નાસી પાટલીપુત્રમાં ગઇ. ત્યાં દેવદત્તા ગણિકાને ત્યાં રહી રોજ સુદર્શનના શીલની

દઢતાની પ્રશંસા કરતી. ગણિકાએ કહ્યું કે 'હું તો કોઈ જગત્‌માં એવો કોઇ માનવી જોતી નથી જે સ્ત્રીથી ચલિત ન થાય. મને બતાવે અને હું પારખું કરૂં ત્યારે તારૂં સાચું માનું.'

કેટલાક વખત બાદ વિચરતા વિચરતા સુદર્શન મુનિ પાટલીપુત્રમાં પધાર્યા પંડિતા સુદર્શનને ગણિકાને ત્યાં લઈ આવી. કામકળા કુશળ દેવદત્તાએ ઘણા હાવભાવ કરી મુનિને ક્ષુબ્ધ કરવા બધું કર્યું. પણ મુનિ અડગ જ રહ્યા. દેવદત્તા હારી. મુનિને પગે લાગી અને અપરાધની ક્ષમા માગી તેણે મુનિને વિદાય કર્યા.

( ૭ )

પાટલીપુત્રની બહાર મુનિ કાઉસ્સગ્ગ ધ્યાને ઉભા છે ધ્યાનમાં નિશ્ચળ છે ત્યાં તો મરીને વ્યંતરી થયેલ અભયા પ્રગટ થઇ તેને મુનિને જોતાં દ્વેષ ઉપન્યો. તેણે ઘોર ઉપસર્ગ કર્યો પણ મુનિ ધ્યાનમાં અડગજ રહ્યા. વ્યંતરી હારી અને છેવટે કેવળી બનેલ મુનિએ દેશના આપી, આ દેશનાથી કોઇ ચારિત્ર, કોઇ દેશવિરતિ તો કોઇ સમ્યકત્વ પામ્યા. વ્યંતરી અને પંડિતા પણ શરમાયાં અને બોધ પામ્યાં.

આ પછી મુનિ પૃથ્વી ઉપર ઘણો વખત વિચરી સેંકડો જીવોને તારી અંતે નિર્વાણ પામ્યા.*

**गिहिणोऽवि शीलकणयं निव्वडियं जस्स वसणकसवट्टे**

**तं नमामो शिवपत्तं, सुदंसणमुणिं महासत्तं ॥१०५॥**

ગૃહસ્થ અવસ્થામાં જેમનું શિયળવ્રત રૂપ સુવર્ણ દુઃખ રૂપ કસોટીમાં શુદ્ધ થયેલું છે તે મહાસત્વવંત અને મોક્ષ પામેલા સુદર્શન મુનિને અમે નમસ્કાર કરીએ છીએ.

* ભરતેશ્વર બાહુબલિવૃત્તિમાં આ કથા કેટલાક ફેરફાર સાથે છે.

## ૬

# મનનું પાપ
## યાને
# સુનંદા અને રૂપસેન

### (૧)

પૃથ્વીભૂષણ નામનું નગર હતું. આ નગરમાં કનકધ્વજ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને યશ વધારનારી **યશોમતી** રાણી અને **ગુણચંદ્ર** તથા **કીર્તિચંદ્ર** નામના બે કુંવરો અને ગુણના ભંડાર સમી **સુનંદા** નામે કુંવરી હતી.

સુનંદાની ઉંમર બાર વર્ષની હતી. નહોતી તે પુરી સમજુ કે તદ્દન નહોતી અણુસમજુ. તે વખતે તે સખીઓ સાથે મહેલની અગાસી ઉપર ચઢી નગરની શોભા નિહાળતી હતી. દૂર દૂરના મંદિરોની આરતીઓના રણકારો અને પાછી ફરતી ગાયોના ટોકરાના અવાજે સુંદર સંગીત ચારે બાજુ ફેલાયું હતું. આકાશમાં અંતરે અંતરે તારક દીવડાઓ પ્રગટી રહ્યા હતા. કુદરત સૌમ્ય અને આલ્હાદક હતી. ત્યાં સામેના એક ઘરમાં સુનંદાની દૃષ્ટિ પડી અને તે એકદમ સ્થિર થઇ.

“નાથ ! મારો વાંક નથી નાહક મને ન મારો. હું કુલવાન અને સંસ્કારવાળી સ્ત્રી છું મેં કોઇ અઘટિત કાર્ય કર્યું નથી.” પણ લાકડી વડે મારનાર યુવાન પુરૂષને તેનું કાંઇ સાંભળવાની પરવા નહોતી. તે ઘડીકમાં પાટુ તો ઘડીકમાં લપડાક તો ઘડીકમાં લાકડી વડે છુટો ઘા કરતો હતો. સ્ત્રી

તેના પગે પડી કરગરતી હતી અને કહેતી કે 'મારી ભૂલ નથી આપ તપાસ કરો હું નિર્દોષ છું.'

સુનંદા સખિઓને લઇ આવી અને છતા અછતા દૂષણોની કલ્પના કરી મારતા પુરૂષને બતાવી કહેવા લાગી કે 'સ્ત્રીનો અવતાર કેટલો પરાધીન છે. સંસારમાં શું સુખ છે? આખો દીવસ વૈતરૂં કરવું છતાં સાસુ સસરા અને ધણીના દબાયેલા રહેવું. સ્ત્રી ઘરનો દીવો, ઘરની લક્ષ્મી, સૌભાગ્યનું સ્થાન છે તેનો પુરૂષને ભાગ્યેજ ખ્યાલ હોય છે. બહેન! મારો વિચાર તો પરણી દુનીયામાં જે કાંઇ મોટાં મોટાં પાપો ગણાય છે તે શિકાર, ચોરી, મદિરા વિગેરે બધા પુરૂષો કરે છે તેને આધીન થઇ જીવન વેડફી નાંખવાનો નથી. તું માતાને કહેજે કે ભૂલે ચૂકે મારો વિવાહ કોઇ જગ્યાએ કરી ન નાંખે.'

સખિએ કહ્યું 'બહેન! હજી તું નાની છે. સ્ત્રીને પતિ શું છે તેની ખબર હજી હમણાં તને નહિ પડે! સ્ત્રીનું સૌભાગ્ય, પ્રાણ અને સર્વસ્વ સ્વામિ છે તે આજે તું કયાંથી સમજે?'

'મારે કાંઇ સમજવું નથી! તું તારે માતાને કહી દેજે કે સુનંદા પરણવાની નથી અને તમે કોઇનું માગું સ્વીકારશો નહિ કે માગું કરશો નહિ.' સુનંદાએ પુરૂષજાત પ્રત્યે અણગમો બતાવતાં મક્કમતાથી કહ્યું

સખિએ રાજમાતાને કહ્યું કે 'સુનંદાનો વિચાર લગ્નનો નથી, પણ તમે તેમાં ગભરાશો નહિ, બાળક છે એટલે બોલે! ઉંમર થયે બધાં સારાં વાનાં થશે.'

રાજમાતા હસ્યાં અને સારૂં કહી પતાવ્યું.

( ૨ )

સંમય વીત્યો. સુનંદાની ઉંમર પંદર-સોળ વર્ષની થઈ છે. શરીરમાં સ્ફુર્તિ, ચપળતા અને રૂપના અતિરેક સાથે અવયવોમાં ફેરફાર પણ થયો છે.

વસંતઋતુનો સમય હતો, મહેલની અગાસીમાં સુનંદા ઉભી હતી, ત્યાં તેની નજર સામેના એક સુંદર મકાન ઉપર પડી, મકાનની બારીઓને ફુલની જાળીઓથી શણગારી હતી. સુગંધી ધૂપથી મકાન મહેંકી રહ્યું હતું અને અંદર વચ્ચોવચ્ચ એક સુંદર પલંગ ઉપર બેઠેલ દંપતીયુગલ એકબીજા દોગુંદક દેવ સરખા આનંદમાં મસ્ત હતું, તેમની પાંચે ઇંદ્રિયોને મહેકાવે તેવાં તે મકાનમાં સર્વ સાધનો હતાં, દાસદાસીઓ સેવામાં હાજર હતાં, સંગીતના સુંદર સરોદો તેમના કાન અને હૃદયને ખુશ કરતાં હતાં, ખીલખીલાટ અને હા હા હી હી થી તેમનો આનંદ ઉભરાતો હતો.

સુનંદાના હૃદયમાં અકથ્ય ઝણઝણાટ ઉભો થયો. જડાઈ ગયેલી પુતળી સરખી તે એકદમ સ્થિર અને એકીટસે જોવા લાગી તેના રૂંવેરૂંવાં ખડાં થયાં અને તેને તેના મનમાં થવા માંડયું કે 'આવું સુખ મળે તો કેવું સારૂં !'

'કેમ બ્હેન આવું સુખ તમને ગમે છે?' તેમ કહી સખિએ બોલાવી ત્યારે જ તે ચમકી અને સખિ સામું જોઇ તે બોલી.

'મારૂં ભાગ્ય કયાંથી હોય કે આવું સુખ મને મળે.'

'એવું ન બોલીશ. તું રાજપુત્રી છે, તને આથી પણ સુંદર વૈભવ અને સુખ મળશે.'

'એ કોણે જાણ્યું છે.' એમ કહી સુનંદાએ નિઃસાસો નાંખ્યો.

સખિએ કહ્યું 'રાજમાતાને વાત કરૂં કે સુનંદા લગ્નની ઇચ્છા રાખે છે.'

'ના, હમણાં નહિ, કેમકે આજસુધી લગ્ન નહિ કર-વાનો આગ્રહ કરેલો એટલે તેમને અનેક તર્કવિતર્ક જાગશે, યુક્તિથી બધું જણાવાશે.'

'કામવિકાર એ તો અગ્નિ છે, અગ્નિમાં લાકડાં પડે તેમ તે ભભુકે માટે આ જોઇ જીવ બાળ નહિ, નીચે ચાલ.' એમ કહી સુનંદાનો હાથ ખેંચી સખિ નીચેના માળે લઇ ગઇ.

બજાર સામે પડતી બારીએ સુનંદા અને તેની સખિ બેઠાં છે, તેટલામા **વસુદત્ત** શેઠનો પુત્ર **રૂપસેન** ત્યાંથી પસાર થયો અને પાનવાળાની દુકાને આવ્યો. સુનંદાએ આંખના એક પલકારમાં તેને નખશિખ નિરખ્યો અને નખશિખ શરીરમાં ઝણઝણાટ અનુભવ્યો. તે સખિને કહેવા લાગી કે 'સખિ! કેવો સુંદર રૂપાળો યુવાન છે. તેની આંખ કેવી નમણી છે. તેના બાહુ કેવા લાંબા અને શરીર કેવું પ્રમાણો-પેત અને લાલિત્ય ભર્યું છે.'

'સુનંદા! પુરૂષજાત ક્રુર છે આ બધું તું ભુલી ગઇ.' એમ કહી સખિએ સુનંદાને પૂર્વની પુરૂષજાત ઉપરના તિર-સ્કારનો પ્રસંગ યાદ કરાવ્યો. સુનંદાએ કહ્યું 'સખિ! શાણી થઇ તું દાઝયા ઉપર ડામ ન દે.'

'ત્યારે શું કરૂં ?'

'સામે ઉભેલ રૂપસેનને મારો એક સંદેશો આપી આવ. તે ચતુર હશે તો સમજશે અને ચતુર નહિ હોય તો અચતુરના સંગથી શું ફાયદો ?'

'લાવ આપી આવુ' કહી સખિએ તત્પરતા બતાવી.

સુનંદાએ કાગળ લીધો અને લખ્યું કે

**'निरर्थकं जन्म गतं नलिन्याः यया न दृष्टं तुहिनांशुबिम्बम्'**

'જેણે ચંદ્ર નથી જોયો તેવી કમલિનીનો જન્મ નિરર્થક છે.'

સખિએ પત્ર લઇ રૂપસેનને કોઇ ન જાણે તેવી રીતે આપ્યો.

ચતુર રૂપસેન બધું સમજી ગયો અને તેજ લીંટીની નીચે તેણે લખ્યું

**उत्पत्तिरिन्दोरपि निष्फलैव दृष्ठा विनिद्रा नलिनी न येन**

'જેને જોઇને નલિની વિકસ્વર થઇ નથી તે ચંદ્રની ઉત્પત્તિ પણ નિષ્ફળ છે.'

સખિએ પત્ર સુનંદાને પહોંચાડયો વાંચી તે આનંદ પામી અને બોલી કે 'જેવો રૂપાળો તેવોજ ચતુર છે.'

આ પછી રોજ રૂપસેન ત્યાં આવે છે અને એકબીજાનું તારામિલન-દૃષ્ટિમિલન થાય છે. સુતાં, બેસતાં, ખાતાં રૂપસેન સુનંદાના ચિત્તથી ખસતો નથી અને રૂપસેનના ચિત્તમાંથી સુનંદા ખસતી નથી.

( ૩ )

લોકોનાં ટોળે ટોળાં નગર બહાર જવા માંડયાં નાના મોટા સૌ કોઇ પોતપોતાની અનુરૂપ સોબત શોધી બહાર

નીકળ્યાં. ઘરેઘર તાળાં વસાયાં આખું નગર સુમસામ બન્યું.

રાજમાતા યશોમતી સુનંદાને લઇ જવા આવી ત્યાં તો તેણે માથે લેપ કરી વેદનાથી તરફડતી પુત્રીને જોઇ કહ્યું 'પુત્રિ ! એકાએક શું થયું ?'

'માતા ! હમણાં ચારઘડી પહેલાં માથું સખત દુઃખવા આવ્યું છે ? શાથી દુઃખે છે તેની કાંઇ સમજણ પડતી નથી.' એમ દુઃખભર્યા ધીમે અવાજે સુનંદાએ કહ્યું.

'પુત્રિ ! ભલે બધા જાય હું કૌમુદી મહોત્સવમાં નહિ જાઉં.'

'ના, માતા ! મારા ખાતર આખી પ્રજાના રંગમાં ભંગ ન પાડશો. આવું તો મને કેટલીક વખત થઇ જાય છે પણ પાછું મટી જાય છે. તમે જાઓ અને મને સારૂં થશે એટલે હું અને આ મારી બે સખિઓ આવી પહોંચીશું કશી ફીકર ન કરશો.' આમ કહી સુનંદાએ પોતાનો બીજો બધો નોકર ચાકરનો પરિવાર પણ માતા સાથે કૌમુદી મહોત્સવમાં મોકલ્યો.

રાજમાતા ગયાં એટલે સુનંદાને શાંતિ વળી. તેને લાગ્યું કે ઘણા વખતથી હું ઝંખતી હતી, તે પ્રિયતમ રૂપસેન આજે મને નિરાતે મળશે અને અમે વિરહદુઃખ સમાવીશું. તેણે પોતાની શય્યાની પાસેની બારી કે જે પાછળ પડતી હતી ત્યાં દોરડાની નિસરણી રાખી હતી અને રૂપસેનને તે હલાવવાની સૂચના સખિદ્વારા પહોંચાડી હતી. તેથી તે અને તેની સખિઓ ઘડી ઘડી તે તરફ જતી અને પાછી આવતી.

(૪)

'હા ! જુગારમાં હું બધું હાર્યો, નથી રહી માસે પાઈ કે પૈસો. અને દેવું તો હજી હજારોનું છે. શું કરૂં ? લાવ આજે નગર સુનું છે તો કોઇ ધનાઢયની દુકાન કે ઘરનું તાળું તોડું અને જે કાંઇ મળે તેથી ફરી કાલ દાવ ખેલું.' આમ વિચારતા શહેરની શેરીઓમાં ધૂમતા **મહાલવ** નામના જુગારીએ મહેલની બારીએ લટકતી નિસરણી જોઇ અને **ચોરમાં મોર** એ કહેવત અનુસાર તે હલાવી કે તુર્ત બે દાસીઓ દોડી આવી અને ભલે પધાર્યા રૂપસેન કહી સ્વાગત કર્યું. મહાલવે 'હુ' કહી ટુંકમાં પતાવી નિસરણી ઉપર ચડવા માંડયું.

આ તરફ રાજમાતાએ પોતાની સખીઓને સુનંદાની ખબર કાઢવા અને પૂજાના કેટલાંક ઉપકરણ લેવા મોકલેલી તે રાજમંદિરમાં દાખલ થતી દૂરથી સુનંદાએ જોઇ એટલે તેને 'રંગમાં આ શો ભંગ' તેવો ધ્રાસકો પડયો પણ અગમચેતી વાપરી તેણે બધા દીવા હોલવી નંખાવ્યા અને સખિદ્વારા આવતી સ્ત્રીઓને કહેવરાવ્યું કે 'બહેનને દીવાનું તેજ સહન ન થવાથી દીવા હોલવાવી નાંખ્યા છે અને હમણાં જરા તેમને ઉંઘ આવી છે માટે કોઇ બોલશો કરશો નહિ. આવનાર સ્ત્રીઓ 'રાજમાતાનો પૂજાનો સામાન લઇ વળતાં આવીશું' કહી મહેલના બીજા ભાગમાં રાજમાતાના ભવન તરફ વળી.

મહાલવ બારીએ આવ્યો એટલે એક સખિ તેનો હાથ ઝાલી સુનંદાના પલંગ પાસે લઇ ગઇ અને કહ્યું કે 'રૂપસેન શ્રેષ્ઠ ! કાંઇ બોલશો નહિ.'

મહાબલ મૌન રહ્યો. સુનંદાનો સ્પર્શ થતાં ઉત્કટ કામાતુર જુગારીએ સુનંદાને ભોગવી અને તેના પહેલા દાગીના હાથ કર્યા ત્યાં તો સામે દીવાનો પ્રકાશ દેખાયો.

સખિ દોડતી આવી અને કહેવા લાગી કે 'પ્રિયતમને હમણાં વિદાય કરો.'

સુનંદાએ કહ્યું 'વ્હાલા ! આપણા નસીબનો દોષ છે, ઘણે દીવસે આપણો સંયોગ થયો છતાં આપણે કાંઇ વાતચિત કરી શકતાં નથી, હાલ તો આપ પધારો ફરી આપણે મળશું ત્યારે બધું કરીશું.'

જુગારી હરખાયો અને મનમાં શુકન સારા થયા કે રાજકુમારી મળી અને ધન પણ મળ્યું, એમ વિચારતો સડસડાટ નિસરણી ઉતરી ચાલતો થયો.

માતાની સખીઓ આવી, સુનંદાએ ધીમે સ્વરે કહ્યું 'માતાજીને કહેજો કે હવે બહેનને માથાની વેદના ઓછી છે ફીકર ન કરે.'

( ૫ )

કૌમુદી મહોત્સવને ઝંખતો રૂપસેનકુમાર પણ માતા-પિતાને 'મારી તબીયત સારી નથી,' તેવું કહી ઘેર રહ્યો.

રાત્રિનો પહેલો પહોર વીત્યો, નગરમાં હવે કોઇ નથી તેમ જાણ્યા પછી સુનંદાને રટતો ભોગ સામગ્રી લઇ ઘેરે તાળું મારી નીકળ્યો. રસ્તામાં એકબીજાને ભેટવા તલસતાં આજે અમે પરસ્પર મળીશું, અનેક પ્રેમગોષ્ઠિઓ કરીશું અને વિષયસુખ ભોગવીશું વિગેરે ચિંતવનમાં મશગુલ રૂપસેન ચાલ્યો જતો હતો. ત્યાં કોઇ નોંધારી જીર્ણ ભીંત

પડી અને તેમાં રૂપસેન દટાઇ મૃત્યુ પામ્યો અને મૃત્યુ વખતના સુનંદા ઉપરના રાગના અતિરેકને લઇ ઋતુસ્નાન કરેલી સુનંદાની કુક્ષિમાં જુગારીએ કરેલ સંયોગથી ગર્ભપણે ઉત્પન્ન થયો.

આથી જ શાસ્ત્રકારોને કહેવું પડયું છે કે 'ઝેર અને વિષયમાં ખરેખર મોટું અંતર છે. ઝેર ખાય તો મરણ આપે પણ વિષયો તો સ્મરણ કરે તો પણ મૃત્યુ આપે છે.'

માતાની સહચરીઓના ગયા પછી સુનંદાએ દાગીના-ઓની તપાસ કરી તો કેટલાક દાગીના ન મળ્યા પણ સુનંદાએ રાગદશાથી વિચાર્યું કે તુટી ગયેલા દાગીના સમારકામ કરાવવા માટે પ્રાણપ્રિય લઇ ગયા હશે તે સારા કરાવી મોકલશે. પણ તે બધા કેમ ન લઇ ગયા? શું કરે? તે વખતે ક્યાં નિરાંત હતી.

કૌમુદી મહોત્સવ પૂર્ણ થતાં નગરવાસીઓ પાછા ફર્યા તેમ રૂપસેનના પિતા વસુદત્ત અને તેના ભાઇ ધર્મદત્ત, દેવ-દત્ત અને જયસેન વિગેરે પરિવાર પણ પાછો આવ્યો. ઘરે તાળું હતું તે થોડીઘણી તપાસ પછી ઘર ખોલાવ્યું અને ચારેકોર રૂપસેનની તપાસ કરાવી પણ તેનો કાંઇપણ પત્તો ન જ મળ્યો. રાજા કનકધ્વજે ઠેરઠેર સૈનિકો મોકલ્યા. કુવા, તળાવ, વાવો, જંગલો, પર્વતની ખીણો, ઉપવનો, ચોરનાં સ્થાનકો આમ જ્યાં જ્યાં શંકા ઉપજી ત્યાં બધે તપાસ કરાવી પણ રૂપસેન ક્યાં ગયો તેના કાંઇ સમાચાર ન મળ્યા.

કર્ણોપકર્ણ આ વાત સુનંદાને કાને પણ ગઇ, તેણે પણ ખાનગી ઘણી ઘણી રૂપસેનની તપાસ કરાવી અને માન્યું કે

'દાગીના લઇ જતાં તેમને કાંતો ચોરો હરી ગયા હશે કે મારી નાંખ્યા હશે.'

એક મહિનો થયો એટલે અવાજ ભારે થયો, શરદી શરીરનું તુટવું, શિથિલતા વિગેરે ગર્ભચિન્હો સુનંદાને જણાવા લાગ્યાં. ચતુર સખિએ ક્ષાર વિગેરે ઔષધથી ગર્ભપાત કરાવી રાજકુમારીની ઈજ્જત સાચવી. ગર્ભ પડતાં રૂપસેનનો જીવ મરી સાપ થયો.

( ૬ )

સખિ દ્વારા સુનંદાએ રાજમાતાને ખબર આપી એટલે કનકધ્વજ રાજાએ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજવી સાથે સુનંદાનું લગ્ન કર્યું અને સારો દાયજો લઇ સુનંદા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરે ગઇ.

સર્પ થયેલ રૂપસેનનો જીવ ફરતો ફરતો સુનંદાના રાજભવનમાં દાખલ થયો અને સુનંદાને દેખતાં મોહથી તેની સામે ફણા રાખી ડોલવા માંડયો. સુનંદા ચીસો પાડી નાસવા માંડી. પણ સર્પે તેનો કેડો ન મુકયો આથી તેના પતિએ સર્પને ઠાર કરાવ્યો

વસંતઋતુનો સમય હતો, સુનંદા અને તેના પતિ ઉદ્યાનમાં બેઠાં હતાં, સંગીતની રમઝટ જામી હતી. ત્યાં રૂપસેનનો જીવ કે જે કાગડો થયો હતો તે સુનંદાને જોઇ 'કા' 'કા' કરવા લાગ્યો. સેવકોએ બે ત્રણવાર ઉડાડયો પણ પાછો આનંદના ઉમળકામાં આવી સુનંદાની સામે ડોકને ધૂણાવતો 'કા' 'કા' કરવા માંડયો. રાજાને ગુસ્સો ચડયો અને રંગમાં ભંગ કરતા કાગડાને વિંધી નાંખ્યો.

સુનંદા અને તેના પતિ એક વખત ગ્રીષ્મ ઋતુમાં વડના ઝાડ નીચે બેઠા હતા. જમીન ઉપર પાણીનો છંટકાવ થયો હતો. ત્યાં એક હંસ આવ્યો અને તે સુનંદાની સામું જોઇ આનંદથી મધુર અવાજ કરતો હતો. રાજારાણી તેને બરાબર નિરખતાં હતાં, ત્યાં કોઈ કાગડો રાજા ઉપર ચરક્યો તેથી રાજાને ગુસ્સો ચઢયો અને તેણે ગોળી છોડી પણ તે ગોળી સીધી કાગડાને ન વાગતાં બિચારો રૂપસેનનો જીવ જે હંસ થયો હતો તેને વાગી અને તે તત્કાળ મૃત્યુ પામી એક જંગલમાં હરણરૂપે થયો.

એક ગાઢ જંગલમાં સુનંદા અને રાજા આગળ સંગીતકારો સુંદર ગાયન ગાઈ રહ્યા હતા, જંગલના એકપછી એક પશુઓ એકઠાં થયાં અને સૌ કોઇ ગાયનમાં મશગુલ બન્યાં, જ્યાં રાજાએ સંગીત બંધ કરાવ્યું એટલે ટપોટપ બધાં પશુઓ નાસવા માંડયાં પણ એક યુવાન હરણ જરાપણ ન ખસ્યો. રાજાને હરણીયું સરસ લાગ્યું તેણે તેને માર્યું અને રાજમહેલમાં મોકલ્યું. રસોઇયાએ તેનો સંસ્કાર કરી તેનું માંસ રાંધ્યું અને રાજારાણી બન્ને સાથે બેસી તેનું ભક્ષણ કરે છે અને વખાણ કરતા જાય છે કે હરણનું માંસ આપણે ઘણીવાર ખાધું પણ આના જેવું બીજું સ્વાદિષ્ટ નહિ.

( ૭ )

'વિણ ખાધા વિણ ભોગવી સંસારમાં જીવો હા! હા! કેવાં અપરંપાર દુઃખો પામે છે, આ હરણના જીવે (રૂપસેનના ભવમાં) નથી વિષયસુખ ભોગવ્યું, છતાં પાંચ પાંચ ભવથી કેવાં દુઃખ ભોગવે છે. જે સ્ત્રી માટે એ લાલસા રાખે છે તે સ્ત્રી તો તેનું માંસ હરખથી ખાય છે.' આ

પ્રમાણે ત્યાંથી પસાર થતા બે મુનિઓમાંથી એક જ્ઞાનવંત મુનિ માથુ ધુણાવતા સાથે રહેલ મુનિને ઉપર પ્રમાણે કહેતા પસાર થયા.

રાજારાણીને મુનિની પરસ્પરની વાતમાં શંકા પડી અને રાજા તુર્ત ઉભો થઇ મુનિને કહેવા લાગ્યો 'મહારાજ ! અમારી સામે માથું ધૂણાવ્યું તેનું શું કારણ ?'

'કાંઈ નહિ સંસારની વિચિત્રતા દેખીને.' મુનિએ ગંભીર અવાજે કહ્યું.

'અમે માંસ ભક્ષણ કરીએ છીએ તેથી આપને દુગંચ્છા આવી તે તો માથું ધૂણાવવાનો હેતુ નથી ને ?' એમ રાજાએ સ્પષ્ટ કરતાં કહ્યું.

'રાજન્ ! મેં તો માથું એ સાટે ધુણાવ્યું કે વિષય કષાયનો વશ થઇ જીવો ફક્ત ચિંતવન કરવા માત્રથી પાપના દુર્ધ્યાનથી સંસારમાં નિગોદ જેવા કેટલાએ ભવો કરી મહાદુઃખ પામે છે.

'આપને અહિં આમાંનું કંઇ લાગ્યું !' રાજાએ વાતને જાણવાની ઇચ્છાથી કહ્યું.

'રાજન્ ! સંસારમાં રખડતા જીવો બધે ચિંતવન માત્રથી વિણ ખાધા વિણ ભોગવી અનેક પાપ એકઠું કરે છે તે અહીં તાદૃશ જોયું.'

'મહારાજ ! આપે જે જોયું તે અમને જણાવો તો અમારૂં કલ્યાણ થાય.' એમ સુનંદાએ આગ્રહથી વિજ્ઞપ્તિ કરી.

'હું જણાવું પણ તમે તેથી નાખુશ નહિ થાઓ. !'

'જરૂર નહિ.' એમ દૃઢ નિશ્ચયથી સુનંદાએ કહ્યું.

મુનિએ લાભ દેખી ગંભીર અવાજે કહ્યું 'તો સાંભળો.'

'સુનન્દા ! તું બાર વર્ષની હતી ત્યારે તેં એક પુરૂષને સ્ત્રીને મારતો દેખ્યો અને તેં નિર્ણય કર્યો કે મારે લગ્ન કરવાં નથી. સોળ વરસની થઇ ત્યારે તેં એક યુગલને પ્રેમમાં તરબોળ થયેલું જોયું અને તને તારી ભૂલ સમજાઇ કે સ્ત્રીને પુરૂષ વિના ન ચાલે. ત્યાં રૂપસેનને તેં જોયો તેની સાથે તેં સંકેત કર્યો કે કૌમુદી મહોત્સવની રાત્રિએ પ્રથમ પ્રહર પછી પાછલી બારીએ દોરડાની નીસરણી રાખાવીશ ત્યાં આવજો અને આપણે નિરાંતે મળશું.

સુનન્દા ! તું માને છે કે કૌમુદી મહોત્સવના પ્રથમ પ્રહરે રૂપસેન આવ્યો પણ સાચી વાતનો હજુ તને ખ્યાલ નથી. જુગારમાં બધું હારેલ મહાલવ જુગારી ત્યાં આવ્યો, તેણે નીસરણી જોઇ, હલાવી, નીસરણી ચડયો અને તે તારા ઓરડામાં દાખલ થાય ત્યાં તો સામેથી તારી માતાની સખિઓ દેખાઈ એટલે તેં તારા ઓરડાના દીવા બુજાવ્યા, જુગારીને રૂપસેન માની તેં તેની સાથે ભોગ ભોગવ્યો. સમયે વાત કરશું તેમ કહી તેં તેને રૂપસેન માની વિદાય આપી અને તે તારા તુટેલા દાગીના લઈ વિદાય થયો, આ બધું ખરૂં છે કે નહિં !"

'જ્ઞાની ભગવંત ! આપ જ્ઞાની જે કહો છો તે બરાબર છે, પણ રૂપસેનનું શું થયું ભગવંત !' એમ નિઃસાસો નાંખતાં સુનંદાએ પૂછયું.

'સુનંદા ! રૂપસેન પણ તારી માફક તબીયતનું બાનું કાઢી કૌમુદી મહોત્સવમાં ન ગયો. પ્રથમ પ્રહર વીત્યો એટલે ઘર બંધ કરી હરખાતો તારા આવાસે આવવા નીકળ્યો પણ કર્મની ગતિ વિચિત્ર છે તે મુજબ એક નોંધારી ભીંતમાં તે દબાયો અને મૃત્યુ પામી તારા ગર્ભમાં જીવરૂપે ઉત્પન્ન થયો

ત્યાંથી સર્પ, કાગડો, હંસ અને હરણ થયો. જે હરણનું માંસ તમે આનંદથી આરોગો છો તે રૂપસેનના જીવનું કલેવર છે.'

સુનંદાએ કાન આગળ હાથ દીધા અને અરેરે! કરી ચીસ નાંખી બોલી 'ભગવંત! હું મહાપાપી! રૂપસેને પાપ ભોગવ્યું નથી છતાં તેની દશા આ થઇ તો મારૂં શું થશે.? ભગવંત! મારો નિસ્તાર કોઈ રીતે થાય ખરો!'

'મહાપાપીનો પણ ઉદ્ધાર ત્યાગમાર્ગથી થાય છે. જ્યાં સુધી મનુષ્ય જીવનની દોરી હાથમાં છે ત્યાં સુધી તરવાના બધા માર્ગ છે.'

'ભગવંત! રૂપસેનનો જીવ હરણમાંથી ચ્યવી ક્યાં ઉત્પન્ન થયો છે? અને તે બિચારાનો કોઈ રીતે ઉદ્ધાર થશે ખરો?'

'ભદ્રે! વિન્ધ્યાચળના સુગ્રામ નામના ગામની સીમમાં તે હાથીરૂપે ઉત્પન્ન થયો છે. અને તારા મુખથી તે પૂર્વના સાત ભવ સાંભળશે એટલે તેને જાતિસ્મરણ જ્ઞાન થશે તેનો મોહ ટળશે ધર્મ પામશે અને દેવલોકે જશે.'

સુનંદાએ રાજા તરફ મુખ ફેરવ્યું ને કહ્યું 'નાથ! આપે મારૂં કુલટાનું ચરિત્ર સાંભળ્યું, હું દુઃશ્ચારિત્રી અને રૂપસેન જેવાના અનર્થનું કારણ છું. આપ આજ્ઞા આપો તો દીક્ષા લઇ મારૂં અને જેનાં મેં સાત સાત ભવ બગાડયા છે તેનું શ્રેયઃ સાધવા પ્રયત્ન કરૂં.'

રાજાએ કહ્યું 'દેવિ! જીવ માત્ર કર્માધિન છે. તું એકલી કેમ આપણે બન્ને દીક્ષા લઈએ અને શ્રેયઃ સાધીએ.'

મુનિએ '**मा पडिबन्धं करेह**' 'વિલંબ ન કરશો' કહી ગુરૂ પાસે ગયા.

રાજા રાણી અને કેઇ ભાવુકોએ ત્યઃરપછી દીક્ષા લીધી.

રાજાએ ઉત્કટ ચારિત્રની આરાધના કરી અને તેજ ભવમાં મુક્તિ સાધી.

( ૮ )

ઉગ્ર તપ અને ઉગ્ર પશ્ચાત્તાપે કૃશદેહ બનેલ સુનંદા સાધ્વીને ગુરૂણીની આજ્ઞામાં રહી સુંદર ચારિત્ર પાળતાં અવધિ જ્ઞાન થયું.

એક વખત સુનંદા સાધ્વીએ ગુરૂણીને કહ્યું 'મહારાજ! આપ આજ્ઞા આપો તો મારા નિમિત્તે જેણે સાત સાત ભવ દુઃખ વેઠ્યું છે તે રૂપસેનના જીવ હાથીને પ્રતિબોધ કરવા જવા મારી ઈચ્છા છે!'

'આર્યે! તું જ્ઞાનવંત છે તને તેમાં લાભ લાગે તો મારી આજ્ઞાજ છે. કોઇ પણ જીવ આરાધક બને તે તો આપણે ઈચ્છીએજ.'

ગુરૂણીની આજ્ઞા શિરસાવંદ્ય કરી સુનંદા સાધ્વી ચાર સાધ્વી સાથે સુગ્રામ ગામે આવ્યાં અને વસતિ યાચી ચાતુર્માસ રહ્યાં.

'મહારાજ! આપ ગામ બહાર ક્યાં જાઓ છો. ઝાડોને ઉખેડતો અને જે આવે તેને વિદારતો ઉન્મત્ત હાથી ગામના સીમાડામાં જ છે. આપ ઉપાશ્રયે પાછા ફરો.' આમ હાંફતાં હાંફતાં લોકોના ટોળાએ નગર બહાર જતાં સુનંદા સાધ્વીને કહ્યું છતાં સાધ્વી તો ગભરાયા વિના સીધાં આગળ ચાલ્યાં.

ફરી લોકોના ટોળાએ બૂમ પાડી 'મહારાજ! આગળ ન વધો! ગાંડો હાથી જે દેખે તેને મારે છે. નાસો નાસો, ભાગો ભાગો.'

ધૂળ ઉડાડતો ડાળીયો તોડતો અને જે આવે તેને વિદારતો હાથી છેટેથી લોકોએ દીઠો એટલે કોઇ છાપરા ઉપર તો કોઇ ગઢ ઉપર ચડી ધ્રૂજવા માંડયા.

ત્યાં તો હાથી સાધ્વીની તરફ ધસ્યો. લોકોએ અરે... અરે કરી ચીસ નાંખી પણ સાધ્વીની સામે જોતાં તેની આંખ મોહઘેલી થઇ અને તેમની આસપાસ હાથી ફરવા માંડયો.

સાધ્વીએ ગંભીર અવાજે કહ્યું "રૂપસેન! બુઝ બુઝ! મારા ઉપરનો મોહ તું શા માટે ઓછો કરતો નથી? તું રૂપસેન હતો, પછી મારા ગર્ભમાં આવ્યો. સર્પ, કાગડો, હંસ, હરણ, થઇ આ સાતમે ભવે હાથી થયો છે. અનર્થદંડ શા માટે હેરાન થાય છે? સ્નેહબંધ તોડી દુઃખથી અટક."

હાથી ઉહાપોહમાં પડયો, જાતિસ્મરણ જ્ઞાન પામ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. સાતે ભવ તેની નજર આગળ તરવરવા લાગ્યા. તે પશ્ચાતાપપૂર્વક વિચારવા લાગ્યો.

'અરે! હું ભૂલ્યો. સાત સાત ભવ મોહમાં ડુબ્યો, આ મોહમાં ડુબ્યાં, તર્યાં અને મને પણ તાર્યો.' હાથી સુંઢવતી નમસ્કાર કરી સાધ્વીને વંદન કરવા લાગ્યો અને 'તારો ગુરૂણીજી' કહી આંસુ સાથે પશ્ચાતાપ કરતો ભદ્ર બન્યો.

સાધ્વીના ગુણગાન ગાતું લોકોનું ટોળું સાધ્વીને વીંટળાઇ વળ્યું. ગામનો રાજવી પણ આવ્યો, હાથી સીધો ગામમાં હસ્તિશાળાએ ગયો.

સાધ્વીએ રાજાને હાથીનો સાત ભવનો સંબંધ કહ્યો અને જણાવ્યું કે 'રાજન! આ હસ્તિ ભવ્ય છે તે છઠ્ઠને પારણે છઠ્ઠ કરશે અને દેવગતિ પામી કલ્યાણ સાધશે'

રાજાએ હાથીની આરાધના કરાવી અને તેણે તપ કરી દેવગતિ મેળવી.

સાધ્વી સુનંદા કેવળ મનના પાપથી—અનર્થદંડથી જીવ કેવાં દુઃખો પામે છે તે સમજાવતાં કેવળજ્ઞાન પામી નિર્વાણ પામ્યાં.

———

( ધન્યચરિત્રમાંથી )

# ૭
# આજીવિકા અને ધર્મ
## યાને
# કવિ ધનપાલ
## (૧)

'પિતાજી ! આપ કેમ ઉદાસ છો ?'

'બેટા કાંઈ નહિ ?'

"ના પિતાજી ! આપ કહો કે ન કહો પણ ઉદાસ તો જરૂર છોજ. આપ કોઈ અકથ્ય વેદના વેદી રહ્યા હો. તેમ જણાય છે.' પિતાની વેદનામાં સહભાગી બનતાં **શોભને** કહ્યું.

**સર્વદેવનો** અવાજ ભારે થયો. શબ્દો કહેતાં અડધા અડધા ગળામાં રહી જવા લાગ્યા છતાં પ્રયત્નપૂર્વક તેણે કહેવા માંડયું 'પુત્ર! તું કહે છે તે સાચું છે. હું વચન પાળી શકયો નથી તેનું મને ખુબ દુઃખ થાય છે..'

'પિતાજી શાનું વચન ?' આશ્ચર્યથી શોભને કહ્યું.

"સાંભળ. મૂળ તો આપણે મધ્ય પ્રદેશમાં આવેલ સાંકાશ્ય નામના ગામના વતની. પણ સિંધુરાજના વખતથી ધારામાં આવ્યા. દાદા **દેવર્ષિ** ખુબ વિદ્વાન્. અને જેવા વિદ્વાન્ તેવા જ સમયસૂચક. તે ઘણાં શિઘ્ર કાવ્યો બનાવતા અને તેમના કાવ્યથી રાજવીઓ લાખ લાખ રૂપીયાની ભેટો આપતા. પણ જ્યારે મેં ઘરનો વહીવટ સંભાળ્યો ત્યારથી તો મેં કાંઈ તેવા પૈસા પણ દેખ્યા નથી. તેમ દાગીના પણ ઘરમાં જોયા નથી. આમ છતાં મેં ઘરના ખુણેખુણા તપાસ્યા, રસોડામાં

ખાડા ખોદ્યા, ઓરડામાં પણ ઠેરઠેર ખાડા ખોદ્યા પણ ક્યાંય ધન ન સાંપડ્યું. પાડોશી આડોશી અને સગાંવ્હાલા સૌ કહે છે કે 'સર્વદેવ મહારાજ! કહો કે ન કહો તમારા ઘરમાં ધન તો અખુટ હોવું જોઇએ.' પણ મને તે ક્યાંય હાથ ન લાગ્યું.

આમ કરતાં કરતા એક વખત મને જૈનસાધુ મહારાજ જિનેશ્વરસૂરિનો ભેટો થયો. આ સાધુ મહારાજ વિદ્વાન્ પણ ખુબ અને ચમત્કારથી પણ ભરપુર. પણ આ તો જૈનસાધુ. કંચન કામિનીના ત્યાગી. તેમને કંચનની વાત શી રીતે કરાય? મેં તેમનો ખુબ પરિચય કેળવ્યો. રોજ હું તેમની પાસે જાઉં કલાકોના કલાક તેમની ભક્તિ કરૂં અને તેમ કરતાં હું તેમનો કૃપાપાત્ર બન્યો.

એક દીવસ મહારાજ સાહેબને નમીને મેં કહ્યું 'મહારાજ! મારા ઉપર એક કૃપા ન કરો?'

મહારાજે કહ્યું 'શું છે? અમારી તો બધા ઉપર કૃપા છે!'

મેં સંકોચાતાં કહ્યું 'મહારાજ! મારા ઘરમાં કોઇ જગ્યાએ ધન દાટેલું હોવું જોઇએ તેમ બધા કહે છે પણ તેની ખબર નથી પડતી.'

મહારાજે મારી વાતમાં ધ્યાન ન આપ્યું પણ હું તો તેમનેજ વળગી રહ્યો. નદીમાં ખાડો ખોદે પાણી નીકળે, થોડોજ રણમાં ખાડો ખોદે પાણી નીકળવાનું છે?

'બેટા શોભન! એક દીવસે મેં તેમને ભક્તિથી પ્રસન્ન કર્યા ત્યારે તેમણે કહ્યું 'સર્વદેવ! ધન તો બતાવું પણ તારે

અડધો ભાગ આપવો પડશે.' મેં હર્ષથી કબુલ કર્યું. મહારાજે બતાવ્યું તે પ્રમાણે કર્યું એટલે ધન ખુબ નીકળ્યું. રૂપીયા ત્રણ લાખ. તમે અને અમે બધા લાલ પીળા ભરીએ છીએ એ બધો આ ધનનો પ્રતાપ છે. રાજા તારા મોટાભાઈ ધનપાળને બહુ માને છે અને તમને બધાને વિદ્વાન્ કર્યા તે બધું ધનનું તેજ છે.'

વચ્ચે શોભને કહ્યું 'પિતાજી! મહારાજને તમે અડધો ભાગ આપ્યો કે નહિ?'

"બેટા! મેં તો મહારાજને તેમાંથી દોઢ લાખ આપવા માંડયા પણ તે કહે કે 'સર્વદેવ શું તું નથી જાણતો કે અમે ધનને અડતા પણ નથી! તારે ખરેખર ભાગ આપવો જ હોય તો બે પુત્રમાંથી એક આપ. નહિં તો તારૂં કલ્યાણ થાઓ.'

આ સાધુ મહારાજે ત્યાર પછી કોઇ દીવસ આ વાત સંભારી નથી પણ મૃત્યુના કિનારે ઉભેલા વૃદ્ધ થયેલ મારા મનમાંથી કેમે કરી તે વાત ખસતીજ નથી. મને થયા કરે છે કે દેવર્ષિનો વંશજ હું બોલ્યો ન બોલ્યો કેમ થાઉં? રોજ આની ચિંતા મારા હૃદયને બાળ્યાજ કરે છે. મોટો પુત્ર ધનપાલ તો આજે રાજમાન્ય પુરોહિત છે. અને તેને તો એમજ લાગે છે કે 'આમાં વચન શું?' પણ મને તો આ મારૂં કાળજું રોજ કોર્યા કરે છે.

શોભન સ્તબ્ધ થયો અને બોલી ઉઠયો 'પિતાજી આપનું વચન ભંગ ન થવું જોઇએ. આપ આજ્ઞા આપો તો હું એમનો શિષ્ય થઇ આપનું વચન પર્ણ કરૂં.'

'પણ ધનપાલને માઠું નહિ લાગે ?' સર્વદેવે કહ્યું.

'તે વચન પાળે પણ નહિ અને હું વચન પાળું તેમાં તેમને માઠું લાગે તો ભલે લાગે. બીજું તે શું કરશે? મારે તો આપનું વચન પાળવું છે.' આમ શોભને મક્કમતાથી કહ્યું.

'બેટા તું સો વર્ષનો થા.' એમ કહી સર્વદેવે શ્વાસ નીચો મુકયો.

(૨)

સર્વદેવ શોભનને લઇ જિનેશ્વરસૂરિ પાસે ગયો અને તેમણે શોભનને મહેન્દ્રસૂરિના નામે દીક્ષા આપી.

શોભનમુનિ, ખુબખુબ ભણ્યા અને વિદ્વાન્ બન્યા. પિતાની પંડિતાઇનો વારસો શોભનમુનિમાં મૂળથી તો હતોજ અને તેમાં વિદ્વાન્ ગુરૂ મળ્યા એટલે પૂછવુંજ શું? શોભન વિદ્વાન્, કવિ અને ગુરૂઆજ્ઞા પરાયણ નીકળ્યા.

શોભનમુનિ એક વખત ગોચરીએ નીકળ્યા છે પણ તેમનું મન તો કોઇ યમકમય છંદોની ગુંથણીમાં જ પરોવાયેલું. એક ગૃહસ્થને ત્યાં પાત્રું ધર્યું, ગૃહસ્થે વહોરાવ્યું પણ યમકની ગુંથણીમાં પરોવાયેલા શોભને પાત્રાને બદલે પાસે પડેલ પત્થરનું પાત્ર ઝોળીમાં મુકી દીધું અને ઉપાશ્રયે આવ્યા. ઝોળીમાં હાથ નાંખ્યો તો નાનું શું પત્થરનું પાત્ર. શોભનને પોતાની ઉપયોગ શૂન્યતા માટે શરમ ઉપજી પણ તેમણે આવી તન્મયતામાં 'भव्याम्भोजविबोधनैकतरणिः' જેવી કેઇ સ્તુતિઓ બનાવી.

( ૩ )

સર્વદેવ વિપ્રને ધનપાલ અને શોભન નામના બે પુત્રોમાંથી શોભને દીક્ષા લીધી ધનપાલ ભોજરાજાનો માનીતો હોવા ઉપરાંત મિત્ર અને મુંજરાજાથી સરસ્વતી વિગેરે બિરૂદોથી વિભૂષિત થયેલ મહાપંડિત તરીકેની ખ્યાતિ પામ્યો હતો તેને શોભનના મુનિ થવાથી જૈનસાધુ ઉપર દુર્ભાવ થયો અને તેનું પરિણામ એ આવ્યું કે ધારામાં આવતા સાધુઓ તેનાથી વિડંબણા પામતા હોવાથી લગભગ ધારામાં જનસાધુઓ વિહાર કરતા બંધ થયા. આ વાત મહેન્દ્રસૂરિને સાલી.

એક વખતે તેમણે શોભનને કહ્યું 'શોભન ! તમારે ધારા તરફ વિહાર કરવાનો અને ધનપાલને પ્રતિબોધ કરવાનો છે.' શોભને ગુરૂની વાણી તહત્તિ કરી અને ધારા તરફ વિહાર કર્યો.

સવારનું પહોર હતું, સૂર્યે સોનેરી ચાદર પૃથ્વી ઉપર પાથરી હતી અને તેનાં સૌમ્ય કિરણો લોકોને રૂચિકર લાગતાં હતાં. તે વખતે ધારાના પરિસરમાં લટાર મારતા ધનપાલે જૈનમુનિઓને જોયા. જોતાં જ તેણે તેમની મશ્કરી કરતાં કહ્યું

'गर्दभदन्त भदन्त नमस्ते' હે ગધેડાના દાંત સરખા ભગવાન તમને નમસ્કાર.'

ત્રણ મુનિઓમાથી મોટા શોભનમુનિએ કહ્યું

(कपिवृषणास्य वयस्य सुखं ते) 'मर्कटकास्य वयस्य सुखं ते'
'માંકડા સરખા મૂખવાળા હે ભાઇ તું સુખી છે ને ?

ધનપાલ ચમકયો, તેને લાગ્યું કે હું વિદ્વાન્! રાજમાન્ય પુરોહિત! મારૂં નામ સાંભળતાં જૈનસાધુઓ ચાલ્યા જાય અને આણે તો તુર્ત મને નિડરતાથી જવાબ આપ્યો તો જરૂર આ કોઇ તેજસ્વી વિદ્વાન્ સાધુ લાગે છે. મારે તેનો પરિચય કરવો જોઇએ. તુર્ત ધનપાલે કહ્યું.

**'कस्य गेहे वसति तव साधो !'** 'હે સાધુજી તમે કોને ઘેર ઉતરવાના છો ?'

નિસ્પૃહ અને યાચીને વસતિમાં રહેનાર મુનિએ તુર્ત જવાબ આપ્યો કે **'यस्य रुचिर्वसति मम तत्र'** 'જેની ઇચ્છા હોય તેને ઘેર અમે ઉતરશું.'

મુનિઓ ધારામાં ગયા અને દેરાસર પાસેના ઉપાશ્રયમાં ઉતર્યા.

( ૪ )

'ધર્મલાભ' કહી બે મુનિઓ ધનપાલને ત્યાં અચાનક આવી ચડયા.

ગોનાણી દહિંપાત્રમાંથી દહિં વહોરાવવા જાય છે ત્યાં મુનિ બોલ્યા 'આ દહિં કેટલા દિવસનુ છે ?'

'ત્રણ દિવસનું.'

'અમારે ન ખપે.'

ત્યાં તો ધનપાલ વિપ્ર બોલી ઉઠયો 'મહારાજ ! શું એમાં જીવડાં છે ?'

'હા' એમ મુનિએ દ્રઢતાથી કહ્યું.

'બતાવો જોઇએ' દહિંપાત્ર આગળ ધરતાં ધનપાલે કહ્યું.

મુનિએ તુર્ત દહિંની પડખે અળતાનું ચૂર્ણ નંખાવ્યું કે તુર્ત જીવડાં દેખાયાં.

ગોરાણી લાડવાના થાળ લાવી વહોરાવવા માંડયાં, ત્યાં મુનિ બોલ્યા કે 'આ લાડુ અમારે ન ખપે.'

લાડવા તરફ આંગળી ચીંધતાં ધનપાલે કહ્યું 'મહારાજ! શું આમાં ઝેર છે?'

મુનિએ કહ્યું 'હા.'

દહિંથી ભરેલો બેઠેલ એટલે ધનપાલ વિચારમાં પડયો કાંઇ બોલ્યો નહિ પણ એટલું જ પુછયું કે 'મહારાજ! તમે કયાં ઉતર્યા છો?' મુનિએ જવાબ આપ્યો કે 'દેરાસર પાસેના ઉપાશ્રયમાં.' મુનિઓ ગયા.

ધનપાલ લાડવા ઝેરવાળા છે કે નહિ તેની ભાંજગડમાં પડયો. તેણે પુરી ખાત્રી કરી તો તેને જણાયું કે પોતાના કોઇ શત્રુએ રસોઇયાને ફોડી પોતાને મારી નાંખવા ઝેર મિશ્રિત મોદક કર્યા હતા.

ધનપાલ ઉપાશ્રયે ગયો. મહારાજને કહ્યું 'મહારાજ! આપે મને જીવિતદાન આપ્યું, આપ આજે મારે ત્યાં ન પધાર્યા હોત તો હું મૃત્યુ પામત. ખરે જ લાડવા ઝેરના નીકળ્યા પણ મહારાજ! આપે શાથી જાણ્યું કે એ લાડવા ઝેરના છે?'

મુનિએ કહ્યું 'दृष्ट्वाऽन्नं सविषं चकोरविहगो धत्ते विरागं दृशो' 'ઝેરવાળું અન્ન દેખી ચકોર પક્ષી વિરાગને ધારણ કરે છે' વિગેરે ચિન્હોથી અમે તે લાડવાને ઝેરવાળા માન્યા હતા.'

'મહારાજ! આપને દેખી મારો નાનો ભાઇ શોભન! જૈનસાધુ થયો હતો તે યાદ આવે છે. પણ આજ તો તેને

દીક્ષા લીધે બારબાર વર્ષના વહાણાં વાયાં અને મેં જૈન-સાધુ ઉપર તિરસ્કૃત મનવાળાએ કોઇ દિવસ તેની ભાળ પણ લીધી નથી.'

મુનિની પાસે બેઠેલ નાના સાધુએ ઓળખાવતાં કહ્યું 'આજ તમારા ભાઇ અને અમારા ગુરૂદેવ શોભનમુનિ.'

ધનપાલ નમી પડયો અને પોતાના પાછળના કૃત્યો માટે શરમાયો. ધનપાલ અહિંથી સમકિતી બન્યો.

( ૫ )

હવે ધનપાલ જિનેશ્વર દેવને દેવ, કંચન કામિનીના ત્યાગી પંચમહાવ્રતધારી ગુરૂને ગુરૂ અને જૈનધર્મને ધર્મ તરીકે માને છે.

કોઇ દ્વેષીએ જઇ ભોજરાજાને ખબર આપી કે ધનપાલ જૈન સાધુઓની વિદ્વત્તાનોજ માત્ર રાગી નથી પણ હવે તો તે ચુસ્ત જૈનધર્મી છે. તે રોજ જૈનધર્મના અનુષ્ઠાનો કરે છે અને વેદ, પુરાણ, સ્મૃતિ, ઉપનિષદોનો જાણકાર છતાં આજે તો જૈન શાસ્ત્રોને હૃદયથી અવગાહે છે અને અવગાહતાં માથુ ધુણાવી

प्रभुरपि गतस्तत्प्राचीनो दुनोति द्विनव्ययः

( ગયેલો પ્રાચીનકાળ મારા હૃદયને અત્યારે ખુબ દુઃખ ઉત્પન્ન કરે છે) કહી ગતકાળનો પશ્ચાતાપ કરે છે.

રાજાને આ વાત ચોક્કસ કરવાનું મન થયું તેણે ધનપાલને કહ્યું 'ધનપાલ ! પૂજાની સામગ્રી લઇ મહાશક્તિ ભગવાન વિષ્ણુ અને શંકરભગવાનની પૂજા કરી આવો.'

ધનપાલે શુદ્ધ વસ્ત્ર પહેર્યાં. પૂજાનો થાળ લીધો તે

મહાશક્તિના મંદિરમાં ગયો પણ તુર્ત કાંપતો કાંપતો પાછો ફર્યો. વિષ્ણુના મંદિરમાં ગયો પણ ત્યાં પડદો કરી પાછો ફર્યો. શંકર અને મહાદેવના મંદિરમાંથી પણ પાછો ફરી જિનમંદિરમાં જઈ દ્રવ્યપૂજા અને ભાવપૂજા કરી ધનપાલ રાજા પાસે હાજર થયો.

રાજાએ પુછયું કે 'કેમ, મહાશક્તિની પૂજા કરી?'

'ના. મહારાજ દેવીના હાથમાં ત્રિશૂળ હતું મને ભય લાગ્યો એટલે હું તુર્ત ત્યાંથી જીવ લઇ નાઠયો.' એમ ભય દેખાડતાં ધનપાલે કહ્યું.

'ભગવાન વિષ્ણુ અને મહાદેવની તો ત્યારે તેં બરાબર પૂજા કરી હશે.'

'ના. મહારાજ! આપ આપના રાણીવાસમાં હો, મહાદેવી આપની પડખે બિરાજ્યાં હોય ત્યારે સજ્જન માણસ ત્યાં આવવું શું ઉચિત છે? વિષ્ણુ લક્ષ્મીદેવી સાથે એકાંતમાં રાગ અવસ્થામાં હતા તેથી મને લાગ્યું કે મેં તો આ ભૂલ કરી છે પણ બીજો કોઇ ભૂલ ન કરે તેથી હું તો ત્યાં પડદો કરી પાછો ફર્યો.'

'મહાદેવના મંદિરમાં પેઠો પણ મને થયું કે હું આ હાર કયાં ચડાવું? હાર તો કંઠમાં ચડાવાય. મહાદેવના મંદિરમાં મેં કોઇ દેવાકૃતિ દેખી નહિ. પછી મને થયું કે તેમના ગુણગાન કરૂં. પણ મને તો ત્યાં શ્રવણ હોય તેવી આકૃતિ પણ ન જણાઇ. આથી એકલા લિંગવાળા તે સ્થાનનો મેં ત્યાગ કર્યો.' ધનપાલે મિમાંસા કરતાં સ્પષ્ટ સ્પષ્ટ કહ્યું.

'ત્યારે તેં પૂજા કયાં કરી?'

'રાજન્ ! હું ગયો ઋષભદેવ ભગવાનના મંદિરમાં. સામે બેઠા હતા નિરંજન નિરાકાર ભગવાન.

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं
वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यम्
करयुगमपि यत्ते शस्त्रसंबंधवन्ध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव

'જેમની બન્ને દૃષ્ટિ પ્રસન્ન અને પ્રશમરસમાં ઝીલતી હતી. મુખ અને ખોળો સ્રીસંગથી રહિત હતો. હાથ શસ્ત્ર વિનાના હતા તેથી મને લાગ્યું કે ખરેખર વીતરાગ ભગવાન હોય તો આજ છે'

'મેં આવી મૂર્તિની–ભગવાનની પૂજા કરી અને તેમની સ્તુતિ પણ ગાઈ.'

રાજા ધનપાલની યુક્તિયુક્તવાણી અને દૃઢતાથી આશ્ચર્ય પામ્યો અને મૌન રહ્યો

( ૬ )

રાજા અને ધનપાલ એક વખત ફરવા નીકળ્યા છે.

આગળ જતાં ભોજે શિકારમાં એક તીરથી હરણને વિંધ્યું અને ફુલાતા હૃદયે ધનપાલને વર્ણન કરવાનું કહ્યું. ધનપાલ તુર્ત બોલી ઉઠયો

रसातलं यातु तवाऽत्र पौरुषं कुनीतिरेषाऽशरणो ह्यदोषवान्

'હે રાજા! આ તમારૂં પુરૂષાર્થ રસાતળ પામો. કેમકે આ પુરૂષાર્થમાં નિર્દોષ પશુઓ હણાય છે તેમાં હું શું પ્રશંસા કરૂં ?'

**वैरिणोऽपि हि मुच्यन्ते प्राणान्ते तृणभक्षणात्**
**तृणाहारा सदैवेते हन्यन्ते पशवः कथम् ?** '

'વેરીઓ પણ મોઢામાં તણખલું લે તો છોડી મુકાય છે તો જે જીવનભર મુખમાં તણખલું લે છે તે હરણોને કેમ મરાય ?'

રાજાને રોષ ચઢયો પણ તેણે મનમાં સમાવ્યો.

ત્યાંથી પાછા ફરતાં એક બાલિકાના ટેકાથી માથું ધુણાવતી ડોશીને જતાં જોઈ રાજાએ પુછયું કે 'ધનપાલ આ ડોશી શું કહે છે ?'

ધનપાલે કહ્યું કે 'તમને જોઈ છોકરી ડોશીને કહે છે કે આ સામે આવતો પુરૂષ

**किं नन्दी ? किं मुरारिः ? किमु रतिरमणः ? किं हरः ? किं कुबेरः ?**

'શું આ મહાદેવ, વિષ્ણુ, કામદેવ, શંકર કે કુબેર છે ? તેનો જવાબ ડોશી માથું ધુણાવી છોકરીને કહે છે કે 'ના રે ના એ તો ભોજ રાજા છે.

આ સાંભળી ભોજરાજા આનંદ પામ્યો.

( ૭ )

એક વખત ભોજરાજા શ્રુતિ અને સ્મૃતિનું પારાયણ સાંભળતા હતા, ધનપાલ અચાનક આવી ચઢયો અને ત્યાંથી તુર્ત પાછો ફરવા માંડયો ત્યારે રાજાએ કહ્યું કે 'ધનપાલ ! સાંભળને ધર્મગ્રંથ !'

ધનપાલે કહ્યું 'મહારાજ ! હું આને શી રીતે ધર્મગ્રંથ માનું ? આમાં નિર્દોષ પશુઓના બલિદાનની વાત છે. બિચારાં નિર્દોષ પશુઓના વધથી હોમ કરવાની વાત જેમાં

હોય તેને ધર્મગ્રંથ કેમ કહેવાય? જુઓ. આ સામે બાંધેલ બરાડા પાડતું પશુ કહે છે કે

नाऽहं स्वर्गफलोपभोगरसिको.

'મારે સ્વર્ગમાં જવું નથી અને મને સ્વર્ગમાં લઈ જાઓ તેવી મેં તમારી પાસે માગણી પણ કરી નથી, મને તો મારા ઘાસચારામાં સંતોષ જ છે, તમને એમ ખાત્રી હોય કે આ યજ્ઞથી હણાયેલાઓ સ્વર્ગમાં જાય છે તો તમારા માબાપને સ્વર્ગે મોકલવા કેમ હણતા નથી ?'

રાજાને ધનપાલની આ વાત સાંભળી રોષ તો ચઢયો પણ ધનપાલે કહ્યું 'મહારાજ !

सत्यं यूपं तपो ह्यग्निः प्राणास्तु समिधो मुदा
अहिंसामाहुतिं दद्यादेष यज्ञः सनातनः

'સત્ય એ યુપ છે. તપ એ અગ્નિ છે, પ્રાણ એ સમિધ છે અને જ્યાં અહિંસારૂપી આહૂતિ હોય તે સાચો યજ્ઞ છે.

રાજા ધનપાલના યુક્તિયુક્ત વચનોથી ચૂપ રહ્યો.

( ૮ )

રાજા એક વખત સરસ્વતી કંઠાભરણ નામના શિવ-મંદિરમાં ગયો. રાજાનો વિચાર ધનપાલને જુઠો પાડવાનો થયો અને કહ્યું 'ધનપાલ! તું બહુ હોશિયાર છે તો કહે જોઈએ કે આ મંદિરના કયા દરવાજેથી હું નીકળીશ ?'

ધનપાલે અર્હચ્ચૂડામણિ ગ્રંથના આધારે 'રાજા ક્યાંથી નીકળશે' તે લખી સીલબંધ કાગળ આપ્યો.

રાજાએ વિચાર્યું કે 'ગમે તે એક બારણામાંથી નીકળીશ' તેવું તેણે લખ્યું હશે ધનપાલનું લખેલું બારણું ન નીકળે

માટે રાજાએ ઘુમટમાંથી એક શિલા કઢાવી અને તે દ્વારા બહાર નીકળ્યો. પછી હસતાં હસતાં રાજાએ ધનપાલને પુછયું 'કેમ કવિરાજ ! કયું બારણું લખ્યું છે ?'

'મહારાજ ! મેં લખ્યું છે તે આપ કાગળમાં જુઓ.'

રાજાએ કવર સીલબંધ તોડી જોયું તો તેમાં વાંચ્યું કે 'રાજા એકે બારણુામાંથી નહિ નીકળે પણ ઘુમટના ભાગની શિલા કાઢી બહાર નીકળશે.'

રાજાએ ધનપાલના જ્ઞાનથી માથું ધૂણાવ્યું. આ પછી તો રાજાએ ધનપાલના આવા ઘણા ઘણા પ્રસંગો અનુભવ્યા.

( ૯ )

'પિતાજી આપ કેમ શૂન્ય બેઠા છો ?

'પુત્રી, કાંઇ નહિ! ધનપાલે ગમગીનપણે જવાબ આપ્યો.

'પિતાજી ! હું તમારી પાસે આવું કે તુર્ત મને પ્રેમથી બોલાવતા, પણ આજે તો હું કયારનીયે તમારી પાસે ઉભી છું છતાં તમારી નજર સરખી નથી.' ઉત્સુક્તાથી તિલકમંજરીએ કહ્યું.

"બેટા તિલકમંજરી ! મેં ભોજરાજાના કહેવાથી એક સુંદર ઋષભદેવ ભગવાનની સ્તુતિ ગર્ભિત ગદ્ય ગ્રંથ બનાવ્યો હતો, રાજાએ આ ગ્રંથ રખે તેનો રસ બહાર ન પડે તે આશયે થાળ મુકી સાંભળવા માંડયો. રાજાને ગ્રંથ તો ખુબ ગમ્યો પણ તેણે મને કહ્યું કે.

'મિત્ર ! આ કથામાં **स वः पातु जिनः** ને બદલે **स वः पातु शिवः** અયોધ્યાને બદલે ધારા, શક્રાવતારને બદલે મહા

કાળેશ્વરનું મંદિર, ઋષભદેવને બદલે શંકર અને મેઘવાહનની જગ્યાએ મારૂં નામ લખે તો માગે તે આપું.'

પુત્રિ ! રાજા સમજતો હશે કે ધનપાલ ધનથી લલચાશે. મારાથી સહ્યું ન ગયું અને મેં ભરસભામાં કહ્યું કે 'ક્યાં અયોધ્યા ને ક્યાં આ તારી ધારા ? ક્યાં શંકર ને ક્યાં ઋષભદેવ ? ક્યાં મેઘવાહન ને ક્યાં તું ? ખરેખર આ માગણી કરતાં પણ હે રાજન્ ! તું શરમાયો નહિ !'*

રાજાને ક્રોધ ચડયો અને મારો આખો ગ્રંથ બાળી નાંખ્યો.' આ કહેતાં એકદમ હતાશ થઇ ધનપાલ ઢળી પડયો.

પુત્રીએ પિતાને આશ્વાસન આપતાં કહ્યું 'પિતાજી ? ખેદ ન કરો તે ગ્રંથ મને કંઠસ્થ છે. આપ લખી જમવા બેસતા ત્યારે હું વાંચી જતી આથી મને યાદ છે. પુત્રી તિલકમંજરીએ આ ગ્રંથ લખાવ્યો. ધનપાલે લખી લીધો. અને તેથી તે ગ્રંથનું નામ **તિલકમંજરી** રાખ્યું.

( ૧૦ )

ધનપાલે ધારા છોડી સાચોરમાં જઈ વાસ કર્યો. ભોજની સભા નિસ્તેજ થઇ. ધનપાલના જવાથી ભોજને વસમું લાગ્યું પણ તે ધનપાલને આગ્રહ કરે તેવી સ્થિતિમાં ન હતો.

એક વખત ભોજની સભામાં **ધર્મ** નામનો કૌલમતનો સન્યાસી આવ્યો. કોઈ વિદ્વાન્ તેને જીતી શકે તેમ ન હતું. ભોજને ધનપાલ યાદ આવ્યો. તેણે પત્ર લઇ અમાત્યોને ધનપાલ

*दो मुहय निरक्खर लोहमइय नाराय तुज्झ किं भणिमो
गुञ्जाहि समं कणयं तोलन्तु न गओऽसि पायालं.

પાસે મોકલ્યા અને કહ્યું 'ધનપાલ તું મ્હારો વડીલ બંધુ છે. મારા પિતાએ તને પુત્ર ગણ્યો હતો. તું ફરી એકવાર આવ અને મારા અપરાધોની ક્ષમા આપ.'

ઉદારદીલ ધનપાલ ફરી ધારામાં આવ્યો. રાજસભા ભરાઈ કૌલમતના વાદી ધર્મ સાથે વિવાદ આરંભાયો. બીજી બધી ચર્ચામાં ધર્મને હાર આપ્યા પછી ધનપાલે

इयं व्योमाम्भोधेस्तटमिव जवात्प्राप्य पतनम्

શ્લોકાર્ધની સમસ્યા આપી. ધર્મે સમસ્યા પૂરવા ઘણાં ફાંફાં માર્યાં પણ એકે સાચી ન પુરાઇ. છેવટે ધનપાલે તે સમસ્યા પુરી અને તેનો જયજયકાર થયો. ધર્મ વિલખો પડયો.

છતાં કવિ ધનપાલે વાદીને ઉત્તેજન આપતાં રાજાને કહ્યું 'રાજન્! વિદ્વાન્ ધર્મની કદર કરવી જોઇએ. આવા વાદીઓ છે તોજ વિદ્યા જીવન્ત છે.'

રાજાએ લાખ સોનૈયા ધર્મને આપવા માંડયા. પણ તેનો અસ્વીકાર કરતાં ધર્મે કહ્યું 'રાજન્! હારેલો વાદી વળી ધન લેતો હશે ખરો? આજે હું હાર્યો છું છતાં ધનપાલ જેવા મહાકવિને જોઈ પ્રસન્ન થયો છું.' તે ભર સભામાં બોલી ઉઠયો.

'कविरेकोऽपि धनपालो धियां निधिः
इति प्रतीतं मच्चित्ते बुधो नास्ति नु निश्चितम्'

'કવિ એક માત્ર ધનપાલજ જગતમાં બુદ્ધિનો ભંડાર છે બીજો કોઇ નથી એમ હું નિશ્ચયથી માનું છું.'

ધનપાલે કહ્યું 'એવું ન બોલશો, વાદી વેતાળ શાંતિસૂરિ મહારાજ મારા કરતાં પણ મહાવિદ્વાન્ છે.'

ધર્મે કહ્યું 'એમ! તો હું તેમને મળું હાલ ક્યાં છે?'

'પાટણમાં'

ધર્મ પાટણ તરફ વિદાય થયો અને કહેતો ગયો કે 'ધનપાલ તમે બ્રાહ્મણ નથી પણ સાક્ષાત્ સરસ્વતીના અવતાર છો મારૂં વચન ખંડન કરનાર કોઇ નહોતો મળ્યો. આપ મળ્યા પણ આપના પરિચયથી ખંડનના દુઃખ કરતાં સજ્જનના સંપર્કનું સુખ વધુ થયું છે.'

(૧૧)

કૌલમતના પરિવ્રાજકનો પરાભવ કર્યાથી ધનપાલે ધારામાં ભોજના આનંદ સાથે જૈનધર્મનો ધ્વજ ફરકાવ્યો. આ પછી ધનપાલ ફરી સાચોરમાં ગયો અને ત્યાં શેષ કાળ તેણે ધર્મમાં પુરો કર્યો.

ધનપાલે ઘણા ઘણા ગ્રંથો લખી કવિની નામના મેળવી સાહિત્યપ્રેમમાં અગ્રસ્થાન મેળવ્યું. સાથે સાથે દૃઢ સમકિતી થઇ શાસ્ત્રોમાં તેનું સમકિત આદર્શ તરીકે ગણાયું.'

ભોજ જેવા રાજવીની સ્હેમાં તણાયા વિના રાજ્યકવિપદને ઠોકરે મારી ધર્મને પ્રાણથી પણ અધિક ગણ્યો તે ધર્મપ્રેમી ધનપાલને કોટિ વંદન.

वचनं श्री धनपालस्य चन्दनं मलयस्य च
सरसं हृदि विन्यस्य कोऽभून्नाम न निर्वृत्तः

મલયાચલ જેવા ધનપાલ કવિના વચનને હૃદયમાં ધારી કોણ સુખી નથી થયો?

[ ઉપદેશ પ્રાસાદ, પ્રબંધ ચિન્તામણિ, તિલકમંજરી વિગેરે ]

———

## ૮

# ભગવાન મહાવીરનો પણ દ્વેષી?

### યાને

# હલી (ખેડુત) કથા

### (૧)

જગત્‌ને પાવન કરતા એક વખત શ્રમણભગવાન મહાવીરે ગૌતમ આદિ શિષ્યો સહિત એક ખેતર પાસેથી વિહાર કર્યો. સામેજ એક ખેડુત ખેતરમાં ખેતી કરતો હતો. ભગવાનની તેની ઉપર નજર પડી અને તેની દયાથી ભગવાને ગૌતમ સ્વામિને કહ્યું:-

'ગૌતમ! સામે જે ખેડુત ખેતી કરે છે તેને જો તું જઇ ઉપદેશ આપે તો તેનું કલ્યાણ થાય.'

ભગવાનની આજ્ઞા થવાથી ગૌતમ ખેડુત પાસે ગયા અને કહ્યું:

'ભદ્ર! કેમ કુશળ તો છે ને? આ બિચારા દુર્બળ બળદોની જોડી પાસે ગજા ઉપરાંત શું કામ લે છે?'

'મહારાજ! શું કરૂં? આ કોઈ રીતે ન પુરાતા પેટ માટે મારે બધું કરવું પડે છે.'

'પેટ તો આખી દુનીયા ભરે છે! અને તે નિર્દયતાથીજ ભરાય તેવું થોડું છે!'

'મહારાજ હું જાતે બ્રાહ્મણ છું. વ્હાણું વાય ને રોજ કજીયો કરવા જોઇએ તેવી મને ભાર્યા મળી છે. અને આ

દુઃખ જાણે ઓછું હોય તેથી એક પછી એક મારે સાત કન્યા છે. આ બધા કુટુંબના પેટ માટે મહેનત ન કરૂં તો કરૂં શું ?'

'તું ખેતીમાં કેઇ જીવોની હિંસા કરે છે તેનું ફળ તું ભોગવીશ કે કુટુંબ ? કુટુંબે તને કાંઈ હિંસા કરી અમારૂં પોષણ કર તેમ થોડુંજ કહ્યું છે ?'

'ના, મહારાજ ! કુટુંબને તો તેની કે મારી કશી પડી નથી. તે તો અમારૂં પુરૂં કરો એટલુંજ જાણે. પાપ તો મને જ લાગે ને ?'

'ત્યારે શા માટે પાપ કરે છે ?'

'પાપ વિના મારો ધંધો થોડો ચાલે તેમ છે ? અને તે વિના કુટુંબનું પોષણ પણ હું થોડુંજ કરી શકું તેમ છું ?'

'ભદ્ર ! મહેનત માત્રથી કાંઇ નિર્વાહ થતો નથી તેને માટે તો પૂણ્ય જોઇએ. વગર મહેનતે પૂણ્યશાળીને ત્યાં લાખોનાં ઢગને ઢગ ખડકાય છે અને આખો દીવસ વૈતરૂ કરનારને પેટ પુરતું ખાવા મળતું નથી. તે તું શું નથી જાણતો ?'

'મહારાજ ! વાત તો આપ કહો છો તે સાવ સાચી છે. પણ હું પૂણ્ય શી રીતે કરૂં ?'

ગુરૂએ કહ્યું 'તપથી.'

મને આપે સાચી વાત કહી આપજ મારા માતા પિતા બાંધવ જે કહો તે છો આપ મને તપ બતાવો તે હું કરવા તૈયાર છું.

ગૌતમ સ્વામિએ કહ્યું 'ઘરબાર છોડવાં, ખેતી છોડવી, જીવમાત્રની હિંસાનો ત્યાગ કરવો. પ્રાણાંતે પણ જુઠુ બોલવું

નહિ. કરોડો કે લાખોની મિલ્કત માર્ગમાં પડી હોય તો પણ તેને જોઇ ચલિત ન થવું, શુદ્ધ બ્રહ્મચર્ય પળવું. સર્વ પરિગ્રહનો ત્યાગ કરવો એ મોટામાં મોટું તપ છે.'

'મહારાજ તો આ તપ મને આપો. આજથી આ બધું છો અહિંનું અહિં રહ્યું.'

ગૌતમ સ્વામિએ ખેડુતને સાધુવેષ આપ્યો. અને તેણે તે પ્રેમથી પહેર્યો.

ખેડુત ગૌતમ સ્વામિનો શિષ્ય બન્યો. ગુરૂ ગૌતમે ચાલવા માંડયું એટલે ખેડુત સાધુએ કહ્યું 'મહારાજ આપણે ક્યાં જઇએ છીએ.'

'મારા ગુરૂ પાસે ?'

'આપને પણ ગુરૂ છે ?'

'હા. મારા ગુરૂ ત્રણ કાળના જાણ, બારગુણે બિરાજમાન, દેવો પણ જેની સદા સેવા કરે છે તેવા જગત્પૂજ્ય મારા ગુરૂ છે.'

'ભગવાન તો તો મારૂં કલ્યાણ ! આપે મને ખરેખર આ સંસારના કલેશમાંથી તારી ઉપકાર કર્યો.'

'મહારાજ ! આ સામું શું દેખાય છે.'

મારા ગુરૂ જેમાં બેસી દેશના આપે છે તે સમવસરણ !

અહા શું તેની ઋદ્ધિ ! શું છે પ્રભાવ ! આમ અનુ-મોદના કરતાં ખેડુતને ભાવથી સમકિત સ્પર્શ્યું.

ગુરૂ શિષ્ય સમવસરણમાં પેઠા ત્યાં સિંહાસન ઉપર બેઠેલ ભગવાનને જોઇ હલી સાધુની આંખ લાલ થઇ અને બોલ્યો

'આ વચ્ચે બેઠા તે તમારા ગુરુ ?'

હા !

'તો લ્યો આ તમારો વેષ પાછો. મારે આવા ગુરૂના શિષ્યને ગુરૂ કરવા નથી.'

જગત્ માત્રના તરણ તારણહાર, સર્વદોષરહિત મારા ગુરૂમાં તને શું વાંધો લાગ્યો.

મારે કાંઇ કહેવું નથી. હું કાંઇ જાણતો નથી. પણ હું આને જોઉં છું અને મારા હૃદયમાં દ્વેષ સળગે છે. હું તો આ ચાલ્યો કહી વેષ છોડી હળી ખેડુત નાઠયો.

ગૌતમ સ્વામિ સ્તબ્ધ થયા પર્ષદામાં બેઠેલ ઇન્દ્રાદિ દેવો હસ્યા અને કહ્યું કે 'ઇંદ્રભૂતિ ગૌતમ ! તમે ચેલો તો સારો ઉઠાવી લાવ્યા.

ગૌતમ સ્વામિને આમાં કાંઇ સમજણ ન પડી. આને થયું શું ? તેની ગડભાંજમાં પડયા અને ભગવાનને પુછયું.

'ભગવાન! આજ સુધી તો હું જેને જેને શિષ્ય કરૂં છું તે તો મારા પહેલાં કેવળી થાય છે અને આ તો કોઈ પણ ખુલાસો કર્યા વિના સાધુવેષ છોડી કેમ નાઠયો ?'

ગૌતમ ! રાગ અને દ્વેષ પૂર્વભવના સંસ્કારને લઇને થાય છે. કાંઇપણ ભલું નહિ કર્યા છતાં જોતાંવેંત પ્રેમ થાય છે અને કાંઇપણ બગાડયા વિના જોવા થાત્રથી દ્વેષ થાય છે આ બધામાં પૂર્વભવના સંસ્કાર કામ કરે છે.

મહારાજ ! હું આમાં બરાબર ન સમજ્યો !

ભગવાને કહ્યું "ગૌતમ તો સાંભળ 'કેટલાક ભવ પહેલાં પોતનપુર નગરમાં પ્રજાપતિ રાજા હતો તેને ત્રિપૃષ્ઠવાસુદેવ

નામે પુત્ર હતો વાસુદેવની પહેલાં પ્રતિવાસુદેવ હોય તેમ તે વખતે અશ્વગ્રીવ નામે પ્રતિવાસુદેવ હતો. આ અશ્વગ્રીવે પોતાનું મૃત્યુ ત્રિપૃષ્ઠથી થશે તેવું નિમિત્તિયા દ્વારા જાણ્યું. આથી તેણે ત્રિપૃષ્ઠને મારી નંખાવવાના વિવિધ ઉપાયો શોધ્યા પણ ત્રિપૃષ્ઠ મર્યો નહિ.

આ પછી તેણે ત્રિપૃષ્ઠને મારવા એક ઉપાય શોધી કાઢયો. અશ્વગ્રીવના ડાંગરનાં ખેતરોમાં એક સિંહ ખુબ ઉપદ્રવ કરતો હતો તેને સાચવવાનું કામ ત્રિપૃષ્ઠના પિતાને સોંપ્યું.

પ્રજાપતિ રાજા અશ્વગ્રીવના આ હુકમથી ખુબ શોકગ્રસ્ત બન્યા ત્યાં ત્રિપૃષ્ઠે કહ્યું 'પિતાજી! શું વિચાર કરો છો સાલિક્ષેત્રની રક્ષા હું કરીશ.'

'બેટા ! સિંહ ભયંકર છે અને આજ સુધી તેણે ઘણા બળવાન રાજાઓના પ્રાણ લીધા છે.'

'પિતાજી ! ભલેને બળવાન સિંહ રહ્યો આપણે ક્યાં ઓછા બળવાન છીએ ?'

ત્રિપૃષ્ઠ પિતાની રજા લઇ સિંહસારથિને સાથે લઈ રથમાં બેસી શાલિક્ષેત્રે આવ્યો.

સમય થયો એટલે ત્રાડ નાંખતો સિંહ આવ્યો અને ત્રિપૃષ્ઠ ઉપર પજો નાંખવા ગયો કે તુર્ત ત્રિપૃષ્ઠે તેનાં બે જડબાં પકડી તેને ઉભો ને ઉભો ચિરી તરફડીયાં ખાતો અર્ધમરેલી અવસ્થામાં દૂર ફેંકયો.

અનેકને રંજાડતા સિંહના આ હાલ દેખી વનના વ્યંતરોએ 'શાબાશ ત્રિપૃષ્ઠ' 'શાબાશ ત્રિપૃષ્ઠ' કહી જયજયારવ કર્યો.

મરવા પડેલા સિંહને મૃત્યુના શોક કરતાં સામાન્ય રાજવીને હાથે મારો પરાજય થયો તેનું દુઃખ હતું. આ દુઃખને હળવું કરતાં સિંહ સારથિએ સિંહને કહ્યું-

'તને મારનાર ત્રિપૃષ્ઠને તું સામાન્ય માનવી માનીશ નહિ ! આ તો રાજાઓનો રાજા થનાર વાસુદેવ ત્રિપૃષ્ઠ છે ! તું જેમ પશુસિંહ છે તેમ તે નરસિંહ છે. તારે શોક રાખવાનું કારણ નથી. હે સિંહ! સામાન્ય માનવીના હાથે તું મૃત્યુ પામ્યો નથી માટે ખેદ ન કરતો.'

મરતા સિંહને કાંઈક શાંતિ મળી અને તે મૃત્યુ પામ્યો ગૌતમ ! તે સિંહ એક પછી એક ભવ કરતો હલીવિપ્ર બન્યો. અને સિંહ સારથી તે તું છે અને ત્રિપૃષ્ઠ વાસુદેવનો જીવ એ હું છું આથી મને જોતાં પૂર્વના વૈરના સંસ્કારથી તેને દ્વેષ ઉત્પન્ન થયો અને નાઠયો.

મરતી વખતે તેને તેં આશ્વાસન આપ્યું હતું તેથી તને જોઈ તેને પ્રેમ થયો હતો આમ જગત્માં પ્રેમ અને દ્વેષ પૂર્વજન્મના સંસ્કાર ઉપર આધાર રાખે છે.

આમ છતાં ગૌતમ ! તારાથી તે સમકિત પામી ગયો છે અને અર્દ્ધ પુદ્ગલપરાવર્તે જરૂર મોક્ષ પામશે.

ભગવાન્! જગત્ જીવાતુ આપનો પણ દ્વેષી? ભગવાને કહ્યું 'ગૌતમ! કર્મ કોઈને છોડતું નથી પછી તે ભલે ઈંદ્ર હોય કે તીર્થંકર!'

( ઉપદેશ સપ્તતિકા વૃત્તિના આધારે )

---

# ૯

# પૂણ્ય, પાપ, સંયોગ.

## યાને

# પૂણ્યાઢય નૃપ કથા

## ( ૧ )

**પદ્મપુર** નામનું નગર હતું ત્યાં **તપન** નામનો રાજા રાજ્ય કરતો હતો.

રાજા રાજસભામાં બેઠો હતો ત્યાં કોઇએ રાજાને ખબર આપ્યા કે 'રાજન્! એક સુંદર હસ્તિરત્ન લઇ ધનાવહ વ્યવહારી આપને ત્યાં આવે છે. રાજા સામે આવ્યો. વ્યવહારીનો અને હસ્તિનો આદર સત્કાર કર્યો અને કહ્યું કે

'શ્રેષ્ઠિવર! મારા ભાગ્યના દ્વાર તમે છો અને તમને જે હું આપું તે ઓછું છે. ખરી રીતે આ હસ્તિરાજ તમે નથી આપ્યો પણ તે હસ્તિરાજ આપી મને રાજાધિરાજ પદ આપ્યું છે. કેમકે તેના આગમનથી હું જે રાજ્યોનો અધિષ્ઠાતા બનીશ તે બધામાં પ્રતાપ તમારોજ ગણાશે.' આમ રાજાએ કૃતજ્ઞતા બતાવતાં કહ્યું. અને પોતાના રાજ્યની અર્ધી સરહદ શ્રેષ્ઠિને સોંપી. આથી ધનાવહ શ્રેષ્ઠિ મટી રાજા થયો.

તપન રાજાએ સારા મુહૂર્તે વિજયયાત્રાનું પ્રયાણ કર્યું, રાજાએ હાથી, ઘોડા, રથ, પાયદળ વિગેરે બધું લશ્કર લીધું પણ ખરી રીતે તો તે શોભામાત્ર હતું. હાથીજ એક પછી

એક રાજ અપાવતો આગળ ચાલતો ગયો. કોઇ સામે થયું તે બધાને એકલ હસ્તિરાજ ચમત્કાર દેખાડી નમાવતો ગયો.

જોત જોતામાં તપન રાજાએ સર્વ રાજ્યો સાધ્યાં અને લશ્કર સાથે પદ્મપુર પાછો ફર્યો.

રાજદ્વારે આવતાં અચાનક હસ્તિરાજે આડી અવળી સુંઢ ફેરવી. એક દુકાનમાંથી ચાક લઇ રાજદ્વાર ઉપર પેસતાં લખ્યુંઃ

'अविज्ञातत्रयीतत्त्वो, मिथ्यासत्त्वोल्लसद्भुजः
हा! मूढः शत्रुपोषेण, मित्रप्लोषेण हृष्यति' ॥१॥

રાજાએ આ શ્લોકનો અર્થ ખુબ ખુબ વિચાર્યો પણ કયા મિત્રોને હું બાળી રહ્યો છું કયા શત્રુઓને પોષી રહ્યો છું તે ન સમજાયું.

રાજ્યના પંડિતોએ જુદી જુદી રીતે ઘણા અર્થ કર્યા પણ રાજાને એકે અર્થ બરાબર ન બેઠયો. ત્યાં આનંદચંદ્ર-સૂરીશ્વરજીને રાજાએ રાજસભામાં આમંત્રણ આપ્યું અને શ્લોકનો અર્થ પૂછયો. સૂરિજીએ કહ્યું.

'હે રાજન્! આ હસ્તિ કોઇ સામાન્ય પ્રાણી નથી. તે તને રાજ્ય અપાવવા આવ્યો નથી પણ પૂર્વ ભવનો તારો કોઈ મિત્ર તને તારી ફરજનું ભાન કરાવવા તારી પાસે આવ્યો હોય તેમ જણાય છે નહિંતર તને રાજ્યાધિરાજ બનાવી 'રાજન્! તું ફોગટ ફુલાઇશ નહિ. દેવ. ગુરૂ અને સાચા ધર્મ તત્ત્વને સમજ અને રાગદ્વેષરૂપી શત્રુઓને પોષણ આપવું છોડી દે અને સમતા વિગેરે મિત્રોને સાચવ. એમ કેમ કહે.

'મહારાજ મારા મિત્રે જે કહ્યું તેનું પાલન હું શું કરૂં તો બરાબર પાલન થાય ?' રાજાએ માર્ગ પૂછતાં કહ્યું.

'ક્રોધ, માન, માયા, લોભ એ અંતર શત્રુ છે તેનો નાશ તથા સમતા વિગેરે મિત્રોની સાચી પ્રાપ્તિ તો સંયમમાંજ છે. અને તે સંયમ રાજપાટ ભોગવે ન પાળી શકાય.' મુનિએ સાચો રાહ બતાવતાં કહ્યું.

ત્યારબાદ રાજાએ આનંદસૂરિ પાસે સંયમ લીધું. અને વિહાર કર્યો.

( ૨ )

રાજાને પુત્ર ન હોવાથી મંત્રીઓએ હાથીને સુવર્ણ કળશ આપ્યો અને તે જેના ઉપર ઢોળે તેને રાજ્યગાદી આપવાનો નિર્ણય કરી મંત્રની પાછળ સિદ્ધિઓ ચાલે તેમ હસ્તિરાજ પાછળ સૌએ ચાલવા માંડયું.

હાથીએ ગામ છોડયું, સીમાડો છોડયો અને એક જંગલમાં પેઠયો મંત્રીઓ પણ પાછળ પાછળ ચાલ્યા. ત્યાં તો એક વૃક્ષ નીચે કપડું ઓઢી સૂતેલા માણસ ઉપર હાથીએ કળશ ઢોળ્યો. મંત્રીઓએ જયજયારવ કરી સૂતેલા માનવીને રાજા તરીકે વધાવી લીધો પરંતુ જ્યાં કપડું દૂર કર્યું તો પાંગળા વામનને જોઈ મંત્રીઓ વિચારમાં પડયા કે 'આ શું રાજ્ય કરશે ? અને શું આવા પાંગળા રાજાના આપણે કર્મચારીઓ બનશું?' ત્યાં તો હાથીએ પંગુને ઉપાડયો અને પોતાની પીઠ ઉપર બેસાડી પદ્મપુર તરફ ઉપડયો.

પ્રજા અને પ્રધાન બન્નેને હાથીના પૂર્વ કર્તવ્યનો ખ્યાલ હોવાથી કોઇ અનેરા આશ્ચર્યમાં ગરકાવ થઇ પંગુ રાજાનું સામૈયું કર્યું અને સૌ કોઇએ તેના નામ ઠામ જાણવાની ઇચ્છા રાખ્યા વગર અનાયાસે આવી રાજાધિરાજ પદ્વી મેળવનાર તે પંગુને **પૂણ્યાઢ્ય** કહી સંબોધ્યો.

( ૩ )

'પશુની બુદ્ધિએ તો પશુ હોય તે ચાલે.' આમ કહી ધનાવહે પૂણ્યાઢય સામે બંડ જગાવ્યું અને તે પદ્મપુર નગર બહાર નીકળ્યો.

ડાહ્યા ગણાતા લોકોમાં પણ બુદ્ધિભેદ થયો અને કહેવા લાગ્યા કે 'આવાને રાજા શી રીતે મનાય ?'

એક પછી એક ઘણા' ધનાવહને જઇ મળ્યા. નગર ટપોટપ ખાલી થવા માંડયું. અને જોતજોતામાં ધનાવહ આખો રાજા થાય તેવાં ચિન્હ જણાવા લાગ્યાં.

પંગુરાજ પૂણ્યાઢય વિમાસણમાં પડયો ત્યાં માવત બોલ્યો 'રાજન ! મુંઝાશો નહિ વિપત્તિમાંથી સંપત્તિમાં આ હસ્તિરાજ લાવે છે તેવી તેની અજોડ તાકાત છે.' ત્યાં તો હાથીએ પંગુરાજ પૂણ્યાઢયને પીઠ ઉપર બેસાડયો અને થોડા વિશ્વાસુ સૈનિકો સાથે ધનાવહના લશ્કર સાગરમાં પડયો.

સાગરનાં મોજાં ફરી વળે તેમ મારો મારો કરતું લશ્કર હાથીની આસપાસ ફરી વળ્યું. કોઇ કહેવા લાગ્યું કે 'આવાને વળી રાજ્ય હોય ?' તો કોઇ કહેવા માંડયું 'બિચારા એનો શો વાંક ? વાંક બધો હાથીનો કે આવાને લઇ આવ્યો.' તો કોઈ ચતુર બોલવા લાગ્યો કે 'આપણે ગમે તેમ બોલીએ પણ આ હાથી દૈવી છે તે તેને લઇ આવ્યો છે તો જરૂર રક્ષણ કરશે.'

નજર ન પહોંચે તેટલા શત્રુનાં વિશાળ લશ્કર વચ્ચે ઘેરાયેલ પંગુરાજ પૂણ્યાઢય સહજ ગમગીન થવા જાય છે ત્યાં તો કોઇ દૈવી અવાજે કહ્યુ 'પંગુરાજ ! મુંઝાઇશ નહિ જય તારો છે. જે આવે તે લઈ ફેંક.'

ત્યાં પવનથી ઉડતું તણુખલું અચાનક પૂણ્યાઢયના હાથમાં આવ્યું અને તે ફેંકતાં તેમાંથી વજ્ર થઇ ધનાવહના માથા ઉપર ફરવા લાગ્યું.

ધનાવહ કંપ્યો, લશ્કર કંપ્યું, સૌ કોઇ હસ્તિરાજ આગળ આવી મોંમાં તણુખલું લઇ ખડા રહ્યા. અને શરણે આવી પૂણ્યાઢય રાજાધિરાજની જયના પોકારો સાથે સૌએ નગરમાં પ્રવેશ કર્યો.

લોકોએ કહ્યું કે 'જેનું પૂણ્ય છે તેનો વાળ કોણ વાંકો કરનાર છે.' દેશેદેશ આ સમાચાર પહોંચ્યા અને જે રાજાઓ પંગુરાજા છે એમ માની સરવળવા માંગતા હતા તે સૌ ઠરી ગયા અને એક પછી એક પંગુરાજ પૂણ્યાઢયને પગે લાગી ભેટણાં ધરી ખંડીયા રાજા બની ગયા.

(૪)

પંગુરાજ પૂણ્યાઢય રાજસભામાં બેઠા છે ત્યાં વનપાલકે સમાચાર આપ્યા કે તપનરાજર્ષિ ઉદ્યાનમાં પધાર્યા છે, રાજા પૂણ્યાઢય હસ્તિ સાથે દેશના સાંભળવા ગયો. રાજાએ અને લોકોએ દેશનારૂપ અમૃત માથું ધુણાવી ખુબ ખુબ પોતાનામાં ઉતાર્યું.

દેશના પુરી થતાં પૂણ્યાઢયે રાજર્ષિ ભગવંતને પૂછયું 'ભગવંત ! રાજ્ય, સમૃદ્ધિ, આરોગ્ય, જ્ઞાન આ સર્વે પૂણ્યથી મળે છે તો મેં એવું પરભવમાં કયું પૂણ્ય કરેલું કે મને આવી રાજ્યઋદ્ધિ મળી અને અને સાથે સાથે આટલું પૂણ્ય છતાં મેં એવું કયું પાપ કરેલું કે પાંગળો પણ બન્યો ?

રાજર્ષિએ કહ્યું 'તમે પૂર્વભવમાં અનર્ગલ પૂણ્ય ઉપાર્જન કરેલું છે તેથી આટલી બધી ઋદ્ધિ પામ્યા છો, છતાં તે પૂણ્યની સાથે પાપ પણ કરેલ છે તેથી પંગુ બન્યા છો.

'ભગવન્! એકી સાથે બે કેમ બને? પૂણ્ય હોય તો પાપ કેમ થાય? અને પાપ હોય તો પૂણ્ય કેમ થાય?' રાજાએ આશ્ચર્યથી પુછયું.

મુનિએ પૂણ્ય પાપની એકતાનું સમાધાન કરતાં કહ્યું

'રાજન્! મનના પરિણામો અનેક પ્રકારના છે સારા કાર્યો કર્યા છતાં ઘડીકમાં મન તેને ધૂળમાં રગદોળી નાંખે છે તે બધું તમારા પૂર્વભવના જીવનમાં બન્યું છે.

( ૫ )

પૂર્વભવમાં લક્ષ્મીપુર નગરમાં **રામ, વામન** અને **સંગ્રામ** નામના ત્રણ મિત્રો હતા. સાધુ પુરૂષના મન વચન અને કાયામાં એકતા હોય તેમ તે ત્રણે એકતાવાળા હતા. સૌની ઉંમર સરખી હતી, જ્ઞાતિ સરખી અને રહેણી કરણી પણ સરખી હતી. ચૌદ વર્ષની આશરે ઉંમર હતી ત્યારે તે ત્રણે ઉદ્યાનમાં ગયા અને એક મુનિને કાઉસગ્ગધ્યાને રહેલા જોયા. ત્રણેએ ભાવથી મુનિને વંદન કર્યું. પણ વંદન કરતાં વામનની પીઠ ઉપર એક જળબિંદુ પડયું. તેણે ઉપર નજર નાંખી તો મુનિની આંખમાં કાંટો જોયો. આંખે વેદના છતાં મુનિ તે પ્રત્યે બેદરકાર લાગ્યા.

વામને મિત્રોને કહ્યું 'મુનિરાજની આંખમાં કાંટો છે તે કાઢવો જોઇએ પણ હું ઠીંગણો શી રીતે કાઢું ?'

રામે કહ્યું 'કાંટો કાઢવો હોય તો હું ઘોડો થાઉં છું.

તું મારા ઉપર ચઢી સુખેથી કાંટો કાઢ. તું ઠીંગણાપણાનો શું કામ પસ્તાવો કરે છે મારા ઉપર ચડી ઉંચો થઇ જા.'

ત્યાં સંગ્રામ બોલ્યો કે 'ઉપર ચડતાં તારે ટેકાની જરૂર પડે તો મારા હાથનો લેજે ગભરાય છે શા માંટે?'

તુર્ત રામ વાંકો વળ્યો અને વામન સંગ્રામના હાથનો ટેકો લઇ તેના ઉપર ચડયો અને કાંટો ખેંચી કાઢયો, પણ મુનિનું શરીર મલિન હોવાથી તેણે મોં મરડયું અને અંગ સંકોચ્યું. આ પછી ત્રણે મિત્રો હરખાતા નગર તરફ પાછા ફર્યા ત્યાં વામન બોલ્યો કે 'પરોપકાર જેવી વસ્તુ આપણી ક્ષત્રિયજાત સિવાય બીજામાં નથી, આપણે મુનિને કાંટાવાળા જોયા તો તુર્ત રોકાયા અને કાંટો કાઢયો. અહિંથી ઘણા જાય આવે છે કોઇને કાંઇ પડી છે? ખરેખર આપણા આ કામથી આપણને ખુબ ફળ મળશે.'

હસતાં હસતાં રામે કહ્યું 'ફળ તો મળવાનું હશે, ત્યારે મળશે મારે તો હમણાં તુર્તજ ચતુષ્પદ થવું પડયું.'

સંગ્રામ બોલ્યો 'મિત્ર! આવું ન બોલીએ. હસતાં હસતાં આવું બોલવાથી પૂણ્ય હારી જવાય. કાંટો કાઢયો તેના ફળથી તો નિષ્કંટક રાજ્ય મળશે.'

વામને કહ્યું 'આવી શી વાત કરે છે? મુનિની પરિચર્યાનું ફળ તો અમાપ હોય છે.'

રાજન! આ ત્રણે મિત્રો પોતાનું જીવન પુરૂં કરી મૃત્યુ પામ્યા.

વામન તે તું, રામ તે હસ્તિરાજ અને સંગ્રામ તે હું. મુનિની પરિચર્યાથી નિષ્કંટક રાજ્ય મળે તેવો મેં–સંગ્રામે પૂર્વભવમાં સંકલ્પ કર્યો હતો તેથી હું નિષ્કંટક રાજ્ય પામ્યો.

'મારે તો હમણાં ચોપગા થવું પડયું' તેમ બોલ્યો તેથી રામ મરી હસ્તિ થયો. તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તે મને પ્રતિબોધવા મારે રાજદ્વારે આવ્યો અને મેં દીક્ષા લીધી.

મુનિએ કહ્યું 'રાજન્! તું પૂણ્યાઢય બન્યો તે પૂર્વભવની પરિચર્યાનું ફળ છે. પણ તું જે અવંતિના સુબાહુ રાજાના છત્રધર કિન્નરને ત્યાં નીચકુળમાં જન્મ્યો તેનું કારણ તેં પૂર્વ ભવમાં ક્ષત્રિયપણાનું અભિમાન કર્યું હતું તેનો પ્રતાપ છે.

હવે તું વામન શાથી થયો તે સાંભળ "કિન્નર છત્રધરને ત્યાં તારૂં શ્રીદત્ત નામ પાડવામાં આવ્યું, તારૂં સુંદર રૂપ અને કાંતિ જોઇ સુબાહુ રાજાને કોઈકે ભરાવ્યું કે 'આવા લક્ષણવાળો રાજા થાય.'

રાજાને રાજ્ય જવાનો ભય લાગ્યો તેણે શ્રીદત્તને મારી નંખાવવાની ગોઠવણ કરી પણ તેની તને ખબર પડતાં તું જંગલમાં ચાલ્યો ગયો જંગલમાં તને પૂર્વભવમાં મુનિને કાટો કાઢતાં, તેમના મળથી જે સંકોચ કરેલ તે પાપ ઉદય આવ્યું અને તું સંકોચ ફળ ખાઈ સુતો કે તારૂં શરીર સંકોચાયું.

રાજન! એક હાથે આપવાનું છે અને બીજા હાથે લેવાનું છે. કર્યું કર્મ ભોગવ્યેજ છુટકો. તેં પૂણ્ય અને પાપ એકી સાથે ઉપાર્જ્યાં તેથી તને રાજ્યઋદ્ધિરૂપ સુખ અને વામનપણારૂપ દુઃખ એકી સાથે બન્ને મળ્યાં.

રાજર્ષિ ભગવંત! હું પંગુ દીક્ષા નહિ પામી શકું? શોક કરતાં રાજાએ કહ્યું.

રાજન! તારૂં પંગુપણું પણ ટળશે અને તે ટળતાંજ તું આજ ભવે મુક્તિએ જઇશ.

આ સાંભળી રાજા આનંદ પામ્યો અને તેણે તથા હસ્તિએ શ્રાવકધર્મ સ્વીકાર્યો. મુનિએ પવનની પેઠે અપ્રતિબદ્ધ વિહાર કર્યો. અને પંગુરાજવી પૂણ્યાઢ્ય નગરમાં આવ્યો.

( ૬ )

સમય જતાં હસ્તિ માંદો પડયો તેનાં હાડ ભાગવાં માંડયાં. તેણે અન્ન પાણીનો ત્યાગ કર્યો. રાજા બેબાકળો બની ઘણા ઉપચાર કરાવવા માંડયો પણ એકે કારગત ન નીવડયો.

હસ્તિરાજે રાજાને સંજ્ઞાથી જણાવ્યું 'મિત્ર! શોક ન કર. નામ તેનો નાશ. ચાલ ઉપવનમાં. હાથીનું મૃત્યુ ગામમાં થાય તે નગરને કુશળ નહિ.'

હાથી પોતાની મેળે ઉપવનમાં આવ્યો નીચે બેઠયો તેની આંખો થરડાતાં રાજાએ નિર્જામણા કરાવતાં કહ્યું 'હે બંધુ ધીરજ રાખ સર્વ જીવ ઉપર સમતા ચિંતવ, પાપને આળવ અરિહંત ભગવંતનું શરણ તને હોજો સિદ્ધનું શરણ હોજો, સાધુ ભગવંતનું શરણ હોજો. ભગવાનનો ધર્મ તને શરણ રૂપ થજો.' રાજાના શબ્દ સાંભળી હાથીએ છેલ્લો શ્વાસ છોડયો.

રાજા ધીરજ ખોઇ મોટે સાદે રડી ઉઠયો. પ્રધાનોએ આશ્વાસન આપ્યું પણ તેની દૃષ્ટિમાંથી કેમે કરી હસ્તિરાજ ન ખસ્યો.

રાત્રિનો સમય થયો રાજા આમથી તેમ પડખાં ફેરવતો અને હાથીના ગુણને સંભારતો પડયો હતો ત્યાં હાથી સામે દેખાયો. રાજા તુર્ત બેઠો થયો અને 'હાથી મર્યો એ શું અને જોઉં છું એ શું?' એવા ભ્રમમાં પડયો ત્યાં હાથીએ કહ્યું:

રાજન્! હું મૃત્યુ પામ્યો છું તે સાચું છે. મરતી વખતે મારા અધ્યવસાય પલટાયા હતા. વૈદ્યો પ્રત્યે મને ક્રોધ

પ્રગટયો હતો. કાંઇક ઠીક થાય તો રાજ્યના હરામના પૈસા ખાનારા વૈદ્યોને છુંદી નાંખું તે વિચારમાં હું ધમધમતો હતો હતો ત્યાં તેં મને આરાધનાને માર્ગે વાળ્યો. મારી ચિત્ત-વૃત્તિ પલટાવી. હું અરિહંતના શરણમાં તલ્લીન બન્યો અને દેવગતિ પામ્યો છું. તારો ઉપકાર સંભારી હું હસ્તિરૂપ ધરી તારી પાસે આવ્યો છું.

રાજન્! તું હાલ અગાસીમાં છે. અગાસીમાં હાથી આવે ખરો ? હું દેવ છું. હાથી નથીજ.

પૂણ્યાઢય ! લે આ કલ્પવૃક્ષનું ફળ ! તેને તું આરોગ. અને તારા શરીરનું સંકોચપણું દૂર કર.'

પૂણ્યાઢયે કહ્યું 'હસ્તિરાજમાંથી તમે દેવ બન્યા છો હવે પશુ સુલભ મોહ ન બતાવો. અત્યારે રાત્રિ છે અને રાત્રિભોજન શ્રાવકને વર્જ્ય હોય.

હસ્તિદેવે કહ્યું 'રાજન ! ધન્ય છે તારા દૃઢ વ્રતને. તું દીવસે તેનો ઉપભોગ કરજે અને સંકોચપણું ટાળજે.

સવાર પડયું સમય થયો એટલે રાજાએ દેવગુરૂના સ્મરણ ચિંતન અર્ચન બાદ તે ફળ આરોગ્યું અને કંચન વર્ણો દેહ મેળવ્યો.

સમય જતાં એક વાર હાથી જે સ્થાને મૃત્યુ પામ્યો હતો તે સ્થાને રાજા આવી ચડયો. રાજાને હાથી તેના ઉપ-કારો, આ બધું યાદ આવ્યું. વૈરાગ્યભાવના જાગૃત્ થઇ તેણે તેના મૃતદેહના સ્થાનકે એક જિનમંદિર બંધાવ્યું અને તેના દર્શન કરતાં ભાવોલ્લાસથી કેવળ જ્ઞાન અને સિદ્ધિ બન્ને તત્કાળ મેળવી પાપથી પંગુ અને પૂણ્યથી રાજાધિરાજ બનાય છે તેનો જનતા આગળ દાખલો બેસાડી કલ્યાણ સાધ્યું.

(વાસુપૂજ્યચરિત્ર)

———

## ૧૦

# સ્વાધ્યાય શ્રવણ
### યાને
# અવંતિ સુકુમાલ

( ૧ )

ઉજ્જયિની નગરી એ પુરાણી નગરી છે. આ નગરીમાં જીવંત સ્વામિની પ્રતિમા હોવાથી મોટા મોટા આચાર્યો દર્શન માટે આવતા.

આર્ય સુહસ્તિસૂરિ મહારાજ પણ પરિવાર સાથે એટલા માટેજ અહીં પધાર્યા અને ભદ્રા શેઠાણીના મકાનમાં વસતિ યાચી રહ્યા.

( ૨ )

**ભદ્રા** શેઠાણીનું મકાન સાત માળનું હતું. તેમને એકનો એક પુત્ર હતો, તે ખુબ લાડીલો, અને ફુલની પાંદડીઓથી જાણે તેનું શરીર ન ઘડાયું હોય તેમ ખુબ સુકોમળ એટલે સૌ તેને **અવન્તિસુકુમાલ**ના નામે ઓળખતા.

આ બાળક નાનો હતો ત્યારથી તે અટૂલો અને વિચારણામાં મગ્ન રહેતો. આથી યુવાન થતાં રખેને તે સન્યાસી કે સાધુ ન થઇ જાય તે બીકે ભદ્રામાતાએ તેને બત્રીસ કન્યાઓ પરણાવી.

અવંતીસુકુમાલ સ્ત્રીઓ સાથે સાતમા માળે રહેતો. તેની દૃષ્ટિ અને સૃષ્ટિમાં સ્ત્રીઓ અને વિલાસ હતો. માતા ઘરનું બધું કામકાજ સંભારતાં અને પુત્રને જરાપણ પરિશ્રમ ન પડે

તે ધ્યાન રાખી તેને કોઇ પણ વ્યવસાય કે વ્યવહારથી અલગ રાખતાં અને પુત્ર હંમેશાં ખુશમિજાજમાં છે કે કેમ તેનુંજ ધ્યાન રાખતાં.

એક દીવસ રાત્રિના નવના સુમારે અવંતીસુકુમાલ ઝરૂખે બેઠો હતો. આનંદ પ્રમોદની રમઝટ તેની નજર સામે મચી રહી હતી બત્રીસ બત્રીસ સ્ત્રીઓ અને પરિવાર ખડે પગે હાજર હતો. છતાં તે રોજના આ એક સરખા કાર્યથો આજે કાંઇક કંટાળેલો હતો. તેને આકાશમાં ઉગેલા તારાઓ અને દૂર દૂર રહેલાં સ્થિર જંગલો જોઇ કાંઇ અનેરા વિચારવમળ જાગતા અને પાછા ઓસરી જતા. ત્યાં તેને દૂરથી આવતો અવાજ સંભળાયો. અવાજ ધીમો હતો પણ ઉચ્ચારની સ્પષ્ટતા હોવાથી શબ્દો તેના કાનમાં પડતાંજ હૃદયમાં ઉતર્યા અને તેને કેમે કરી ચેન ન પડયું. વખત થયો એટલે અંતઃપુર ઘસઘસાટ ઉંઘ્યું.

અવંતિસુકુમાલની બધી ઇન્દ્રિયો નિશ્ચેષ્ટ થઇ પણ એક કાન અને મન અવાજની દિશામાં સ્થિર થયાં. થોડી વારે અવાજ શાંત થયો પણ અવંતિ સુકુમાલનું હૃદય શાંત ન થયું. તે ઉઠયો અને કોઇને જગાડયા સિવાય નીચે આવ્યો ત્યાં તો નીચેના મઝલે સુતેલાં ભદ્રામાતા જાગ્યાં અને પુછયું ‘ કોણ ? ’

અવંતી સુકુમાલે કહ્યું ‘ માતા ! હું. ’

અવાજ પારખ્યો અને ભદ્રામાતાએ ઉભાં થઇ કહ્યું ‘ બેટા ? કેમ તબીયત બરાબર નથી ? ’

‘તબીયત તો બરાબર છે પણ માતા ! આપણા મકાનમાં સામેના ખંડમાં આ કોણ ગાય છે ?’

'બેટા ! ત્યાં આર્યસુહસ્તિસૂરિ મહારાજ ઉતર્યા છે અને તે કે તેમના શિષ્યો સ્વાધ્યાય કરતા હશે. આચાર્ય મહાવિદ્વાન્ અને પુરા તપસ્વી છે. મેં જાણીનેજ તને આ વાત નથી કરી. જાઓ, સૂઇ જાઓ.',

અવંતિસુકુમાલ ઉપર ગયો પથારીમાં આમતેમ આળોટયો પણ અવાજની કડીયો તેના હૃદયમાં રમી રહી અને કડીના પદેપદનું સ્મરણ કરતાં એકેક ચિતાર તાદૃશ જણાતાં સામુ નલિનીગુલ્મ વિમાન નજર આગળ ખડું થયું અને દેવભવ સાંભળ્યો: વિચારવમળ બદલવા તેણે ઘણો પ્રયત્ન કર્યો પણ કેમે વિચારધારા ન બદલાણી.

કયાં નલિનીગુલ્મ અને કયાં આ વૈભવ ! ભલે દુનીયા મને મહાવૈભવી કે ભાગ્યશાળી માને પણ દેવઋદ્ધિ આગળ તો આ બધું તુચ્છ છે. આ તુચ્છ વૈભવ, તુચ્છ જીવનકાળ અને તુચ્છ શરીરમાં હું સમજીને કયાં સુધી પડયો રહીશ.

અવંતિ સુકુમાલ ધીરા ધીરા પગલે ફરી હેઠો ઉતર્યો. સર્વ સુમસામ હતું તે સીધો મુનિના ઉતારાના દ્વારે આવ્યો. ગુરૂ મહારાજ સામે બેઠેલા હતા. ત્યાં જઈ 'ભગવંત !' કહી અવંતીસુકુમાલે વંદન કર્યું.

'કોણ ?'

'હું અવંતિ સુકુમાલ.'

'ભદ્ર ! આટલી મોડી રાતે કેમ આવવું પડયું ?'

'મહારાજ ! આ હમણાં અહિં કાંઇક ગવાતું હતું તે આપે બરાબર જોયું છે ખરૂં !'

આચાર્ય સમજી ગયા કે હમણાં હું નલિનીગુલ્મ

વિમાનનો સ્વાધ્યાય કરતો હતો તેના અંગેજ આ પ્રશ્ન પુછવા માગે છે. ગુરૂએ કહ્યું.

'ભદ્ર ! અમારે તો શાસ્ત્ર એ ચક્ષુ છે અને જ્યાં ચર્મ ચક્ષુ ન પહોંચે તેવી અગમ નિગમ વસ્તુઓ અમે તે દ્વારા જાણીએ છીએ. શાસ્ત્રમાં જે રીતે નલિનીગુલ્મ વિમાનનું વર્ણન છે તે રીતનો અમે સ્વાધ્યાય કરતા હતા.'

'મહારાજ ! આ શાસ્ત્રવચન મને તાદૃશ અનુભવાયેલુ લાગે છે! અને એ ગીત મેં સાંભળ્યું ત્યારથી મારૂં ચિત્ત ઠરતું નથી. હું શું કરૂં તો ભગવંત ! તે નલિનીગુલ્મમાં જાઉં ?'

'ભદ્ર એ તો દેવલોક છે અને તેને માટે તો આ શરીર કે જીવન કાંઇ ન કામ આવે તેને માટે તપ, વ્રત, સંયમ બધું કરવું જોઇએ.'

'ભગવંત ! હું બધું કરવા તૈયાર છું પણ તે મળશે ખરૂં !'

'તપથી કાંઇ અસાધ્ય નથી.'

'ભગવંત ! તો મને દીક્ષા અને તપ આપો.'

'ભદ્ર ! તારી માતાની અનુમતિ સિવાય ન અપાય.'

'ભગવંત ! હું ક્ષણ રહી શકું એમ નથી અને મને રોકવામાં આવે તો હું જીવી શકું તેમ નથી. આ વૈભવ, યુવાની અને રંગરાગ કેટલા અધુરા અને કેટલા અનિયત છે! મને તો કોઇએ પાંજરામાં પુરી રાખ્યો હોય એમ લાગે છે. હું તેનાથી બહાર નીકળવા તલસું છું'

( ૩ )

સવાર પડયું ભદ્રામાતા બધું સમજી ગયાં. તેમની

આંખમાં આંસુ હતાં અને કહેતાં હતાં કે 'પુત્ર ! આ બત્રીસ સ્ત્રીઓ, આ હવેલી, આ વૈભવ, આ બધું કોના માટે ?'

'માતા ! તે પણ મારા માટે રહેશે કે નહિ એની મને થોડી ખાત્રી છે.'

'પુત્ર ! તું સંયમની વાત કરે છે પણ તારા દાંત મીણના છે અને સંયમ લોઢાના ચણા છે તેનું તને ભાન છે?'

'માતા ! ચણા ચવાશે નહિ તો મીણમાં સમાશે તો ખરા ને ? માતા ! ફુલનો કીડો ફુલ જાણ્યા પછી વિષ્ટામાં કેમ રહે? મને આ સ્ત્રીઓ નરકાગાર લાગે છે. આ વૈભવ વાદળીયો મેઘ લાગે છે અને આ ઋદ્ધિ વિજળીનો ચમકારો લાગે છે. માતા ! પુત્રને સારા સ્થાને જવામાં અંતરાય ન કર.'

'પુત્ર ! તું ઘેલો થયો છે. તારૂં સુકોમળ શરીર આ બધું સહન નહિ કરે.'

'માતા ! સહન નહિ કરે તો હું અણુસણ લઇશ'

અવંતિ સુકુમાલે સ્ત્રીઓ, માતા અને ઘર છોડયું. મુનિવેષ સ્વયં ગ્રહણ કર્યો અને ગુરૂ પાસે જઇ ઉભો રહ્યો અને કહ્યું 'મહારાજ ! મને દીક્ષા આપો.'

ગુરૂએ દીક્ષા આપી અને વૃદ્ધ સાધુને સોંપ્યો.

અવન્તિ સુકુમાલ મુનિએ ગુરૂને કહ્યું 'ભગવંત ! મારી ઇચ્છા અણુસણની છે, આપ આજ્ઞા આપો તો વિલંબ વિના સ્વશ્રેય સાધું.'

ગુરૂની અનુજ્ઞા લઈ અવંતિ સુકુમાલમુનિ અણુસણ સ્વીકારી શ્મશાનમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા.

શ્મશાનમાં શિયાળોના અવાજ ચારે બાજુ કાન બ્હેરા

કરતા હતા, પણ મુનિના કાનમાં તો તેજ નલિનીગુલ્મની પંક્તિઓ ગાજતી હતી. ભલભલાને વિહ્વલ બનાવે તેવાં હાડપિંજરો સામે ઉભાં હતાં, છતાં અવંતિ સુકુમાલનું ચિત્ત તો શુભધ્યાનમાં નિશ્ચલ હતું. બરાબર પહોર રાત્રિ થઇ ત્યાં એક ભુખી શિયાળ બચ્ચાંઓ સાથે આવી અને પગ કરડવા લાગી. પહોર સુધી પગના ચુંથેચુથા કરી નાંખ્યા. આ પછી સાથળ પેટ બધું તેણે કરડયું, પણ મુનિ તો ધ્યાનમાં નિશ્ચલ રહ્યા અને ધ્યાન દશામાં સ્વર્ગે પહોંચ્યા.

સવાર થયું, ભદ્રામાતા અને પત્ની અવંતિ સુકુમાલ મુનિના દર્શન માટે શ્મશાનમાં ગયાં, પણ ત્યાં તેમને ન દેખ્યા એટલે ગુરૂને પુછયું, ગુરૂએ રાત્રિનો બધો વૃત્તાન્ત કહ્યો અને કહ્યું કે તમારો પુત્ર નલિની ગુલ્મમાંથી આવ્યો હતો અને નલિનીગુલ્મમાં ગયો.

બે ફાટ રડતી સ્ત્રીઓ અને માતાએ તેના કલેવરને આંસુથી ભીંજાવ્યું, તેની ઉર્ધ્વક્રિયા ક્ષિપ્રા નદીના કાંઠે કરી. એક સ્ત્રી કે જે ગર્ભિણી હતી તેને છોડી બધાએ દીક્ષા લીધી.

અવંતિ સુકુમાલની તે સ્ત્રીએ પુત્રનો જન્મ આપ્યો, તેણે પિતાની યાદગિરિ નિમિત્તે તે ક્ષિપ્રા નદીના તટે ઉંચું મહા મંદિર બંધાવ્યું અને આજે પણ તે ઉભું ઉભું મુનિસ્વાધ્યાયના શ્રવણથી સ્વશ્રેય સાધનાર અવંતિ સુકુમાલની સ્મૃતિ કરાવી રહ્યું છે.

(શ્રાદ્ધદિનકૃત્ય)

---

# ૧૧

# સાચી માતા

## યા ને

# મુનિ અરણિક.

## ( ૧ )

તગરા નગરીના વ્યવહારી દત્ત અને તેની સ્ત્રી ભદ્રાને એકનો એક પુત્ર **અર્હન્નક–અરણિક** હતો.

દત્ત અને ભદ્રાએ એકવાર અરિહંત ભગવાનની વાણી સાંભળી અને તેમને બન્નેને વૈરાગ્ય જાગ્યો. બન્ને દંપતી સંસાર છોડવા તૈયાર હતાં, પણ નાના બાળક અરણિકનું શું કરવું તે વિચાર તેમને મુંઝવતો હતો. ઘડીક કોઈને ધન સંપત્તિ સાથે પુત્રને સોંપી દીક્ષા લેવાનો તે વિચાર કરતાં તો ઘડીક તે મોટો થાય ત્યારબાદ દીક્ષા લેવાના વિચાર ઉપર આવતાં.

બિલાડીને દુધ સોંપીએ તો કેટલો વખત સચવાય, તેમ ધનસંપત્તિ સાથે નાના બાળકને સોંપીએ તો સાચવનાર બાળકને સાચવશે કે સંપત્તિને ઉઠાવશે તે આશયે સોંપવાના વિચારમાં મંદ પડતાં. સાથે સાથે એ પણ વિચાર કરતાં કે માનવ માત્ર નસીબ સાથે લઈને આવે છે, તેના નસીબમાં સંપત્તિ હશે તો રહેશે અને જવી હશે તો જશે. માબાપ સંસારમાં હોય તોય કેઠ સુધી થોડુંજ બાળકને સાચવી

શકે છે. આપણે શા માટે સંસારમાં રોકાવું ? આયુષ્યનો ભરોંસો થોડો જ આપણને છે કે છોકરો મોટો થશે ત્યાં સુધી જીવશું ?

આમ ઉલટા સુલટા વિચારો બાદ બન્ને એક જ વિચાર ઉપર આવ્યાં કે આપણે દીક્ષા લઈએ અને બાળક પણ દીક્ષા લે. જેથી તેના તરફના ધ્યાનથી આપણા સંયમમાં પણ ખેદ ન થાય

( ૨ )

દત્ત, અર્હન્નક અને ભદ્રા ત્રણેએ દીક્ષા લીધી. ભદ્રા સાધ્વીઓ સાથે વિચરવા લાગ્યાં અને દત્ત તથા અર્હન્નક સુવિહિત આચાર્યના સમુદાય સાથે શ્રમણપણામાં જીવન પસાર કરવા લાગ્યા.

અરણિક સાધુ બન્યો છતાં તેને પિતા મુનિની શિતળ છાયામાં કાંઈપણ અકારૂં ન લાગ્યું. દત્તમુનિએ સંયમ લીધું પણ પુત્ર ઉપરનો રાગ હોવાથી તેની સારસંભાળમાંથી તેમનું ચિત્ત ખસ્યું નહિ. રખેને અરણિકને કાંઈપણ દુઃખ ન પડે તેની તે બહુ કાળજી રાખતા. ટાઢ તડકો બધામાં તે રખેને દુઃખી ન થાય. તેનું ધ્યાન રાખતા અને ગોચરી વિગેરે બધાં કાર્યો કરવાનાં તે કરી આપતા. સાથેના સાધુઓ 'બાળસાધુને શા માટે ભિક્ષા માટે મોકલતા નથી ?' તેમ કહેતા તો તે કહેતા કે 'ઘણા દિવસ છે શીખશે'

સમય જતાં ઉનાળામાં દત્તમુનિ કાળધર્મ પામ્યા, ગોચરીનો બોજો અરણિકને માથે આવ્યો. બે ચાર દિવસ તો સાથેના

સાધુઓ ગોચરી લઇ આવ્યા, પણ પછી અરણિકને ફરજીયાત ગોચરી માટે નીકળવું પડયું.

બરાબર બાર વાગ્યાનો સમય હતો, ભૂમિ ધોમધખતી હતી, ઉઘાડે પગે ઉઘાડે માથે યુવાનીમાં પ્રવેશતો રૂપરૂપનો અંબાર યુવાન અરણિક મુનિ પાત્રાની ઝોળી લઇ બીજા સાધુઓ સાથે ભિક્ષા માટે નીકળ્યો. ભિક્ષા કેમ માગવી અને તે કઇ રીતે મળશે, આ બધા વિચાર વમળોમાં ગુંચ-વાતો તે વસતિ બહાર નીકળ્યો, પણ અંગારા વરસાવતી ગ્રીષ્મ ઋતુએ ડગલે ડગલે તેને થોભાવ્યો, સાથેના સાધુઓ તો તડકાથી ટેવાઇ ગયેલા હોવાથી ઝપાટાબંધ આગળ નીકળી ગયા. અરણિક એકલો પડયો.

થોડું તડકામાં તો થોડું છાપરાની છાયા નીચે ચાલી અરણિક આગળ વધ્યો ત્યાં તો તેનું ગળું સુકાવા લાગ્યું, પગ દાઝવા લાગ્યા અને માથું તપવા લાગ્યું. તેવામાં તેણે સામે એક હવેલીના છજાનો છાંયડો દીઠો, ઉતાવળો ઉતા-વળો ચાલી અરણિક છજા નીચે આવી ઉભો રહ્યો.

અરણિકના હૃદયમાં અનેક વિચારધારા ચાલી. પિતા શિરછત્ર કહેવાય છે તેનો સાચો ખ્યાલ અને સંસારમાં જીવન નૌકા ચલાવવી કેટલી કપરી છે એ બધું તેને અનુ-ભવાવા લાગ્યું.

સમય જતો હતો તેમ તડકો વધતો હતો, ભૂમિ વધુ ધીખતી હતી. અરણિક આગળ વધવાનું મન કરે છે પણ તડકાની ગરમી તેના પગને ઉપડવા દેતી નથી, ત્યાં એક દાસી આવી અને કહેવા લાગી કે 'મહારાજ! પધારો અંદર'

અરણિકે માન્યું કે ભાવુકનું ઘર હશે અને ભિક્ષા માટે બોલાવે છે.

અરણિક મકાનમાં દાખલ થયો ત્યાં મકાનની ધણિયાણી કે જેનો પતિ પરદેશ હતો તે યુવાન સ્ત્રી હાથ જોડી સામે ઉભી રહી અને મુનિ પોતાના મકાનમાં નહિ પણ જાણે પોતાના હૃદયમાં પ્રવેશતા હોય તેવું માની કહેવા લાગી 'આપને શાની જરૂર છે ?'

મુનિએ નીચું મુખ રાખી કહ્યું 'ભિક્ષા માટે હું નીકળ્યો છું ?'

દાસીને સંજ્ઞા કરી સુંદર લાડુ મંગાવ્યા અને સાધુના પાત્રામાં વહોરાવ્યા.

'મહારાજ ! તડકો ધખધખે છે. આપ ઉપાશ્રયે ક્યાં જશો ? પાસેના ખંડમાં બેસી આપ ગોચરી કરી લો. અહિં જગ્યાનો ટોટો નથી.'

તડકાથી કંટાળેલ મુનિ ભામિનીના ઘરના એક ખુણે બેસી ગોચરી કરવા વિચાર કરે છે ત્યાં ભામિની બોલી.

'મહારાજ ! આ નાની ઉંમરમાં તમે શા માટે વ્રત લીધું ?'

મુનિએ કહ્યું 'સુખ માટે ?'

તડકો, ટાઢ, ઘરઘર ભટકવું, મલિન વેષ આ બધું શું સુખ છે ? સુખ જોઇએ તે બધું અહિં મળશે ! અને આટલો વખત વ્રત પાળ્યું તેનું ફળ અહિં મારી સાથે રહી ભોગવો.

જુઓ આ ઘર, આ ઋદ્ધિ, આ પરિવાર. અને હું

બધું તમારૂં છે. આમ છતાં તમારૂં ચિત્ત સંયમમાંજ રમતું હોય તો ભુકતભોગી બની પછી ભલે સંયમમાં વિચરજો.

આ યુવાન વય! આ રૂપ! આં લાવણ્ય! બધું શાં માટે અકાળે વેડફો છો.

ભામિનીની કોયલ ટહુકતી વાણી અને તેના હાવભાવે અરણિકના ચિત્તને ક્ષુબ્ધ કર્યું અને ને તેનામાં લપટાયા.

( ૩ )

કલાક વીત્યો બે કલાક વીત્યા અરહન્નક ઉપાશ્રયે ન આવ્યો. આથી સાધુઓએ ઠેર ઠેર તપાસ કરી તો પણ અરણિક મુનિનો પત્તો ન લાગ્યો.

છેવટે અરણિક વહોરવા ગયા હતા પણ ત્યાંથી પાછા નથી ફર્યા તે સમાચાર અરણિક મુનિની માતા ભદ્રા સાધ્વીને પહોંચ્યા.

એકના એક પુત્રને લાડે કોડે ઉછેરી વૈરાગ્યવાસિત અંતઃ-કરણે દીક્ષા લીધેલ ભદ્રાએ 'કોનો પુત્ર! અને કોનો ભાઇ!' આ બધું ઘણું વિચાર્યું છતા ચિત્ત ઠેકાણે ન રહ્યું.

તેણે ઠેકાણે ઠેકાણે પુછ પરછ કરી પણ કોઈકે 'મુનિ અહિં નીકળ્યા હતા પણ કયાં ગયા તેની ખબર નથી' તો કોઈકે 'તડકે દાઝતા તૃષાથી તલસતા મેં ઉભેલા જોયા હતા. પણ પછી એ આગળ વધી કયે રસ્તે ગયા તેની ખબર નથી.' એમ કહ્યું.

સાધ્વી ઉપાશ્રયે આવી. તેના આગળ આખો પૂર્વ ચિતાર ખડો થયો. 'પુત્રના અને અમારા સુખ માટે સાથે દીક્ષા લીધી.

પુત્રને શું સંયમ આકરૂં લાગ્યું હશે? અને દીક્ષા છોડી ચાલ્યો ગયો હશે? ના, ના. ખાનદાન કુળનો મારો પુત્ર દીક્ષા છોડે? તે કેમ બને? સંસારથી અજાણ્યા એવા એને શું કોઇ ભામિનીએ ભોળવ્યો હશે? હે અરણિક! તેં કુળ લજાવ્યું અને દીક્ષા છોડી? અમારા ધારેલા તારા આત્માના ઉદ્ધારને બદલે તેં તારી જાતને પતનના માર્ગે વાળી.

અરણિકના અધઃપાતમાં દોષિત હું કે અરણિક? એ તો બિચારો બાળક હતો! મેં એનું હૃદય ન પારખ્યું યુવાનીનો વિચાર ન કર્યો. માતા થઈ મેં પુત્રને સંયમ વિઘાતક બનાવી ભવોભવ રખડાવ્યો. એનું શું થશે? સંસારમાં કેટલા ભવો સંયમવિરાધક બની કાઢશે? અને હું પણ શું સંયમ વિરાધક નહિ? અરણિક! અરણિક! તેં આ શું કર્યું. આ વિચારમાં ભદ્રા સાધ્વી ધીમે ધીમે ભાન ભૂલ્યાં.

શેરીએ, બજારે અને ચૌટે ઓ અરણિક! ઓ અરણિક! કરતાં ભદ્રાસાધ્વી ઘૂમે છે. છોકરાંનાં અને લોકોનાં ટોળેટોળાં પાછળ છે. જે મળે તેને પુછે છે કે ભાઇ 'કોણે દીઠો રે મારો અરણીયો' યુવાન, નાનો, રૂપાળો સાધુ અરણિક હતો તેને તમે દેખ્યો છે? કોઇ હસે છે તો કોઇ આઘા ખસે છે

ગામમાં કોઇ સાધ્વીને જોઇ સંસારની વિચિત્રતા, તો કોઇ માબાપ સમજ્યા વિના નાના બાળકોને દીક્ષા આપે તો શું બને તેવી ધર્મ નિન્દા કરે છે પણ સાધ્વી તો ઓ અરણિક! ઓ અરણિક! કરતી બુમો પાડે છે. ઘરેઘરની બારીઓ ગોખો અને ઓરડાઓ સામે નજર નાંખે છે અને અરણિક જેવી

આકૃતિ દેખાય તો દોડતી જઇ જુવે છે અને તે અરણિક ન નીકળે એટલે તે ભોંઠી પડી પછડાય છે.

એકવાર ગોખે ભામિની અને અરણિક બન્ને આનંદમાં બેઠયાં છે, ત્યાં લોકોના ટોળાં સાથે અરણિક ! અરણિક ! કરતી સાધ્વીને અરણિકે દેખી, અરણિકની આંખ સ્થિર થતાં અને ક્ષણમાં શોકમગ્ન થતાં ભામિનીએ તેને કહ્યું 'ચાલો અંદર, આમાં શું જોવાનું છે ?' અરણિકની દૃષ્ટિ સ્થિર થઇ, તેણે માતાને ઓળખી. કે તુર્ત સડસડાટ કરતો નિસરણી ઉતર્યો.

ભામિની તેની પાછળ દોડી 'કયા જાઓ છો ? કયાં જાઓ છો ?' તે બોલતી રહી અને અરણિક ઉઘાડે પગે ઉઘાડે માથે ટોળાની વચ્ચે બુમો પાડતી લોકોની દૃષ્ટિએ ગાંડી ગણાતી સાધ્વીને ચરણે જઇ પડયો અને કહેવા લાગ્યો 'આ રહ્યો માતા હું તમારો કુળને લજાવનાર, સંયમ ભ્રષ્ટ કરનાર પાપી અરણિક !'

'પુત્ર ! આ તેં શું કર્યું ?'

'પૂ. આર્યે ! મેં કાંઇ નથી કર્યું, પાપી વિષય વાસનાએ મને પછાડ આપી છે, તેણે મને ભાન સાન ભૂલાવી. કુળની મર્યાદા ભૂલાવી અને હું અંધ બન્યો. તમારી સામે ઉભા રહેતાં પણ મને લજ્જા આવે છે.'

'વત્સ ! તુજ ન ઘટેરે ચારિત્રથી ચુકવું,
જેહથી શિવ સુખ સારો જી.'

'પુત્ર ! ઉપાશ્રયે ચાલ અને સંયમ ફરી સ્વીકાર.'

'માતા ! સંયમ વિના સિદ્ધિ નથી પણ સંયમ તો ખાંડાની ધાર છે, તેના પરિસહ મારાથી સહ્યા જાય તેવા નથી.'

'પણ સંયમ વિના ઉદ્ધાર છે ખરો ?'

'ના, માતા મારા જેવા સંયમ ચૂકેલાનો તો કોઇ રીતે ઉદ્ધાર નથી. તું કહે તો અણુશણ સ્વીકારૂં, પણ રોજે રોજના પરિસહ સહેવા તે તો ચિત્તવૃત્તિની અતિસ્થિરતા વિનાના મારા જેવા માટે ઘણા કઠિન છે.'

'તો શું અણુશણ સહેલું છે ?'

'માતા ! ભલે અણુશણ સહેલું ન હોય પણ હું સંયમ ભ્રષ્ટ બનેલો લોકોની આંગળીએ આ અરણિક ! જેણે સંયમ છોડયું હતું તેવો ચિંધાઉં તેના કરતાં અણુશણ લઈ થોડા વખતમાં હું મારા ઉગ્ર પાપનો નાશ કરૂં તો કેમ ?

સાધ્વીને સંસારિક પુત્રમોહ ન હતો, તેને તો મારો પુત્ર સંયમ લઇ વિરાધી ભવોભવ રખડે તેનું દુઃખ હતું તેથી કહ્યું 'ભલે પુત્ર ! અણુશણ લઇ સ્વશ્રેય સાધ.'

અરણિક ઉપાશ્રયે પાછો ફર્યો, શરમાયો અને ફરી ગુરૂ પાસે ચારિત્ર લઈ તેણે અણુશણ સ્વીકાર્યું

કર્મ રાજાએ જે હથીયારથી અરણિકને પાછો વાળ્યો હતો તે હથિયાર સામે પૂર્ણ તૈયારીથી અરણિક ઝઝુમ્યો. અને તેમાં તે સફળ નીવડયો તડકાથી ધખધખતી શિલા ઉપરજ તેણે અણુશણ સ્વીકાર્યું.

તડકાને પડવો હોય તેટલો પડવા દીધો. શરીરમાંથી પરસેવાના રેલેરેલા નીકળ્યા. ચામડી તુટી. લોહીના રેલા

નીકળ્યાં અને ત્યારપછી હાડ માંસ બધાં બહાર નીકળ્યાં છતાં અરણિક સ્થિર રહ્યા અને દેહ પાડી દેવલોકે સંચર્યા.

સાધ્વી માતાએ સાંભર્યું કે પોતાનો પુત્ર અરણિક અણુશણ કરી સ્વર્ગે સિધાવ્યો. પુત્ર કાજે શેરીએ શેરીએ ઘુમનારાં ભદ્રા સાધ્વી આ સાંભળી નિરાંત પામ્યાં અને જેના સુખ માટે તલસતાં હતાં તે પુત્રે સુખ મેળવ્યું તેનો તેમને આનંદ થયો.

અરણિક મુનિવરે આમ વિનય, પરિસહ સહન અને લજ્જા આ ત્રણ ગુણોનો આદર્શ જગત્ સમક્ષ રજુ કર્યો તેમજ ભદ્રામાતાએ કલંકિત જીવનથી પુત્રને ઉગારી હસતે મુખે અણુશણ સ્વીકારવા અનુમતિ આપી સાચી માતાનો આદર્શ જગત્ આગળ પુરો પાડયો. અને ભદ્રામાતા અને અરણિક મુનિવર બન્ને ઉપદેશમાળા, ઉત્તરાધ્યયન, ઋષિ-મંડળવૃત્તિ વિગેરે અનેક ગ્રંથોમાં ગવાયા.

(૪)

આજે તો અરણિક મુનિવર કે ભદ્રામાતા નથી પણ હજારો ભક્તવર્ગને મુખે તે બન્નેનાં નામ સજ્ઝાયદ્વારા રટન પામતાં તે બન્ને જગત્માં પોતાના ગુણોત્કીર્તનથી અમર છે. આપણે પણ તેમનું ગુણોત્કીર્તન કરીએ.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશો જી;
પાય અડવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશો જી.

મુખ કરમાણું રે માલતી ફૂલ જ્યું, ઉભો ગોખની હેઠો જી;
ખરે બપોરે રે દીઠો એકલો, મોહી માનિની દીઠો જી.

વચણ રંગીલે રે નયણે વિંધીયો ઋષિ થંભ્યો તેણે ઠાણો જી;
દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણો જી.

પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારો જી;
નવ જોવન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારો જી.

ચંદ્રાવદનીયે ચારિત્રથી ચુકવ્યો, સુખ વિલસે દિન રાતો જી;
બેઠો ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતો જી

અરણિક અરણિક કરતી મા ફિરે, ગલિયે ગલિયે બજારો જી;
કહો કેણે દીઠો રે મ્હારો અરણીઓ, પૂંછે લોક હજારો જી.

હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાંડાની ધારો જી;
ધિગ ધિગ વિષયા રે માહરા જીવને, મેં કીધો અવિચારો જી.

ગોખથી ઉતરી રે જનનીને પાય પડયો,
મનશું લાજ્યો અપારો જી;
વત્સ તુજ ન ઘટે રે ચારિત્રથી ચુકવું,
જેહથી શિવસુખ સારો જી.

એમ સમજાવી રે પાછો વાળીયો, આણ્યો ગુરુની પાસે જી;
સતગુરુ દીયે રે શીખ ભલી પરે, વૈરાગે મન વાસો જી.

અગ્નિ ધિખંતી રે શિલ્લા ઉપરે, અરણિકે અણશણ કીધું જી;
રૂપવિજય કહે ધન્ય તે મુનિવરૂ, જેણે મનવંછિત લીધું જી.



## ૧૨

# કાચા સુતરનું બંધન

### યાને

# આર્દ્રકુંમાર

### ( ૧ )

આર્દ્રક દેશ એટલે હાલ જ્યાં કાબુલ છે ત્યાં આર્દ્રક રાજા રાજ્ય કરતા હતા. આ રાજાને **આર્દ્રકકુમાર** નામનો ગુણવાન પુત્ર હતો.

એક વખત આર્દ્રક રાજાની રાજસભામાં રાજગૃહીથી શ્રેણિક રાજાના મંત્રીઓ આવ્યા અને આર્દ્રક રાજા આગળ પગે લાગી શ્રેણિક રાજાએ મોકલેલી કેટલીક કિંમતી ભેટો ધરી કહેવા લાગ્યા 'રાજન્? નથી જોયા આપને અમારા રાજવીએ કે નથી જોયા આપે અમારા રાજવીને છતાં તમારો પરસ્પરનો પ્રેમ અપૂર્વ છે. અમારા દેશની સારી સારી વસ્તુઓ મોકલવા અમારા રાજવી હંમેશાં ઝંખે છે અને કોઇપણ સારી વસ્તુઓનો ઉપભોગ કરતા પહેલાં તે આપને યાદ કરે છે.'

આર્દ્રક રાજાને શ્રેણિકની આ પ્રીતિમાટે માન ઉપજ્યું તેણે મંત્રીઓનો સારો સત્કાર કર્યો. અને કહ્યું

'શ્રેણિક જેવા રાજવીની મિત્રતાને હું મારૂં પરમ ભાગ્ય માનું છું. હું તમોને મારા દેશની આ કેટલીક ઉત્તમ વસ્તુઓ આપું છું તે મારા મિત્રને આપશો.'

રાજસભામાં બેઠેલા આર્દ્રકુમારે તુર્ત મંત્રિઓને પુછયું 'મંત્રિવર! તમારા રાજાના પુત્રનું નામ શું?'

તેમણે કહ્યું 'અમારા શ્રેણિક મહારાજાના મોટા પુત્ર અભયકુમાર છે. તે મહાન બુદ્ધિશાળી છે. રાજ્યના પાંચસો મંત્રીઓમાં તે મૂખ્ય મંત્રીનું કાર્ય સંભાળે છે.'

'પિતા શ્રેણિક રાજાના મિત્ર છે તેમ હું અભયકુમારનો મિત્ર બનું છું. તમે હું મોકલું તે ભેટો તેમને મારા વતી આપજો.' આમ કહી તેણે પણ કેટલીક કિંમતી વસ્તુઓ અભય કુમારને આપવા મંત્રીઓને આપી.

મંત્રીઓએ આર્દ્રક રાજાની ભેટો શ્રેણિકને અને આર્દ્રકકુમારની ભેટો અભયકુમારને આપી.

( ૨ )

અભયકુમાર બુદ્ધિનિધાન અને વૈરાગ્યવાસિત અંતઃકરણનો હતો. તેને થયું કે આર્દ્રકુમાર મારો મિત્ર બન્યો. તો મારે મિત્ર તરીકે તેને હિતમાર્ગમાં જોડવો જોઈએ. અને સાચું હિત એ તો ધર્મમાં જોડવું તે છે. તેણે ભેટ મોકલવાની જુદી જુદી વસ્તુઓના વિચાર ઘણા કર્યા પણ તે બધા પડતા મુકી વીતરાગ પરમાત્માની એક સુંદર પ્રતિમા બનાવી સરસ પેટીમાં બંધ કરી ફરી મંત્રીઓ પિતાની ભેટો આપવા જતા હતા તેમને આપી અને કહ્યું કે 'આર્દ્રકુમારને કહેજો કે આ ભેટ તમે ખાનગીમાં જો જો.'

શ્રેણિકના મંત્રીઓ ફરી આર્દ્રક દેશ ગયા. શ્રેણિકની ભેટો આર્દ્રક રાજાને આપી અને અભયકુમારની પેટી આર્દ્રકુમારને આપતાં કહ્યું કે 'તમારા મિત્રે તમોને તેમણે મોકલેલી ભેટ ખાનગીમાં પેટી ઉઘાડી જોવાની કહી છે'

આર્દ્રકુમાર પોતાના આવાસે આવ્યો બારણા બંધ કર્યાં અને પેટી ઉઘાડતા પહેલાં તેણે અનેક તર્ક વિતર્ક કર્યા. 'પેટીમાં એવું શું હશે કે મિત્રે મને ખાનગીમાં જોવાનું કહ્યું! શું કોઇ ભારતના ઋષિ મુનિની અપ્રાપ્ય પ્રસાદી હશે? અથવા તો ભારત સમૃદ્ધ દેશ ગણાય છે તો તેનું કોઇ અણમોઘું આભરણ કે કોઇ સુંદર ફળ હશે કે જે બીજાને ન આપી શકાય તેવું. મને કોઇ ન જાણે તેમ મોકલી ખાનગીમાં લેવાનું કહ્યું?'

તેણે પેટી ઉઘાડી-તો અંદરથી ઝળહળતી ભગવાનની પ્રતિમા નીકળી. આ પ્રતિમા જોઇ આર્દ્રકુમારને કાંઇ ખબર ન પડી. તેણે માનવની આંકૃતિવાળા આ સુવર્ણને આભુષણ માન્યું અને વિચાર્યું કે 'આને ભારતવાસીઓ ગળામાં બાંધતા હશે કે કયાં પહેરતા હશે? છે તો સુવર્ણ. સુવર્ણનો ઘરેણા તરીકે ઉપયોગ બધે થાય છે તે વાત પ્રસિદ્ધ છે, આવું ઘરેણું અમારે ત્યાં તો નથી. હું મિત્રની ભેટનો કઇ રીતે ઉપયોગ કરૂં? લાવ મંત્રીઓને પુછું કે આ ઘરેણું કયાં પહેરાય! પણ મિત્રે કોઇને જણાવવાની ના પાડી છે. અને તેમનાથી પણ ગુપ્ત રીતે આ મોકલ્યું હોય તો મારે શા માટે જાહેર કરવું?' આર્દ્રકુમારે ધારી ધારી પ્રતિમાને હેરવી ફેરવી જેમ જેમ તે સંબંધી વિચાર કરતો ગયો તેમ તેમ તેનું મગજ ઘેરાતું ગયું અને થોડીવારે ભાન ભૂલી મૂર્ચ્છિત થઇ પડ્યો. આ મૂર્છા તેને ચિંતવનમાંથી થયેલ જાતિસ્મરણ જ્ઞાન થયું તેની હતી.

( ૩ )

ઓરડો બંધ હતો પવનની લહેરોએ થોડીવારે તેની

મૂર્છા વળી એટલે તે બેઠો થયો અને મનમાં બોલ્યો. 'અભય! તું મારો સાચો મિત્ર! મિત્રનું તેં સાચું હિત પારખ્યું. આ તો જિનેશ્વર પરમાત્માનું તરણ તારણ પ્રતિબિંબ છે. "હું પૂર્વભવમાં મગધદેશના વસંતપુર ગામમાં **સામયિક** નામે ખેડૂત હતો. મારે **બંધુમતી** નામે સ્ત્રી હતી. સંસારથી એક વખત અમને ઉદ્વેગ જાગ્યો અને અમે બન્નેએ ધર્મઘોષસૂરિ પાસે દીક્ષા લીધી.

બંધુમતી સાધ્વીઓ સાથે વિચરવા લાગી અને હું ધર્મઘોષસૂરિ સાથે વિચરવા લાગ્યો.

વિહાર કરતાં કરતાં અમારો એકબીજાનો ભેટો થયો. મારી નજર અને બંધુમતીની નજર એક થઇ. પણ તુર્ત બંધુમતીએ નજર નીચી ઢાળી. તેની આંખમાં શરમ વૈરાગ્યનું તેજ અને દૃઢતાનું ખમીર હતું. તે તુર્ત ચાલી ગઇ. પણ હું કામથી ઘવાયો. મને મારો ગૃહવાસ સાંભર્યો. મને બંધુમતીને ફરી ભોગવવાની તાલાવેલી લાગી. હું તપત્યાગ ભૂલ્યો અને ફરી ગૃહવાસ સ્વીકારવા તૈયાર થયો.

આ બધી વાત બંધુમતીએ જાણી. તેને થયું કે 'લાવ હું જાઉં અને એકવાર તેમને સમજાવું કે ચિંતામણિ રત્ન જેવું આ ચારિત્ર શા માટે ફેંકી દો છો? વમેલ અન્ન સરખી ત્યજેલ મને ભોગવવાની ભાવનાને ભાવી શા માટે અધોપાત કરો છો? ત્યાગ તપથી શુદ્ધ થયેલ કાયાને પાપ પંકથી શા માટે ખરડી મેલા બનો છો?

મદિરા માણસને ગાંડો બનાવે છે તેમ વિષય પણ માણસને ગાંડો બનાવે છે. વિષયીને થોડું જ હિતાહિતનું ભાન હોય છે અને સમજ હોય છે? હું તેમને જે કહીશ તે

બધું રાખમાં ઘી નાંખ્યા બરાબર છે. લુખી રાખ ઘી નાંખવાથી ચીકણી નહિજ બને તેમ તે સંયમથી ચૂકેલા વિષયથી ઘેરાયેલ મારા વચનથી તે પાછા નહિ વળે. આ મારૂં દર્શનજ તેમને ત્યાગમાં અંતરાયરૂપ નીવડયું. હું સદા માટે તેમને કઇ રીતે આદર્શનીય બનું ? હું જ્યાં જઈશ ત્યાં ભ્રમર જેમ ફુલ પાછળ ધુમે તેમ ધુમ્યા કરશે. તે તેમની જાતને વગોવશે! મને વગોવશે! અને જૈન શાસનને વગોવશે. શું કરૂં ? કયાં જાઉં ?' આં બધા વિચારોથી ઘેરાયેલ બંધુમતી સાધ્વીએ અનશન કરી દેહત્યાગ કર્યો.

બંધુમતી સાધ્વી પરલોકે સંચરી અને તે પણ કેવળ મારા માટે આ વાત મેં—સામાયિકે સાંભળી એટલે ભુંડાથી જેમ ભુન્દ ભાગે તેમ મારા હૃદયમાંથી કામ નાઠયો. મારૂં શરીર થર થર ધ્રુજવા લાગ્યું. 'અરે મેં પાપીએ બંધુમતીનો જીવ લીધો અને તેણે મારી સંયમરક્ષા ખાતર જીવ દીધો.'

'બંધુમતિ! તેં સાચું સતીવ્રત જાળવ્યું અને પાળ્યું. સતીઓ મરેલા પતી પાછળ મરે છે પણ તેં તો સંયમથી મરેલા મારી પાછળ પ્રાણ આપી મને સજીવન કર્યો. પણ બંધુમતિ! તારા સરખી સાધ્વીની હત્યા કરાવનાર હું કયાં છૂટીશ. હું મહાપાપી! નિર્દય! વિષયી! સાધ્વીનો હત્યારો!'

મેં અન્ન પાણીનો ત્યાગ કર્યો અને સંયમ વિરાધ્યું તેના પ્રતાપે હું મરી અનાર્ય દેશમાં ઉત્પન્ન થયો."

ત્યારબાદ આર્દ્રકુમારે પ્રતિમાની પૂજા કરી. અને ફરી સંયમ લઇ શ્રેય સાધવાનો સંકલ્પ કર્યો.

(૪)

આર્દ્રકુમારનું હૃદય પલટાણું, હાવભાવ પલટાણા, જીવન-

વ્યવહાર પલટાણો. તે ભારતની ભૂમિમાં અભયકુમારને મળવા ઉત્કંઠિત બન્યો. તેણે પિતાને કહ્યું 'પિતાજી! આપને મિત્ર શ્રેણિક! તેમ મારે મિત્ર અભયકુમાર છે મારી તેને મળવાની ખુબ ઉત્કંઠા છે. મને એક વાર ભારતમાં જવાની રજા આપો.'

રાજાએ કહ્યું 'વત્સ તું જાણે છે કે તું અમારો એકનો એક પુત્ર છે. હું તને આંખથી અળગો કરી શકું તેમ નથી. તું અહિં રહી પરસ્પર ભેટ મોકલી પ્રીતિને વધાર. ચંદ્ર અને સાગર જુદા છતાં તેમની પ્રીતિ કેવી નિર્મળ છે. પ્રીતિની નિર્મળતા માટે પાસેજ રહેવું એવો કાંઇ નિયમ નથી.'

પિતાની આ વાત આર્દ્રકુમારને ન ગમી તે રાજા સમજી ગયો. પણ પુત્રને મોકલવો તેને પાલવે તેમ ન હતો તેથી મંત્રીઓને વિદાય આપી અને પાંચસો સુભટોને પુત્રનું ધ્યાન રાખવાની સૂચના આપી.

શરૂઆતમાં તો રાજાના મુકેલા રક્ષકોએ આર્દ્રકુમારની પુરેપુરી તકેદારી રાખી. આર્દ્રકુમાર જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેઓ તેમની પાછળ જતા અને જરાપણ કુમાર વિખુટો ન પડે તે બરાબર ધ્યાન રાખતા. પણ દીવસો જતાં કુમારે તેમને વિશ્વાસ બેસાડયો. તે તેમનાથી ઘોડા દોડાવતો કોઇક વાર વિખુટો પડી જતો તો કોઇક વાર હોડકાં તરાવતાં દુર નીકળી જતો, પણ પાછો આવી કોઇવાર કલાકે તો કોઇવાર બે કલાકે રક્ષકોને મળતો. આથી બધા રક્ષકો નિશ્ચિંત બન્યા.

આર્દ્રકુમારે હવે વિચાર્યું કે બે ત્રણ કલાકનું અંતર હવે મારે માટે પુરતું છે. એક વખત તે હોડીમાં બેઠા અને

ભારત તરફ તેને હંકારી; ભારતના કિનારે જ્યાં પગ મુકયો ત્યાં તેના હૃદયમાં અનેક વિચારો આવવા માંડયા. જે અભયકુમારને મળવાના તલસાટથી તેણે પોતાનો દેશ છોડયો હતો તે વાત તેને હવે બહુ મહત્ત્વની ન રહી.

એના મગજમાં એકજ વસ્તુ ઘુમવા લાગી કે 'મેં પૂર્વ ભવમાં સંયમ વિરાધ્યું અને હું મળેલો માનવ ભવ હારી ગયો. હું હવે આ ભવમાં શા માટે વિલંબ કરૂં? અહિં મને થોડાજ પિતા સંયમ ગ્રહણ કરતાં રોકે તેમ છે.' તેણે પ્રતિમા કોઇકને સોંપી અને તે સંયમ લેવા તૈયાર થયો ત્યાં આકાશમાંથી અવાજ આવ્યો 'કુમાર! સબુર સંયમની તારે વાર છે. હજુ તો તારે સંસારના લ્હાવા બાકી છે.'

કુમારે ચારે તરફ જોયું. કોઈ ન દેખાયું તેથી તેણે માન્યું કે મારી કાયરતા મને આવો અવાજ સંભળાવે છે. તુર્ત તેણે સ્વયંમેવ સાધુવેષ લીધો અને પૃથ્વી ઉપર વિહાર આરંભ્યો.

( ૫ )

'આ મારો વર!' 'આ મારો વર!' એમ કરતી ઝાડના થડને પકડતી ચાર પાંચ સહીયરો સાથે રમતી શ્રીમતીએ વસંતપુર નગરના ઉદ્યાનમાં કાઉસગ્ગ ધ્યાને રહેલ આર્દ્ર મુનિના પગને પકડયો કે તુર્ત આકાશમાં અવાજ થયો કે 'બાળા! વર તો તેં સારો પસંદ કર્યો' બાળાએ ઉંચું જોયું તો એક મુનિ. મુનિ કાઉસગ્ગ ધ્યાનમાં હતા. એમની ચક્ષુ બંધ હતી. શરીર સ્થિર હતું. બાળાએ હાથ લઇ લીધા. સખીઓ હસી પડી અને બોલી કે 'હવે તો તું આનેજ વરીશ ને?'

રમત રમતમાં બનેલ કેટલીક નજીવી વાતો ઘણાનાં જીવનનાં વ્હેણુ બદલે છે તેમ શ્રીમતીને આ વાત નાનીસુની ન લાગી. તેણે નિશ્ચય કર્યો કે જેને મેં બધા સમક્ષ કહ્યું કે 'આ મારો વર! તેજ હવે મારો વર હો.'

મુનિએ વિહાર કર્યો અને હવે આકાશવાણીની ઘોષણા 'સંયમની વાર છે!' તે તેમના હ્રુદયમાં ગુંજવા લાગી. 'શું હું સંયમથી ફરી ચૂકીશ? હું નિર્બળ બની ફરી મારો અધઃપાત નોંતરીશ?' 'ના, ના, કદાપિ ન બને' તેમણે આકરૂં દમન આરંભ્યું અને આકરૂં તપ તપવા માંડયું.

શ્રીમતીના પિતા ધનવાન શેઠ હતા. શ્રીમતી સુલક્ષણી ને રૂપ રૂપના અંબાર હતી. અનેક શ્રેષ્ઠિઓનાં માગાં આવ્યાં. પણ શ્રીમતીએ તો પિતાને કહ્યું કે 'પિતા મુખે બોલી જેને હું વરી તે મારો વર! અને આ ભવમાં તે મુનિ સિવાય બીજાને નહિ વરૂં.'

પિતાએ કહ્યું 'પુત્રિ! આ તો મુનિ! કંચન કામિનીના ત્યાગી.'

'પિતા આપ કહો છો તે બરાબર છે. પણ મને તેમના વિના બીજો કોઇ વિચારજ સુઝતો નથી.'

'પુત્રિ! માન કે તે ફરી અહિં આવે તો તું તેમને થોડીજ ઓળખી શકવાની છે?'

'પિતાજી! હું જરૂર ઓળખી શકીશ. તેમના પગે પદ્મ હતું તે મેં બરાબર નિહાળ્યું છે. પગ કે હાથની રેખા બધાના હાથમાં હોય છે પણ કોઇના હાથ કે પગ એક સરખા નથી.'

પિતાની અનુમતિથી દાનશાળાનું કામ શ્રીમતીએ સંભાળ્યું. હજારો યાચકો, અભ્યાગતો, સંતોને તેણે દાન આપ્યું. તેના પાદ નિરખ્યા પણ તે મુનિનો ચરણકમળ ન મળ્યો.

( ૬ )

તપઃકૃશ આર્દ્ર મુનિ ફરતા ફરતા તે વસંતપુરની બહાર રહેલ દાનશાળાએ આવ્યા. શ્રીમતીએ નીચું મુખ રાખી મુનિને પડિલાભ્યા અને પગ ઓળખતાં તેમની સામે નજર કરી. બન્નેની નજર સ્થિર થઈ. તપથી શુષ્ક બનેલી મુનિની આંખ સ્નેહાળ બની, સુકાઈ ગયેલી નસો ચેતનવંતી થઇ અને ઘણું ઘણું કાબુમાં રાખવા છતાં મન કાબુમાં ન રહ્યું. કેમકે પૂર્વભવનો બંધુમતીનો પ્યાર મરતાં મરતાં હૃદયથી ખસેડયો ન હતો. અ તે બંધુમતીમાંથી શ્રીમતી થયેલ શ્રેષ્ઠિપુત્રી સાથે તેમણે ઘરવાસ માંડી આકાશવાણીને દૈવીવાણી ગણી સાચી ઠેરવી.

શ્રીમતી સાથે સંસાર ભોગવતાં આર્દ્રકુમારને એક પુત્ર થયો, શ્રીમતીનો સ્નેહ પુત્ર તરફ વળ્યો. અને આર્દ્રકુમારને ફરી પાછો સંયમનો નાદ જાગ્યો. તેણે શ્રીમતીને કહ્યું 'શ્રીમતી! હું હવે સંયમ લઇશ !' તેણે તેમને ઘણું ઘણું સમજાવવા પ્રયત્ન કર્યો પણ તે બધા પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા.

શ્રીમતીને લાગ્યું કે હવે આર્દ્રકુમાર નહિ રહે તેથી તેણે રેંટીયાનો આશરો લીધો. રોજ રોજ સુતર કાંતવા માંડયું અને જીવનને સ્વાશ્રયી બનાવવા માંડયું.

શ્રીમતી અને આર્દ્રકુમાર બન્ને બેઠા છે તે વખતે પુત્રે માતાને પુછયું. 'માતા આ શા માટે કાંતે છે?' 'બેટા

તારા પિતા સંયમ લેવાના છે પછી આપણા આધાર માટે મારે કાંઇક તો મહેનત કરવી પડશે ને?'

'પિતાજી! તમારે જતા રહેવું છે હ્યો હવે શી રીતે જશો?' એમ કહી આર્દ્રકુમારને રેંટીયાથી કાંતેલા કાચા સુતરના દોરા લપેટતાં નાના બાળકે કહ્યું.

આર્દ્રકુમારે તેને છાતી સરસો દાબ્યો અને તેણે પોતાની આસપાસ લપેટેલા દોરા ગણ્યા તો બરાબર તે બાર દોરા હતા. દોરા હતા તો કાચા સુતરના પણ શૃંખલા કરતાં પણ તોડવા કઠણ હતા.

શૃંખલાનાં બંધનને તોડવા બળ બહાર આવે છે પણ આ પ્રેમતંતુ તો બળને ઉભુંજ થવા દેતું નથી. આથી તેણે ફરી બાર વર્ષ રહેવાનો નિર્ણય કર્યો.

આર્દ્રકુમાર બીજા બાર વર્ષ રહ્યા. શ્રીમતી પુત્ર અને સૌની અનુમતિ મેળવી ફરી સંયમ લીધું. અને વિહાર આરંભ્યો.

(૭)

પિતાના પાંચસો આરક્ષકો તેમને મળ્યા.

કુમારને ઓળખી તેમણે કહ્યું 'કુમાર! આજ સુધી તમે ક્યાં ગયા હતા? અમે તમારી ખુબ ખુબ શોધ કરી તમારો પત્તો ન લાગ્યો એટલે અમે જ્યાં ત્યાં રખડી ચોરી કરી જીવન વિતાવ્યું.'

ચોરોને આર્દ્રકુમારે પ્રતિબોધ આપ્યો અને શિષ્યો બનાવ્યા.

પાંચસો શિષ્યોથી પરિવરેલ આર્દ્રમુનિ ભગવાન મહાવીરને સમવસર્યા જાણી તેમના વંદન અર્થે નીકળ્યા. ત્યાં તેમને રસ્તામાં ગોશાલા સાથે વાદવિવાદ થયો. ગોશાલે આર્દ્ર

મુનિને કહ્યું 'મહાનુભાવ! પહેલાના વર્દ્ધમાન મહાવીર જુદા અને આ મહાવીર જુદા' પેલા મહાવીર તો તપસ્વી ત્યાગી નિસ્પરિગ્રહી. અને આ તો સોના હીરાના ગઢામાં બેસતા માનસન્માન સ્વીકારતા બીજા છે.'

ગોશાલક! છદ્મસ્થ મહાવીરને કર્મનો નાશ કરવા ઉપસર્ગ સહન કરવા પડતા હતા અને તે છદ્મસ્થ મટી વિતરાગ થતાં તીર્થંકર નામકર્મને લઇ આ ઋદ્ધિ તેમને ભોગવવી પડે છે મહાવીર તો તે અને આ એકજ છે.

આર્દ્ર મુનિ આગળ ચાલ્યા અને રાજગૃહી નજીક એક તાપસોના આશ્રમ પાસે આવ્યા. આ તાપસો હસ્તિ તાપસોના નામથી ઓળખાતા હતા. તેમની માન્યતા એવી હતી કે જીવનવ્યવહારમાં વપરાતા પદાર્થ માત્રમાં જીવ હોય છે. આવા ઘણા જીવો માર્યા કરતાં એક મોટા હાથી જેવા જીવને મારી ઘણા દીવસ સુધી ભોજન નિર્વાહ કરીએ તો ઓછું પાપ લાગે. આથી તેઓ હાથીને મારતા અને તેના માંસ ઉપર નિર્વાહ ચલાવતા. લોકો હાથી ઉપર જીવનારા આ તાપસોને હસ્તિતાપસ કહી બોલાવતા. મુનિ પરિવાર સાથે હસ્તિ તાપસ આશ્રમમાં પેઠયા કે તુર્ત દૃઢ બંધને બાંધેલો હાથી બંધન તોડી મુનિને પગે લાગી નાઠયો. આ વાત શ્રેણિક અને અભયકુમારે જાણી તે તાપસ આશ્રમે આવ્યા અને મુનિને પગે લાગી કહ્યું 'મહારાજ! હાથી આપને જોતાં બંધન તોડી કેમ નાઠયો?

મુનિએ કહ્યું 'રાજન્! આ બંધનનું શું ગજું છે માણસમાં ભકિત કે ધર્મનો થનથનાટ જાગે છે ત્યારે તેને આકરાં ગણાતાં બંધનો સામાન્ય થઇ જાય છે. આ હાથીએ

અમને જોયા અને તેના હૃદયમાં ભકિત જાગતાં થનથનાટ ઉપજ્યો ને આ બંધન. તેણે તોડી નાંખ્યાં. પણ

**न दुक्करं वारणपासमोअणं गयस्स मत्तस्स वणंमि रायं**
**जहाउ अक्का वलिएण तंतुणो, तं दुक्करं मे पडिहायमोअणं**

'હે રાજા હાથીનું બંધન તોડવું એટલું દુષ્કર નથી તેટલું કાચા સુતરના તાંતણાથી મુંકાવું મને દુષ્કર થઇ પડયું હતું.

ધર્મ અને ભકિતનો થનથનાટ હૃદયમાં જાગે ત્યારે રાજઋદ્ધિ સહેજે છોડી શકાય છે. વૈભવ તજી શકાય છે મહાબંધનો તોડી શકાય છે પણ પ્રેમતંતુના કાચા તાંતણા સરખાં ગણાતાં રાગબંધનો માણસને બહુ આંચકે પણ તુટી શકતાં નથી.'

અભયકુમારે પુછયું 'ભગવાન્! આ કઇ રીતે ?' 'કુમાર! આ બધો પ્રતાપ તમારો અને તમે મોકલેલ ભગવંતની પ્રતિમાનો છે. તમે મને-આર્દ્રકુમારને ભગવંતની પ્રતિમા મોકલી. મેં દીક્ષા લીધી. દીક્ષા છોડી, ગૃહવાસ સ્વીકાર્યો, પુત્ર થયો, બાર વર્ષ વધુ તેના કાચા સુતરના તાંતણે બંધાઇ રહ્યો કુમાર! બીજાં બધાં બંધનો કરતાં રાગબંધન મહાબંધન છે, તે ભલભલાને ક્ષણમાં નીચા લાવી મુકે છે અને તેને તોડવાં તે ઘણાં કઠણ છે.'

આર્દ્રકુમાર ત્યારબાદ ભગવાન મહાવીર પાસે ગયા. તેમણે ભગવાન પાસે વિધિસર દીક્ષા લીધી. કેઇ માણસોને તાર્યા. તત્વવિમુખ થતા કંઇકને સમજાવી સાચે રાહે વાળ્યા અને સૂયગડાંગ સૂત્રમાં તેમનો ઉપદેશ અને જીવન ગુંથાયેલા આજે પણ આપણે નિહાળીએ છીએ.

:

# ૧૩

# સાચો ન્યાય

## યાને

# યશોવર્મનૃપકથા.

## (૧)

કલ્યાણુ કટકપુર નગરમાં **યશોવર્મા** રાજા રાજ્ય કરતો હતો. આ રાજા ન્યાય માટે ખુબ પંકાતો.

યશોવર્માનો મહેલ શહેર વચ્ચોવચ્ચ હતો. મહેલની આગળ તેણે મોટો ઘંટ બાંધ્યો હતો. આ ઘંટ રાજાની કીર્તિને સૂચવતો અને તેનો નાદ ન્યાયીપણાનો ગુંજારવ કરતો હતો. ગરીબ તવંગર સૌ કોઇ કાંઇપણ અન્યાય થાય ત્યારે આ ઘંટ વગાડતા. ઘંટનો અવાજ સાંભળતાં રાજા હાજર થતો અને બધી વાત સાંભળી સાચો ન્યાય. આપતો.

યશોવર્મા રાજાનો ન્યાય એટલે અદલ ઇન્સાફ. એમાં કોઇની ન ચાલે લાગવગ કે કોઇની ન ચાલે ચાલાકી. સાચો ન્યાય આપવા રાજા કેટલીએ વાર અંધારપછેડા ઓઢી ઘરે-ઘર ભટકતો અને કેટલાએ ધનના જોરે કે લાગવગના જોરે અન્યાય કરતા તે બધાને દંડ કરતો. આથી રાજાની પ્રશંસા ચારેકોર ફેલાઇ. તેમ જેને ન્યાય ન ગમે તે રાજાને છૂપા છૂપા નિંદતા પણ ખરા.

આ રાજાને એકનો એક પુત્ર હતો. તેનું નામ હતું **અતિદુર્દમ**. અને તેનું પરાક્રમ પણ અતિદુર્દમ.

( ૨ )

એક વખત અતિદુર્દમકુમાર ઘોડો દોડાવતો રાજમાર્ગમાંથી પસાર થાય છે, તેવામાં તેણે ચાર ડગલાં છેટે વચ્ચો વચ્ચ તુર્તની વીયાયેલી એક ગાય વાછરડા સાથે દેખી. કુમારે ઘોડાની લગામ ખેંચી ઘોડાને થોભાવવા પ્રયત્ન કર્યો પણ વેગમાં દોડતો ઘોડો અટકે તે પહેલાં તો તેનો પગ વાછરડા ઉપર પડયો અને વાછરડું તરફડવા લાગ્યું. કુમાર હેઠો ઉતર્યો વાછરડા ઉપર પાણી છંટાવ્યું. પણ કોમળ વાછરડું ન બચ્યું. ગાય ધમપછાડા નાંખવા લાગી. આંખમાંથી આંસુઓ સારવા લાગી. કુમારને પોતાના કૃત્ય માટે પસ્તાવો થયો પણ 'હવે શું થાય?' તેમ કહી તે રાજભવને ગયો.

ગાય તો પછાડા ખાય છે અને વાછરડાની આસપાસ ઘુમે છે. ઘડીક વાછરડાને સુંઘે છે તો ઘડીક શીંગડાં ભરાવી ચારે પગે ઉછળે છે. લોકોનું ટોળું આ બધું ઉભુ ઉભું જુએ છે તેવામાં પડખે ઉભેલા એકે ગાયને કહ્યુ, ' રાજા ન્યાયી છે. જા દરબારમાં અને માગ ન્યાય કે મારો વાછરડો રાજકુમારે મારી નાંખ્યો.'

( ૩ )

બપોરનો સમય હતો. રાજા રાજકાજથી પરવારી ભોજન ઉપર બેઠો ત્યાં એક બે ત્રણ ચાર ઉપરા ઉપરી ઘંટાના રણકાર સાંભળ્યા. રાજાએ લીધેલો કોળીઓ પાછો મુકયો હાથ ધોયા અને બહાર આવ્યો તો ઘંટના દોરડાને શીંગડાં ભરાવી ગાય ઢીંચાઢીંચ ઘંટના લોલકને પછાડતી હતી. રાજા બહાર આવ્યો ગાય પાસે ઉભો રહ્યો. ગાયે ઘંટ વગાડવો બંધ કર્યો.

રાજાએ કહ્યું ' ગોમાતા! તમારો અપરાધ કોણે કર્યો છે?' ગાય કાંઇ બોલી નહિ પણ શીંગડાંથી માર્ગ બતાવતી ચાલી.

ગાય આગળ અને રાજા પાછળ. રાજમાર્ગના લોકોનાં ટોળે-ટોળાં રાજાને અને ગાયને જોતાં રહ્યાં ત્યાં તો વાછરડાના મૃતક આગળ આવી ગાય ઉભી રહી

ઉભેલા લોકોના ટોળાને રાજાએ પુછ્યું 'આ ગાયના વાછરડાને કોણે માર્યો છે?'

કોઇ કાંઇ બોલ્યું નહિં?

બે ત્રણ ચાર વાગ્યા. પ્રધાનોએ રાજાને કહ્યું 'ભોજન કરી લો પછી આની તપાસ કરાવીએ છીએ'

રાજાએ કહ્યું 'ન્યાય પત્યા વિના ભોજન કેમ કરાય?'

સાંજ પડી રાજકુમાર પિતા પાસે આવ્યો. પગે પડયો અને કહ્યું 'પિતાજી? આ અપરાધ મારો છે. ઘોડો દોડાવતાં ગાયનું વાછરડું મારાથી હણાયું છે.'

રાજા વધુ ગંભીર અને ગમગીન બન્યો. કેમકે આજસુધીના ન્યાયની ખરી કસોટી હવે હતી.

સવાર પડયું. રાજસભા ભરી. વિદ્વાનોને બોલાવ્યા. અને રાજાએ કહ્યું 'વિદ્વાનો! આનો સાચો ન્યાય હોય તે કહો.'

વિદ્વાનોમાંથી એક બોલ્યો. 'રાજન! ન્યાય આપવો એ ઠીક છે પણ આપનો આ એકનો એક પુત્ર છે અને તે રાજ્યનો આધાર છે. આ બધો પણ વિચાર તો કરવો જ જોઇએ ને? રાજપુત્રને શું શિક્ષા?

વિદ્વાનો! આમ ન બોલો. મારો પુત્ર છે તે વિચાર ન કરો. બીજાનો પુત્ર હોત તો તમે શિક્ષા કરવાનું કહેત કે ન કહેત? શાસ્ત્ર શું કહે છે તે વિચારો.

વિદ્વાનો મૌન રહ્યા. એક બીજાના મોઢા સામું જોવા

લાગ્યા. રાજા વધુ ગંભીર થયો અને બોલ્યો. તમે સ્મૃતિના પાઠને સંભારો તે કહે છે કે:

'રાજાએ પુત્રના પણ અપરાધને અનુસરીને દંડ કરવો.'

વિદ્વાનોએ કહ્યું 'મહારાજ? વાત સાચી પણ....'

'પણ નહિ ન્યાય એકજ હોય સૌ માનવ સરખા છે.' તમે જવાબ આપો કે આ અપરાધનો દંડ શો?

'રાજન્ અમે અહિં શું કહીએ આપજ વિચારો.' 'જુઓ ત્યારે હું તો એ વિચારૂં છું કે રાજકુમારે વાછરડા ઉપર ઘોડો ચલાવ્યો તો હું કુમારને રાજમાર્ગમાં સુવાડી તેના ઉપર ઘોડો ચલાવવાની આજ્ઞા કરૂં છું.'

પ્રધાનોએ વિદ્વાનોએ અને રાજસભાએ કાન આગળ હાથ ધર્યા અને આંખમાં આંસુ આણ્યાં.

સેવકો! જાઓ. રાજકુમારને જ્યાં વાછરડું મર્યું હતું ત્યાં સુવાડો અને ઘોડાને કુદાવતા કુદાવતા તેના પેટ ઉપર થઇ પસાર થાઓ.

સેવકો સ્તબ્ધ રહ્યા. રાજાએ બીજીવાર ત્રીજીવાર હુકમ કર્યો પણ કોઇ આ કામ કરવા આગળ ન આવ્યું.

રાજા પોતે ઘોડા ઉપર બેઠયો અને ઘોડો દોડાવતો દોડાવતો રાજમાર્ગ ઉપર સુતેલા કુમાર ઉપરથી ઘોડો પસાર કરે છે ત્યાં આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ અને અવાજ થયો ધન્ય યશોવર્મા! ધન્ય તારો ન્યાય! નથી આ ગાય કે નથી આ વાછરડું આ તો રાજ્યકુળ દેવીએ તારા ન્યાયની પરીક્ષા ગાય અને વાછરડાદ્વારા કરી છે.

(ઉપદેશ સપ્તતિકા)

## ૧૪
# ધમ્મ સારહીણં
### યાને
# મેઘકુમાર

(૧)

શ્રેણિકના દરબારમાં શ્રેણિકને નમી વનપાલકે 'રાજન્! શ્રમણ ભગવાન મહાવીર ઉદ્યાનમાં પધાર્યા છે' એવી વધામણી આપી. રાજાએ સભા બરખાસ્ત કરી અને તે પુત્રો, રાણીઓ અને પરિવાર સાથે સમવસરણમાં આવ્યો. સૌએ ભગવાનની દેશના સાંભળી. કોઇએ સંયમ, કોઇએ દેશવિરતિ, તો કોઇએ સમકિત લીધું.

શ્રેણિક સમવસરણથી પરિવાર સાથે પાછો ફર્યો પણ તેના પુત્ર **મેઘકુમાર**ના કાનમાં અને હૃદયમાં ભગવાનની દેશના આરપાર ઉતરી.

મેઘકુમાર એ શ્રેણિકરાજાની ધારિણી સ્ત્રીનો એકનો એક પુત્ર હતો તે સ્વભાવે શાંત. ઓછાબોલો અને સુશીલ હતો. ધારણીના શ્વાસ પ્રાણ કે જે કાંઇ ગણો તે બધું આ પુત્ર. મેઘકુમારને શ્રેણિકે આઠ સ્ત્રીઓ સાથે પરણાવ્યો. ધારિણી જેવી પ્રેમાળ માતા અને પ્રતાપી તથા વિવેકી શ્રેણિક જેવા પિતા પછી મેઘકુમારને શી ચિંતા? મેઘકુમારે સુખ રાજ્યવૈભવ અને સ્નેહ સિવાય બીજું કાંઈ દીઠું નહોતું.

ભગવાનની દેશનાએ મેઘકુમારના હૃદયમાં મંથન જગાવ્યું. તેને માતાપિતાની શીતળ છાયા અને વૈભવ જીવન સફળતામાં કાંઇપણ ઉપયોગી ન લાગ્યાં. તેને માત્ર એકજ તાલાવેલી લાગી કે ભગવાનનને શરણે જઈ મારૂં જીવન સમર્પી આ માનવભવ કયારે સફળ કરૂં?

( ૨ )

મેઘકુમાર ધારિણી અને શ્રેણિક પાસે આવ્યો. પગે લાગ્યો ને કહેવા માંડયો. "તમે અને મેં ભગવાનની વાણી સાંભળી છે. પણ મને તે સાંભળ્યા પછી કાંઇ ચેન પડતું નથી. મારી પસાર થતી એકેક ક્ષણ અમૂલ્ય લાગે છે. અને તે અમૂલ્ય માનવભવની ક્ષણ હું ભોગ સુખ કે પ્રમાદમાં કાઢવા તૈયાર નથી. આપ રજા આપો તો હું ભગવાનને શરણે જઇ પ્રવજ્યા સ્વીકારૂં"

આ શબ્દ સાંભળતાં ધારિણી મૂર્છિત બની. થોડીવારે સ્વસ્થ થઇ કહેવા લાગી. 'પુત્ર! સંયમ એટલે શું તેનું તને ભાન છે? ઘર ઘર ભિક્ષા માગવી, લાકડાના પાત્રામાં ખાવું, ઉઘાડે માથે અને ઉઘાડે પગે વિચરવું, બ્રહ્મચર્ય પાળવું. આ બધું શું તું સહન કરી શકવાનો છે?'

'માતા! હું તમારે ત્યાં જન્મ્યો ત્યારથી તમે મારી સારસંભાળ લો છો પણ હું નિગોદમાં રખડયો અનંત ભવો કર્યા, કેઇ ટાઢ તડકા સહ્યા. ભૂખે રહ્યો ત્યાં બધે કોણે મારી સાર સંભાળ લીધી?'

'પુત્ર! આ આઠ સ્ત્રીઓની સામે નજર નાંખ તેમને કોનો આધાર? તું યુવાન છે. વૃદ્ધ થાય પછી સુખેથી દીક્ષા લેજે.'

'માતા!

**સ્વારથ સબ જગવાલહો, સગું ન કોઇનું કોય,**
**વિષય સુખ વિષ સારિખાં, કિમ ભોગવું એ ભોગ.**

માતા! મને સંસાર ભયાનક લાગે છે આ રાજ્યઋદ્ધિ વૈભવ બધું કારમું લાગે છે.'

શ્રેણિકે કહ્યું 'પુત્ર! મારૂં એક વચન માન! તને સંસાર રાજ્ય બધું કારમું લાગે છે. છતાં એક દીવસ માટે અમારા વચન ખાતર રાજા બની જા. મેઘકુમાર મૌન રહ્યો. રાજાએ મેઘકુમારને રાજ્યગાદી ઉપર સ્થાપિત કર્યો.

શ્રેણિક, અભયકુમાર, મંત્રીઓ, સામંતો બધા મેઘકુમાર રાજા આગળ ખડા ઉભા રહ્યા. અને કહ્યું કે 'રાજેશ્વર! ફરમાવો આજ્ઞા.'

'પાત્રાં, રજોહરણ, દંડ વિગેરે દીક્ષાના ઉપકરણો મારે માટે લઈ આવો આ છે મારી પહેલી અને છેલ્લી આજ્ઞા.' એમ ધીરગંભીર અવાજે મેઘકુમારે કહ્યું.

શ્રેણિક સમજી ગયો કે મેઘકુમારને સંયમનો દૃઢ રાગ છે. તેને રાજ્યઋદ્ધિ કે વિષયભોગ કોઇ થોભાવી શકે તેમ નથી. તેણે દીક્ષાના ઉપકરણો મંગાવ્યાં અને ભગવાન પાસે મેઘકુમારને દીક્ષા અપાવી

( ૩ )

મેઘકુમાર હવે મેઘમુનિ બન્યા. રાત્રિ પડી. સૌ સાધુઓના સંથારા પથરાયા. ક્રમ મુજબ મેઘમુનિનો સંથારો છેલ્લો અને તે પણ બારણા પાસે આવ્યો.

રાત્રે ડંડાસણ હલાવતા હલાવતા મુનિઓ એક પછી

એક માત્રામાટે જાય અને પાછા આવે. કોઇનો પગ વાગે તો કોઇનું ડંડાસણ વાગે, સંથારો રેતથી ભરાઇ ગયો. આખી રાત મેઘકુમારને ઉંઘ ન આવી. તેનું મન ચકડોળે ચડયું. 'ગઈ કાલ સુધી ખમા ખમા થતો હું આજે ઠેબાં ખાઉં છું. જે મુનિઓ મને આદરથી બોલાવતા, હસીહસી વાતો કરતા, તે આજે મને શાંતિથી ઉંઘવા પણ દેતા નથી. જગત્ આખું વૈભવનું પૂજક છે. હું કાલ સુધી વૈભવી હતો. રાજપુત્ર હતો. આજે મેં વૈભવ છોડયો એટલે કિંમત વિનાનો બન્યો. કાલ સવારે ભગવાન પાસે જાઉં અને કહું કે ભગવાન હું ઘેર જઇશ.'

•

સવાર પડયું ભગવાનને મેઘકુમારે વંદન કર્યું. ભગવાને મેઘકુમારને કહ્યું "મેઘ! તને રાત્રે ઉંઘ ન આવી અને તેં ઘેર જવાનો સંકલ્પ કર્યો પણ તેં તો કાલે સહ્યું તે કરતાં પણ આકરા ઘણા પરિષહ સહન કર્યા છે જો તું ત્રીજા ભવમાં મેરૂપ્રભ નામનો હાથી હતો. જે જંગલમાં રહેતો હતો તે જંગલમાં આગ લાગી. તું નાઠયો પણ અચાનક નદીના કીચ્ચડમાં ફસાયો અને મૃત્યુ પામ્યો. ફરી પણ તું હાથીરૂપે જન્મ્યો અને જંગલમાં આમ તેમ ફરતાં તને જાતિસ્મરણ જ્ઞાન થયું. જંગલોમાં દાવાનળ થાય છે અને તેમાં પશુપંખીઓનો નાશ થાય છે. તેવું તેં અનુભવેલું હોવાથી તેં તેમાંથી બચવા વૃક્ષવિનાનું એક યોજન પ્રમાણ મંડળ–સ્થાન બનાવ્યું. આ જંગલમાં પણ અચાનક દાવાનળ પ્રગટયો. જંગલમાંથી તું અને નાના મોટાં સૌ પશુઓ વૈરવિરોધ ભૂલી એ માંડલામાં આવી એકઠાં થયાં. ચારે બાજુ અગ્નિની જવાળાઓ ભભુકી

પણ અગ્નિ તારા માંડલામાં ન આવ્યો. તને અચાનક પગે ખણુજ આવતાં તેં ખંજાળવા પગ ઉંચો કર્યો ત્યાં જગ્યાની સંકડાશને લઇ ખાલી પડેલી જગ્યાએ એક સસલું આવી ઉભું રહ્યું પગ મુકવા જતાં તેં સસલાને જોયું અને તને દયા આવી. તેથી તેં તારો પગ અદ્ધર રાખ્યો.

આગ અઢી દીવસ ચાલી. પશુઓ ભૂખ્યાં તરસ્યાં ત્યાં રહ્યાં. આગ શાંત થઇ એટલે પશુઓ ચાલ્યાં ગયાં અને સસલું પણ જતું રહ્યું. તેં પગ નીચે મુકવા પ્રયત્ન કર્યો પણ તારો પગ બંધાઇ ગયેલ હોવાથી જમીન ઉપર ન મુકાયો અને તું જમીન ઉપર ઢળી પડયો. હે મેઘકુમાર! તું ભૂખ્યો ને તરસ્યો છતાં દયાના પૂણ્યને લઇ મૃત્યુ પામી શ્રેણિકને ત્યાં જન્મ્યો. તું તે વખતે પશુ હતો. આજે તું માનવ છે તારો પુરૂષાર્થ તારૂં પરાક્રમ તારો વિવેક અને તારી સમજ આજે વધુ છે, તેં સસલાના ભવે આવી શક્તિ બતાવી હતી તે તું આવા એક દીવસના પવિત્ર મુનિઓની અજાણ ઠેસોએ ચલિત થાય તે શું યોગ્ય છે?"

મેઘકુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું તે સંયમમાં અતિ દૃઢ બન્યો. તપત્યાગમાં પરોવાયો અને આરાધનાપૂર્વક સંયમ પાળી અનુત્તર વિમાને ગયો.

ભગવાન પણ આમ અનેક જીવોના જીવનરથોને સાચા માર્ગે વાળી **ધર્મસારથી** કહેવાયા.

(ત્રિષષ્ઠિ શલાકા)

---

# ૧૫

# મુનિદર્શન

## યાને

# ઇલાચીપુત્રકથા.

## (૧)

પી ઇ ઈ ઈ, ઢીંગ ઢીંગ, ઢમ ઢમ કરતા નટલોકો એય ભલા બોલતાં ઇલાવર્દ્ધન નગરના ચોકમાં વાંસ ઉભા કરી ખેલ કરવા માંડયા.

નગરલોક આખું જોવા મળ્યું છે, ધનદત્ત શેઠનો ઈલાચીપુત્ર પણ જોવા આવ્યો છે.

નટ દોરડા ઉપર ચાલે છે, હાથમાં વાંસ છે. નીચે એક કોઈ પગે ઘુઘરા બાંધી નટડી નાચે છે અને બીજા એય ભલા એય ભલા કહી વાંસ ઉપર નાચનારને સાવધાન કરતા રહે છે.

ઈલાચીપુત્ર પગે ઘુઘરા બાંધી નાચતી નટની પુત્રીને જોઈ કે તેની આંખો ઠરી ગઇ. લાખોપતિના આ પુત્રને જે નમણી ગૃહસ્થોની પુત્રીમાં રૂપ દેખાયું નહોતું તે રૂપ મેલા-ઘેલા કપડામાં નાચતી નટડીમાં દેખાયું. લોક દોરડા ઉપર નાચતા નટને જોવામાં મશગુલ હતા જ્યારે ઇલાપુત્ર નટડીના લહેકા મરોડ જોવામાં એકતાર બન્યો.

ખેલ પુરો થયો. લોકો વેરાણાં. ઇલાચીપુત્ર ઘેર આવ્યો પણ નટડી કેમે કરી તેની આંખોથી દૂર ન થઇ.

( ૨ )

ઇલાચી નથી કોઇ સાથે હસતો કે નથી કોઇ સાથે બોલતો. તેનું મુખ ઉતરી ગયેલું હતું. તે જમવા બેઠો પણ કેમે કરી કોળીઓ તેને ગળે ન ઉતર્યો

ધનદત્તે ઈલાચીને ખાનગીમાં બોલાવ્યો અને પુછ્યું 'કેમ ? સાથી વિલખો પડયો છે ?'

'કાંઇ નહિ પિતાજી!' એમ કહી ઈલાચીએ પતાવ્યું પણ તેની પાછળ તેને ઘણું ઘણું કહેવાનું હતું તે છુપાયું નહિ.

માતા ઇલાચીપુત્ર પાસે આવ્યાં અને માથે હાથ મુકી કહ્યું 'બેટા ? મુંઝાઇશ નહિ જે હોય તે કહે.'

ઇલાચીપુત્ર મુંગો રહ્યો. માતાએ ફરી ફરી પુછ્યું ત્યારે તેણે કહ્યું. "માતા હું કહીશ તો તમને દુઃખ થશે. પણ તમારે જાણવુંજ હોય તો સાંભળો. 'આપણા ગામમાં નટ આવ્યા છે તેમાં એક નટડી નાચે છે તેને મેં જોઇ ત્યારથી મારૂં મન મારા હાથમાં રહેતું નથી. માતા શું એનું રૂપ ? શું એનો ઠમકો ! મારે પરણવું તો એનેજ. બીજાને નહિ."

'પુત્ર ! આપણા શાહુકારમાં કયાં કન્યાનો ટોટો છે. ભણેલી ગણેલી રૂપાળી દેવાંગના સરખી તું કહીશ તેવી કન્યા પરણાવીશ. આવા ઘેર ઘેર ભીખ માગનાર નટની છોકરીને તું પરણે તે શું સારૂં છે ?'

ઈલાચી મૌન રહ્યો.

માતાએ પિતાને વાત કરી. પિતાએ પણ ઇલાચીને અનેક રીતે સમજાવવા પ્રયત્ન કર્યો. પણ તે બધો નિષ્ફળ ગયો.

ઇલાચી એકલો અટુલો રહેવા લાગ્યો તે નથી ખાતો કે કોઇ ઠેકાણે સ્થિર રહેતો. તેને ઉંઘમાં પણ સ્વપ્નાં નટપુત્રીનાં અને બકવાદ પણ તેજ.

ધનદત્ત શેઠે વિચાર્યું કે "લાજ લાજ કરીશ તો પુત્ર ખોઇ બેસીશ. તેણે નટોને બોલાવ્યા અને કહ્યું.

'નટો! મારો પુત્ર તમારી પુત્રીને દેખી મોહાંધ બન્યો છે. મારે આ એકનો એક છોકરો છે તમે કહો એટલું ધન આપું તમે તમારી છોકરી મારા પુત્રની સાથે પરણાવો.'

'ના બાપલા! આ પુત્રી તો અમારી આજીવિકાનો આધાર અને અમારૂં મોઘું રતન. અમે તો એવાને પરણાવીએ કે જે અમારી સાથે નાચે ખેલ કરે રાજાને રીઝવે અને અમારી આખી નોતને જમાડે.'

શેઠ મુંઝાયા ઇલાચીને કહ્યું 'નટની શરત આકરી છે. નટડીનો મોહ છોડ અને તું કહે તેવી કન્યા પરણાવું.'

ઇલાચીએ પિતાને કાંઈ જવાબ ન આપ્યો તેથી શેઠ સમજ્યા કે છોકરો તેની ઝીદ નહિ છોડે.

પરોઢમાં નટોએ પ્રયાણ કર્યું. ઇલાચીએ તેમને નગર બહાર જતા જોયા. તે ઉઠયો, માતા પિતાને તેણે મનમાં પ્રણામ કર્યા, ધીમે ધીમે પગલે તે ઘર બહાર નીકળ્યો. અને દોડતો નટોને જઇ મળ્યો તેણે નટોને કહ્યું 'બધી તમારી શરત મારે કબુલ છે.'

થોડા દીવસમાં તો ઇલાચી ગુલાંટ ખાતાં અને વાંસ ઉપર ઠેકતો થઇ ગયો અને ગામેગામ ખેલ કરવા માંડયો, અને બધા નટોમાં તે જુવાન નટ ધ્યાન ખેંચતો થઇ ગયો.

( ૩ )

બેન્નાતટ નગરમાં નટોએ પડાવ નાંખ્યો. વાંસ ઠોકયા. પીઇંઇંઇં અને ઢમ ઢમ ઢોલ વગાડવા માંડયા.

ગામ આખું ચોકમાં ભેગું થયું. વચ્ચે રાજાનું સિંહાસન મંડાયું. ઇલાચી જાડી ડગલી અને ચોરણો પહેરી આગળ આવ્યો. રાજાને પગે લાગ્યો અને ચપટી ધૂળ લઇ માથે ચડાવી જમીન માતાને પગે લાગી વાંસ ઉપર ચઢયો.

આજે ઇલાચીનો હર્ષ માતો નથી તેની નેમ હતી કે 'રાજાને પ્રસન્ન કરીશ અને સારૂં ઇનામ મેળવીશ. પછી હું ન્યાતને જમાડીશ અને નટડીને ધામધૂમથી પરણીશ.'

આ દોરડાથી પેલે દોરડે કુદકા મારતો ઇલાચી દોડે છે તો વચ્ચે આકાશમાં ઉછળી પાછો દોરડા ઉપર સ્થિર થાય છે. કોઇવાર એક પગે દોરડા ઉપર ચાલે છે તો કોઇવાર કબાન લેતો લેતો દોરડા ઉપરથી પસાર થાય છે.

આખું નગર તાળોટીથી ઇલાચીને વધાવે છે અને તે નીચે ઉતરી રાજાને પગે લાગી દાન માગે છે. રાજા ઉંઘમાંથી ઝબકી બોલે તેમ કહે છે 'નટરાજ! તમે ખેલ સરસ કર્યો હશે. પણ મારૂં ચિત્ત વ્યગ્ર હતું મેં તમારો ખેલ જોયો નથી ફરી ખેલ કરો.'

ઇલાચી ફરી રાજાને નમ્યો ધૂળ માથે ચઢાવી સડસડાટ કરતો વાંસ ઉપરથી દોરડા ઉપર કુદ્યો. નવા નવા ખેલ કરી લોકોના હૈયાંને રીઝવવા માંડયો. પણ રાજાનું હૈયું રીઝાયું નહિ. રાજાનું મન ખેલ કરતાં ઘુઘરા બાંધી નાચતી નટડીમાં લોભાયું હતું. ચકોર રાજા સમજી ગયો હતો કે

નટડીનો ભર્તા આ નટ છે અને તે પડી મરે તોજ નટડીને પોતાને સ્વાધીન કરવામાં અનુકુળતા આવે.

કુકડાએ કૂકરેકુકૂકનો અવાજ કરવા માંડયો એટલે ઈલાચી સમજ્યો કે સવાર પડયું તે હેઠે ઉતર્યો રાજાને પગે લાગ્યો અને દાન માટે હાથ ધર્યો. રાજાએ કહ્યું 'નટરાજ! ઠંડી સવારના પવનની લહેરે મારી આંખ મીંચાઇ અને હું તમારો ખેલ જોઇ ન શકયો. ફરી એક વાર મને તમારો ખેલ બતાવો.

ઇલાચી સમજી ગયો કેઃ

**'હું ધન વંછું છું રાયનું રાય વંછે મૂજ ઘાત.'**

પણ મેં ઘર બાર માતા પિતા બધું છોડયું આ નટડી માટે અને તે નટડી રાજા દાન આપે તો મળે એમ છે. તેણે ફરી હૈયું મજબુત કર્યું અને ખેલ આરંભ્યો.

( ૪ )

સૂર્યનારાયણે પૂર્વમાં દેખાવ દીધો અને સોનાની લાલ તડકાની આછી આછી ચાદર જીગત્ ઉપર પાથરવાની શરૂઆત કરી, વાંસ ઉપર ખેલતા ઇલાચીએ નવાનવા ખેલ આરંભ્યા અને નટોએ પુર જોસથી ઢોલને ઢમ ઢમ વગાડવા માંડયાં. ત્યાં ઇલાચીની નજર દૂર દૂર પડી.

એક શ્રેષ્ઠિના ઘરના આંગણે મુનિ વહોરવા પધાર્યા છે. રૂપરૂપના અંબારસમી યુવતી મોદકભરી થાળ લાવી મુનિને વહોરાવે છે. મુનિ ના ના કહી પાછા વળે છે. મુનિની આંખ નીચી છે. સ્ત્રીની સામી નજર સરખી પણ તે મુનિ જોડતા નથી. ઇલાચી વિચારે ચડયો શું તેમનો તપકૃશ સુશોભિત

દેહ? શું ત્યાગ? શું તેજ? શું પ્રભાવ? ધન્ય ધન્ય મુનિવર ક્યાં તમે અને ક્યાં પામર હું?

હું શ્રેષ્ઠિકુળમાં જન્મ્યો, નટડીથી લોભાયો, લાજ છોડી, મર્યાદા છોડી, ગામેગામ નાચ્યો.

**'ધિગ્ ધિગ્ વિષયારે જીવને ઇમ નટ પામ્યો વૈરાગ'**

સંસારમાં નવનવા ખેલ કર્યા અને હજી હું વિષયની આશામાં ઘૂમી રહ્યો છું. ધન્ય છે આ મુનિવરને? જે લ્યો લ્યો કહેતાં લેતા નથી. આ તીવ્ર પશ્ચાતાપે ચાર ઘાતિકર્મનાં પડળ તુટયાં અને નટસ્રીને લેવા ઝંખતો ઇલાચી કેવળ શ્રીને પામ્યો. નટનાં વાંસડા દોરડાં બધું અદૃશ્ય બન્યું અને ત્યાં દેવરચિત સિંહાસન થયું. ઘડી પહેલાંની નાની ખેલશાળા ધર્મસ્થાનક બન્યું અને ઇલાચી કેવળીનો ઉપદેશ સાંભળી ખેલથી રંજિત થવા આવેલા લોકો ધર્મરંજિત બની ભિન્ન ભિન્ન વ્રતોથી ભાવિત થઇ પોતાના સ્થાનકે પાછા ફર્યા.

**अभिरूढो वंसग्गो मुणिपवरं दट्ठुं केवलं पत्तो**
**जो गिहिवेसधरो वि हु तमिलापुत्तं नमंसामि**

વાંસના અગ્રભાગ ઉપર ચઢેલા ગૃહસ્થ વેષને ધરનાર ઇલાચીપુત્ર મુનિવરને દેખી કેવળજ્ઞાન પામ્યા તેમને હું નમું છું.

આમ છેટે છેટે થયેલું પણ મુનિદર્શન ઇલાચીપુત્રને ભવતારક બન્યું તો સાક્ષાત્ મુનિપરિચય શું કલ્યાણ ન કરે?

( ઋષિ મંડલવૃત્તિ )

---

# ૧૬

# શુદ્ધઆહાર ગવેષણા
## યાને
# ઢંઢણમુનિ

(૧)

"ભગવાન્! આપ પાસે અઢાર હજાર મુનિવરો છે. આ બધામાં સર્વશ્રેષ્ઠ ઉગ્ર તપસ્વી મુનિવર કોણ?" શ્રીકૃષ્ણ મહારાજાએ નેમિનાથ ભગવાનને દેશના બાદ આ પ્રશ્ન પુછયો.

ભગવાને કહ્યું 'કૃષ્ણ! તપસ્વીઓ તો ઘણા છે પણ આ બધામાં શ્રેષ્ઠ અને અણનમ તો ઢંઢણમુનિ છે.'

શ્રી કૃષ્ણને ઢંઢણનું નામ સાંભળતાં પૂર્વસ્મૃતિ તાજી થઇ. 'ઢંઢણા રાણીનો આ એકનો એક પુત્ર ખુબ સુકોમળ, વિલાસી અને સુખમાં ઉછરેલો તેણે નેમિનાથ ભગવાનની એકવાર વાણી સાંભળી અને તે પ્રતિબોધ પામ્યો.

ઢંઢણાએ અને મેં ઘણું ઘણું સમજાવ્યો પણ ન સમજ્યો અને દીક્ષા લીધી. ઉગ્ર તપ ત્યાગમાં એ એટલો બધો આગળ વધ્યો કે ભગવાન્ શ્રીમુખે તેને ઉત્કૃષ્ટો અણગાર કહે છે.' શ્રીકૃષ્ણને વાત્સલ્યનો આનંદ જાગ્યો અને બધાં મુનિઓ ઉપર નજર નાંખી તેણે તેને શોધવા પ્રયત્ન કર્યો પણ તેને ન દેખવાથી તેમણે ભગવાનને પુછ્યું.

'ભગવાન્ આમાં કયાંય ઢંઢણ અણગાર કેમ દેખાતા નથી ?'

'કૃષ્ણ ! તપસ્વીઓ તો ઘણા પણ ઢંઢણનું તપ અને ધીરજ અતુલ. રોજ રોજ ભિક્ષાએ જાય છે છતાં તેને દ્વારિકામાંથી નિર્દોષ અહાર મળતો નથી. તે દ્વારિકામાં ભિક્ષા માટે ગયેલ છે.'

'ભગવાન્! આવડી મોટી દ્વારિકામાં નિર્દોષ આહાર બધાને મળે અને એમને કેમ નહિ?'

"રાજન્! પૂર્વભવે તેણે આહારનો અંતરાય કર્યો છે તેથી તેને આ ભવે આહારનો અંતરાય થાય છે. બીજાને અંતરાય નથી તેથી તેમને મળે છે કર્મની સત્તા અટલ અને અચૂક છે.'

"કૃષ્ણ! પૂર્વભવમાં ઢંઢણ પાંચસો ખેડૂતોનો અધિકારી હતો. તે ખેડૂતોને જમવાનો વખત થાય એટલે દરેકને એકેક ચાસ વધુ ખેડાવી પછી છોડે. ખેડૂતો નિસાસા નાંખી ખેડે પણ તેમનો જીવ તો ખોરાકમાં. સમય વીત્યો અને આ અધિકારી જન્મ લેતાં લેતાં તારે ત્યાં જન્મ્યો પણ ખેડૂતોને કરેલ અંતરાય હવે તેને ઉદય આવ્યો છે. આથી બધાને નિર્દોષ આહાર મળે છે પણ તેને મળતો નથી. તેમાં તેનું અંતરાય કર્મ કારણ છે. કર્મ તો બધાને ઉદય આવે પણ ઢંઢણનો પુરૂષાર્થ અજબ છે. તે રોજ ભિક્ષાએ જાય છે અને નિર્દોષ આહાર ન મળતાં જરા પણ ગ્લાનિ ન આણતાં ઉપવાસ ઉપર ઉપવાસ કરે છે. અને બીજા મુનિઓના

લાવેલા નિર્દોષ આહારને તે લેતો નથી. તે તો કહે છે કે મારો અંતરાય તુટશે અને નિર્દોષ મળશે ત્યારેજ આહાર લઇશ.'

"ભગવાન્? શું આપનો સંસર્ગ? રાજકુળમાં ઉછરેલ સુકોમળ રાજપુત્ર પણ મુનિ થતાં કેવો દૃઢ નિશ્ચયી બને છે. ભગવંતના પ્રભાવને હૃદયમાં ઉતારતાં શ્રી કૃષ્ણે કહ્યું.

( ૨ )

શ્રી કૃષ્ણ હાથી ઉપર બેસી દ્વારિકાના રાજમાર્ગમાંથી નીકળ્યા સામે આવતા તપઃકૃશ એક મુનિને દેખ્યા. શરૂઆતમાં તો શ્રી કૃષ્ણ મુનિને ન ઓળખી શક્યા પણ નજીક આવ્યા ત્યારે તેણે ઢંઢણમુનિને ઓળખ્યા. કૃષ્ણ તુર્ત હાથી ઉપરથી હેઠે ઉતર્યો. મુનિને ત્રણ પ્રદક્ષિણા દીધી અને વંદન કરી બોલ્યા 'ભગવાન્! આપનું દર્શન એ મારા પરમ ભાગ્યની નિશાની છે. પણ મુનિ મૌન રહ્યા અને આગળ વધ્યા.'

કૃષ્ણ ફરી ફરી તેમના તપને અનુમોદતો આગળ ચાલ્યો અને મુનિ પણ આગળ વધ્યા ત્યાં એક વણિકે કૃષ્ણથી વંદાતા ઢંઢણમુનિને જોઇ બહુ આદરથી મોદકે પડિલાભ્યા.

મુનિએ બરાબર આહારની ગવેષણા કરી અને નિર્દોષ આહાર માની લઇને ભગવાન પાસે આવ્યા.

હર્ષિત થતાં ઢંઢણે આહાર બતાવતાં ભગવાનને કહ્યું 'ભગવંત! ઘણા ઘણા દિવસો પછી આજે મને નિર્દોષ આહાર મળ્યો તો મારૂં અંતરાય કર્મ હવે તુટ્યું ખરૂં?'

ઢંઢણ! આ આહાર તમારા અંતરાય તુટ્યાથી નથી

મળ્યો પણ કૃષ્ણના બહુમાનથી વણિકે તમને નિર્દોષ આહાર વહોરાવ્યો.

ભગવંત ત્યારે આમાં લબ્ધિ શ્રી કૃષ્ણની મારી તો નહિંજ ને ?

'બરાબર તારી નહિ.'

તુર્ત ઢંઢણ અણગાર આહારના પાત્રાંની ઝોળી લઇ નિર્જીવ સ્થાને આહાર પરઠવવા નીકળ્યા.

( ૩ )

દીવસોના દીવસો સુધી ક્ષુધા તૃષાને હસતે મુખે સહન કરનાર ઢંઢણમુનિ દ્વારિકા બહાર આવ્યા. નિર્દોષ ભૂમિ જોઇ ત્યાં ઉભા રહ્યા અને ઝોળીમાંથી લાડુ હાથમાં લઇ ચૂરો કરવા માંડયો. ઢંઢણ લાડુનો ચૂરો કરતા ન હતા પણ જાણે કર્મપિંડનો ચૂરો ન કરતા હોય તેમ તેની વિચારધારા આગળ ને આગળ વધી. પાંચસો પાંચસો માણસોને ભોજન માટે અંતરાય કરનારા મેં પૂર્વભવે થોડોજ વિચાર કર્યો હતો કે હું ભોજનનો અંતરાય કરૂં છું. મારા હાથે બાંધેલું અંતરાય હું ન ભોગવું તો કોણ ભોગવે ? આમ ધીરે ધીરે આત્મપરિણતિમાં આગળ વધતા મુનિને શરીર ઉપર નિર્મોહ જાગ્યો અને તે શુક્લધ્યાનમાં ઉંચે ચડયા. અંતરાયકર્મને છેદતાં છેદતાં તેમણે ચારે ઘાતિકર્મ છેદ્યાં. આ બાજુ લાડુનો ચૂરો પુરો કરી તેમણે ધૂળમાં રગદોળ્યો અને બીજી બાજુ કર્મનો ચૂરો કરી કેવળ લક્ષ્મી મેળવી. કોઇ ભાગ્યશાળી ધૂળધોયાને કચરો ફેંદતાં સોનું, મોતી કે રત્ન જડે

તેમ કૃષ્ણના પુત્ર ઢંઢણમુનિને ધૂળમાં લાડુનો ચૂરો મેળવતાં ધૂળ ધોતાં મોક્ષરત્ન મળ્યું. દેવોએ દેવદુંદુભિ વગાડી અને ચારે તરફ જયજયકારનો પોકાર કર્યો.

ઢંઢણમુનિ ભગવાન પાસે આવ્યા અને કેવળી પર્ષદામાં બેઠા. શુદ્ધ આહાર ગવેષણ પણ કૈવલ્યનું ધામ કેમ બની શકે છે તેનો જગત્ આગળ આદર્શ રજુ કરતા આજે પણ તે ઋષિને

**ઢંઢણ ઋષિને વંદણા હું વારીલાલ**
**ઉત્કૃષ્ટો અણગાર રે હું વારીલાલ**

કહી જગત્ જેમના પૂનિત નામને સંભાળી પૂનિત બને છે.

**पुप्फिए फलिए तह पिउ–घरंमि तन्हा छूहा समणुबद्धा**
**ढंढेण तहा विसढा, विसढा जह सफलया जाया ॥३९॥**

અર્થ–પુષ્પિત્ અને ફલિત–ઋદ્ધિ સિદ્ધિ સંપન્ન પિતા કૃષ્ણવાસુદેવનું ઘર છતાં દંઢણકુમારે મુનિપણામાં તૃષા અને ક્ષુધા નિરંતરપણે એવી સહન કરી કે જે સહન કરેલી ક્ષુધા અને તૃષા કૈવલ્યલક્ષ્મીને અપાવી સફળ થઇ.

( ઉપદેશમાળા )



# ૧૭

# જાતિનું અભિમાન

યાને

# અગ્નિભૂતિ અને વાયુભૂતિ

## (૧)

## શાંબ પ્રદ્યુમ્ન ચરિત્ર

### પ્રથમભવ અને દ્વિતીયભવ

શાલિગ્રામ નામનું એક ગામડું હતું. ત્યાં સોમદેવ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને અગ્નિલા નામે સ્ત્રી હતી. સંસાર સુખ ભોગવતાં તેમને **અગ્નિભૂતિ** અને **વાયુભૂતિ** નામના બે છોકરા થયા. બન્ને રૂપ રૂપના અંબાર અને સારા બુદ્ધિશાળી હતા. વેદમાં બન્ને જણા પારગામી નીકળ્યા.

એક વખત આ ગામને સીમાડે નંદિવર્ધન આચાર્ય સમવસર્યા. લોકના ટોળેટોળાં દર્શન માટે નીકળ્યાં. આ બે બ્રાહ્મણકુમારોએ લોકોને પુછયું "આ લોકોનાં ટોળાં નગર બહાર કેમ જાય છે. શું આજે કાંઇ મહોત્સવ છે?"

એક જણે કહ્યું 'શું તમને ખબર નથી? ત્રણ જ્ઞાનધારક નંદીવર્ધન આચાર્ય સમવસર્યા છે.'

બન્ને કુમારોને આ નામ સાંભળતાં ક્રોધ ચઢયો અને કહેવા લાગ્યા 'શાના જ્ઞાનધારક? આ તો કોઈ મહાધૂર્ત શ્વેતામ્બર આચાર્ય લાગે છે. ચાલો અમે પણ ત્યાં આવીએ

છીએ અને તેની ધૂર્તવિદ્યાને ખુલ્લી કરીએ છીએ. આ સાધુઓ કપડે મેલા હોય છે તેવા હૃદયમાં પણ મેલા હોય છે અને વેદના તો તે પરમ દુશ્મન હોય છે.'

સાંભળનારે કહ્યું 'તમે ઉછળતા જુવાન છો સારા ખોટાનું હજુ તમને પુરૂં ભાન નથી. તે આરંભ પરિગ્રહને ત્યાગ કરનારા બ્રહ્મચારી મહા પુરૂષો છે. તેમનું દર્શન પુરૂ-પૂન્ય હોય તો જ થાય.'

જુવાન છોકરાઓએ કહ્યું 'તમારા જેવા અજાણ સાથે વાત કરી શું ફાયદો?

અમે જાતેજ ત્યાં આવીએ છીએ અને તે માયાવી નંદિવર્ધનનો પરાભવ કરીએ છીએ'

અગ્નિભૂતિ અને વાયુભૂતિ બન્ને તૈયાર થયા અને નંદીવર્ધનની સાથે વાદ કરવા નીકળ્યા. રસ્તામાં એક વડ આવ્યો, તેની નીચે એક **સત્યકી** નામના મુનિ બેઠા હતા તેમણે તેમને કહ્યું 'તમે ક્યાં જાવ છો?'

'અમે નંદીવર્ધનની સાથે વાદ કરવા જઇએ છીએ.' ઉતાવળે એમ બે છોકરાઓએ કહ્યું.

મુનિએ કહ્યું 'હું તેમનો શિષ્ય છું તમે મને જે પુછવું હોય તે પુછો. આગળ નહિ વધો તો ચાલશે.'

'તમારાથી અમારો જવાબ નહિ આપી શકાય. પરંતુ તમારે કંઇ અમને પુછવું હોય તો પુછો'

મુનિએ કહ્યું 'વિદ્વાન બ્રાહ્મણો અભિમાન ન કરો મારા પ્રશ્નનો તમે જવાબ નહિ આપી શકો!'

બે બ્રાહ્મણ કુમારોને ક્રોધ ચઢયો અને તે બોલ્યા 'અમે ઉત્તર ન આપી શકીએ તો તમારા શિષ્ય થઇશું અને તમે ઉત્તર ન આપો તો તમારે તમારા ગુરૂ સાથે અહિંથી ચાલ્યા જવું તે તમને છે કબુલ?'

મુનિએ કહ્યું 'અમારાથી હોડ તો ન થાય છતાંય હું કબુલ કરૂં છું.' લોકો આ વાતના સાક્ષિ બન્યા.

સત્યકી મુનિએ કહ્યું 'લ્યો ત્યારે હું તમને પ્રશ્ન પુછૂ છૂં. બોલો તમે કયાંથી આવ્યા છો?'

વિદ્વાન બ્રાહ્મણોએ કહ્યું 'આમાં તમે શું પુછો છો? બધા જાણે છે કે અમે શાલીગ્રામથી આવીએ છીએ.'

'એ તો હું પણ જાણું છું કે તમે સોમદેવના પુત્રો છો. તમારૂ અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામ છે. તમે વેદ વિદ્યાના સારા જાણકાર છો પણ હું તમને પુછું છું કે તમે કયા ભવથી આવો છો?'

બે વિપ્રોએ કહ્યું 'સાધુ તમે કંઇ ગાંડા થયા છો કે શું? પરભવનું સ્વરૂપ તે કોઇ આ જગતમાં જાણનારૂં છે?'

લોકો તાળોટા પાડી હસવા લાગ્યા.

છોકરાઓએ ફરી કહ્યું 'મહારાજ તમે બહુ સારા જાણકાર હો તો બોલો અમે પરભવમાં કોણ હતા? અને જો તમે તે બરાબર કહો તો અમે હાર્યા અને તમે જીત્યા.'

મુનિએ લોકો સમક્ષ કહ્યું 'સાંભળો. આમની વાત હું એમનો પરભવ કહું છું.'

'હા! હા! કહો મહારાજ, અમે બધા સાક્ષી છીએ' એમ લોકોએ હર્ષથી કહ્યું.

'જો ત્યારે તમે સાંભળો.'

:'આ ગામમાં એક **પ્રવર** નામે બ્રાહ્મણ હતો. તે ખેતરમાં એક શિયાળે બે બાળકનો જન્મ આપ્યો. વખત પ્રવર કેટલાક નોકરોને લઇને ખેતરમાં ગયો. મુશળધાર વરસાદ વરસ્યો. પ્રવર નોકરો સાથે બધું પર મુકી ઘેર નાઠયો. વરસાદ સાત દીવસ સતત વરસ્યા પ શાંત પડયો ત્યારે પ્રવર ખેતરે ગયો તો હળ કયાંક સમાલ કયાંક પડેલો. એક બાજુ તેણે વરસાદથી ભીંજાયે ચામડાના દોરડાને અડધાં કરડેલાં જોયાં અને મોંઢામાં દોર સાથે મરેલાં બે શિયાળના બચ્ચાંને જોયાં. પ્રવરને ક્રોધ ચડ તેણે તે બે બચ્ચાના મૃતક ચમારને આપી ધમણ કરાવી

હે યુવાન બ્રાહ્મણો! તમે જાતિનું અભિમાન રાખો પણ તમે બન્ને પૂર્વભવમાં તે શિયાળનાં બે બચ્ચાં હ કે જે ચામડાનું દોરડું કરડી મૃત્યુ પામી આ ભવે બ્રાહ્મ પુત્રો થયા. અને આ સામે ઉભેલો મુંગો બ્રાહ્મણનો છોક છે તેજ ગતભવમાં પ્રવર બ્રાહ્મણ હતો.

લોકોએ કહ્યું 'મુનિરાજ! પ્રવર તો આ છોકરાનો દાદ થાય. અમે બરાબર જોયેલો.'

"પ્રવર મૃત્યુ પામી પુત્રવધુની કુક્ષિમાં ઉત્પન્ન થયો. તેણે તેનું ઘર બ્હાર બધું જોયું અને તેને જાતિસ્મરણજ્ઞાન થયું તે વિચારવા લાગ્યો કે 'છોકરાની વહુને મા કઇ રીતે કહુ અને છોકરાને બાપ કેમ કહીને કેમ બોલાવું?' જીભ છત તે મુંગો રહ્યો અને તમે તેને બધા મુંગો છોકરો સમજો છો.'

લોકોને રસ પડયો. ધીરે ધીરે તે મહારાજ પાસે નજીક

આવ્યા અને બોલ્યા 'મુનિ મહાત્મન્! શું આ બાળક મુંગો નથી!'

'ના.'

મુનિએ મુંગા બાળક તરફ મુખ રાખી કહ્યું.

'પ્રવરપુરૂષ પ્રવર! જીભ ઉઘાડ. પૂર્વભવનો વ્યવહાર આ ભવમાં કામનો નથી. જો પૂર્વભવના વ્યવહારોને આ ભવમાં ગણવામાં આવે તો ઠેર ઠેર માતા પિતા બાંધવ અનેક સંબંધો જડશે અને જ્ઞાનીની તો જીબાનજ અંધ થઇ જાય.'

પ્રવરે જીભ ઉઘાડી અને ટોળામાં ઉભેલા પિતાને પગે પડી કહ્યું 'પિતાજી હું જીભવાળો છું. મુનિએ કહ્યું તે સત્ય છે. મેં તમને સમજ્યા છતાં દુઃખી કર્યા તેનો અપ-રાધ ક્ષમજો અને મારા કલ્યાણ માટે આ સાધુને શરણે જવા દો.'

ત્યાં એક જણ પ્રવરને ઘેરથી ધમણ લઇને આવ્યો અને પ્રવરને બતાવતાં કહ્યું કે શિયાળના બે-બચ્ચાંની ધમણ આજને?

પ્રવરે કહ્યું 'હા આજ ધમણ! અને હું પણ એજ પ્રવર કે જે મરીને પુત્રવધુની કુક્ષિએ જન્મ્યો અને લોકોમાં મુંગા તરીકે આજ સુધી પ્રસિદ્ધ છું.

પિતા વિગેરે રડી પડયાં અને બોલ્યા 'પુત્ર! છતી જીભે તેં અમને આજ સુધી દુઃખી કર્યા અને હવે અમારો ત્યાગ કરી શા માટે વધુ દુઃખી કરે છે?'

'પિતા ! ભવસ્વરૂપજ દુ:ખવાળુ છે, જેણે મારી જીભ ખોલાવી તેમને હાથે મારા આત્માને અજવાળવા દો.'

પ્રવરે દીક્ષા લીધી. ટોળામાંથી કોઇ ત્યાં સમકિત પામ્યા તો કોઈએ ગૃહસ્થવ્રતો લીધાં.

બે વિદ્વાન બ્રાહ્મણ છોકરાઓ વિલખા પડ્યા. અને ઘેર આવ્યા.

( ૨ )

ચૌટે ને ચોતરે અગ્નિભૂતિ ને વાયુભૂતિ પૂર્વે શિયાળનાં બચ્ચાં હતાં. પ્રવર દીકરાને ત્યાં જન્મ્યો છે. શું મુનિનું જ્ઞાન અને શું મુંગા છોકરાની ધીરજ ?

આ વાત અગ્નિભૂતિ અને વાયુભૂતિના પિતાના કાને પડી તેણે તેમને બોલાવ્યા અને કહ્યું.

'આવીજ તમારી વિદ્વત્તા અને આવીજ હોંશિયારી. આ ગામમાં તમે વગોવાયા અને મને વગોવ્યો. શાસ્ત્ર ખુટયાં પણ શસ્ત્ર તો નહોતાં ખુટયાં ને? શાસ્ત્રથી સાધુને ન પહોંચ્યા તો શસ્ત્રથી તો પહોંચવો તો ને ?'

છોકરાઓ શરમાયા. તે બન્નેએ વિચાર કર્યો કે પિતા સાચું કહે છે. આજે રાતે સાધુને પુરો કરવો. તેમણે બન્નેએ તરવાર વિગેરે હથીઆરો લીધાં અને રાતે કાંઇ કહ્યા વિના નીકળ્યા. ગામની પાદરે જે વડ નીચે તે વિલખા બન્યા હતા ત્યાં મુનિને કાઉસ્સગ્ગ ધ્યાને ઉભેલા જોયા.

વિના પરિશ્રમે જેને શોધતા હતા તે એકલા મુનિને જોયા એટલે તે બન્ને હર્ષ પામ્યા અને બોલ્યા 'હે સાધુ !

લોકોમાં તેં અમારી નિંદા કરાવી, જીવતા અમને મુઆ જેવા બનાવ્યા તો હવે અમે તને અહિં પુરો કરીશું. એમ કહી તરવાર વિગેરે ખેંચી બન્ને મુનિ ઉપર ધસ્યા.

તેવામાં નાનાએ મોટા ભાઇને કહ્યું 'ભાઇ પહેલો ઘા તમે કરો અને પછી ઘા હું કરૂં કારણ કે તમે વડીલ છો?'

મોટાએ કહ્યું 'શત્રુને મારવામાં મોટો નાનો શું? માર તું?'

'ના. ભાઇ! તમે જાણો છો ને કે ઋષિઘાતનું પાપ મોટું છે?'

'તો તું મને મોટા પાપમાં પહેલાં ધકેલવા માગે છે? તો હું પહેલો ઘા નહિ કરૂં.'

'તો હું પણ હરગીજ પ્રથમ ઋષિઘાતનો પાપી નહિ બનું!'

'આપણે બન્ને સાથે ઘા કરીએ તો કેમ?' એમ માર્ગ કાઢતાં મોટાએ કહ્યું.

બન્નેએ સાથે તરવાર ખેંચી ઋષિ ઉપર ધસ્યા ત્યાં ક્ષેત્રપાલે દેખ્યા અને તેમને તેમના તેમ થંભાવી દીધા.

મોટાએ નાના સામું જોયું અને કહ્યું 'જોયું ઋષિને મારવા જવાનું ફળ.'

નાનાએ મોટાને કહ્યું 'હું તો પહેલેથી અટકયો હતો કે ઋષિને મારવામા સાર નહિ નીકળે.'

સવાર પડયું કોઇ સમજ્યા કે ઋષિની ચોકી કરનારા પહેરેગીરો છે. તો કોઇએ ઓળખી કહ્યું 'પહેરેગીરો શાના

આ તો ગઇ કાલના અપમાનનો બદલો લેવા નીકળી પડયા છે.' ત્યાં ત્રીજાએ ઉમેર્યું 'બદલો તો એમને સારો મળ્યો કાલે થોડાએ જાણ્યું હતું આજે આખું ગામ તેમને ઓળખશે.'

જોતજોતામાં માણુસોની ઠઠ જામી. ગામનો રાજા પણ ત્યાં આવ્યો અને રોતાં રોતાં અગ્નિભૂતિ અને વાયુભૂતિનાં માબાપ પણ ત્યાં આવ્યાં.

બધાના દેખતાં યક્ષ રાજા ઉપર દોડયો અને કહ્યું

'જ્યાં આવા ઋષિઘાતક પાપીઓ વસતા હોય તેને જે શિક્ષા ન કરે તે રાજાજ શિક્ષાને યોગ્ય છે'.

યક્ષને પગે લાગી રાજાએ કહ્યું 'યક્ષરાજ! મારો અપરાધ નથી ગઇ કાલે વાદ થયો હતો અને તેથી આ ચંડાલો ઋષિનો ઘાત કરવા આવ્યા તે હું મુદ્દલ જાણુતો નથી.'

યક્ષ પાછો ફર્યો અને લોકો સમક્ષ બન્ને બ્રાહ્મણોને મારવા દોડયો ત્યાં મુનિએ 'સબુર! સબુર!' કહી રોકયો એટલે તે બોલ્યો

'ઋષિઘાતી પાપીઓને શિક્ષા કરતાં મને મુનિવર ન રોકો. પાપીઓને પાપની શિક્ષા મળવીજ જોઇએ.'

'યક્ષરાજ આજનો પાપી આવતી કાલે મહાપુરૂષ શું નથી બનતો? આ આજે ભલે ઘાતકી જેવા બન્યા હોય પણ આ બન્ને કૃષ્ણુ વાસુદેવના પ્રદ્યુમ્ન અને શાંબ નામના પુત્રો થશે. નેમિનાથ ભગવાન પાસે દીક્ષા લેશે, તેઓ તરશે અને અનેકને તારશે.'

અગ્નિભૂતિ અને વાયુભૂતિ મુનિને ચરણે પડયા. અને

બોલ્યા જીવિતદાન આપનાર હે મહાત્મા હવે અમને ધર્મદાન પણ તમે આપો.

રાજાએ, બે વિદ્વાન યુવાન બ્રાહ્મણોએ, તેમના માતા પિતાએ અને અનેક લોકોએ મુનિ પાસે સમકિત સહિત બાર વ્રત ઉચ્ચર્યાં.

( ૩ )

એક વખત જૈનધર્મ અને જૈન મુનિની નિંદા કરનાર અગ્નિભૂતિ અને વાયુભૂતિ હવે મહા શ્રાવક બન્યા તેમની બ્રાહ્મણી વિદ્યા જૈનીવિદ્યા રૂપે પરિણમી. હિંસામૂલક ક્રિયાકાંડો અહિંસામૂલક તપત્યાગમાં ફેરવાયાં. પણ તેમના માતપિતાને તે ભાવના લાંબો વખત ન ટકી અને પુત્રોને શિથિલ કરવા તે ઘણું મથ્યાં પણ દૃઢ સમકિતજ્ઞાની પુત્રોએ તેમને કહ્યું 'ઋષિઘાતનું ફળ વધ બંધ હોય પણ અમને તો સારામાં પરિણમ્યું. આ ભવનો તો અમારો વધ અટકયો પણ ભવાંતરોમાં પણ પાપથી થનારો અમારો નાશ અટકયો.'

સારી ભાવનાથી તે બન્ને મૃત્યુ પામી દેવલોકે ગયા. અને માતાપિતા મૃત્યુ પામી ધર્મઉદ્વિગ્નપણાથી નરકે ગયાં

शास्त्राभ्यासकरो मर्त्यो विपक्षोऽपि बरो भुवि
हितकर्त्ता परं नूनं माभून्मूर्खो जनः क्वचित् ॥१॥

'શાસ્ત્રનો અભ્યાસી મનુષ્ય શત્રુ હોય તો પણ સારો પણ હિતભાવનાવાળો મૂર્ખો સારો નહિ.'

———

# ૧૮

# આરાધના વિરાધના

## યાને

# મણિભદ્ર અને પૂર્ણભદ્ર

## ( ૧ )

### તૃતીય અને ચતુર્થ ભવ

અયોધ્યા નગરમાં પૂર્ણ સમૃદ્ધિવંત સમુદ્રદત્ત શેઠ રહેતા હતા. તેમને હરિણના જેવા નયનવાળી હારિણી નામે સ્ત્રી હતી આ હારિણીએ સમય જતાં બે પુત્રોંનો જન્મ આપ્યો. શેઠે એકનું નામ **મણિભદ્ર** અને બીજાનું નામ **પૂર્ણભદ્ર** પાડયું.

એક વખત મહેન્દ્રસૂરિ અયોધ્યામાં પધાર્યા. નગરલોક આખું દર્શને ઉલટયું. તે દેશનાથી નગરનો રાજા અરિજય અને શ્રેષ્ઠિ સમુદ્રદત્ત પ્રતિબોધ પામ્યા. તે બન્નેએ દીક્ષા લીધી. મણિભદ્રે અને પૂર્ણભદ્રે શ્રાવક ધર્મ સ્વીકાર્યો.

## ( ૨ )

મણિભદ્ર અને પૂર્ણભદ્ર શ્રાવક જીવન નિરતિચારે પાળે છે. એવામાં એક વખત મુનિને વંદન કરવા જતાં એક હાથમાં કુતરી દોરીને જતા ચંડાળને તેમણે જોયો. ચંડાળની આંખ શ્રેષ્ઠપુત્રો ઉપર પડી અને શ્રેષ્ઠિપુત્રોની આંખ ચંડાળ ઉપર

પડી. બન્નેની આંખમાંથી અમી વરસ્યું. ચંડાળ શ્રેષ્ઠિપુત્રોની પાછળ પાછળ ચાલ્યો અને શ્રેષ્ઠિપુત્રો મુનિને વંદન કરી બેઠા એટલે તે પણ છેટે રહી મુનિને પગે લાગી બેઠો.

શ્રેષ્ઠિપુત્રોએ મુનિને પુછયું મહારાજ! આ ચાંડાલ કોણ છે? તેને અમે ઓળખતા નથી પણ તેને જોતાં અમને કોઈ ન વર્ણવાય તેવો હર્ષ થાય છે તેનું શું કારણ?

મુનિએ કહ્યું 'આ ભવના રાગ અને દ્વેષમાં પરભવનો સંસ્કાર હોય છે. જેને લઈ અપરિચિતમાં સ્નેહ કે દ્વેષ જાગે છે. આ ચંડાળ તમારા ત્રીજા ભવનો પિતા સોમદેવ વિપ્ર છે અને કુતરી તે તમારી માતા અગ્નિલા છે. તમે અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામના જૈન ધર્મથી પરાઙ્મુખ તેમના બે પુત્રો હતા પણ મુનિના પરિચયે તમે શ્રાવકધર્મ પાળ્યો તેથી દેવલોકે જઇ શ્રાવકકુળમાં જન્મ્યા અને આ બન્નેએ શ્રાવક ધર્મ વિરાધ્યો તેથી નરકમાં જઇ તમારા પિતા ચાંડાળપણે ઉત્પન્ન થયા અને માતા કુતરીપણે ઉત્પન્ન થઇ. અહિં ચારેને જાતિસ્મરણ જ્ઞાન થયું.

ચાંડાળે પણ ભાવથી શ્રાવકધર્મને સ્વીકાર્યો અને કુતરી પણ દડ દડ આંખમાં આંસુ સારતી ધર્મમાં સ્થિર થઇ.

પૂર્ણભદ્ર મણિભદ્ર મૃત્યુ પામી દેવલોકે ગયા. ચાંડાલ પણ મરી વ્યંતર થયો અને કુતરી પણ મરી મનુષ્ય અવતાર પામી સાધ્વી થઇ દેવલોકે ગઈ.

---

# ૧૯

# પરદારા સેવન

## યાને

# મધુરાજા

(૧)

અયોધ્યામાં **પદ્મનાભ** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને **ધારણી** નામે સ્ત્રી હતી.

આ રાજાને **મધુ** અને **કૈટભ** નામે બે પુત્રો થયા. થયા. બન્ને જાણે બળદેવ અને વાસુદેવ.

ઉમર થતાં બન્ને પુત્રોને પરણાવ્યા. એક વખત રાત્રિએ રાજાને વિચાર આવ્યો કે આ રાજ્યઋદ્ધિ આરોગ્ય અને સંતતિ તે સર્વ પૂણ્યનો પ્રભાવ છે. હું નવું પુણ્ય તો ઉપાર્જન કરતો નથી તો મારૂં શું થશે?

સવારે મોટા પુત્ર મધુને રાજા બનાવ્યો અને કૈટભને યુવરાજ બનાવી રાજા રાણીએ દીક્ષા લીધી. આ પછી મધુ અને કૈટભ સુંદર રીતે રાજ્ય ચલાવવા લાગ્યા.

(૨)

'પ્રતીહારિ! આ કોળાહળ શાનો થાય છે?' એમ સભામાં બેઠેલ મધુરાજાએ પુછ્યું.

પ્રતીહારિએ કહ્યું 'મહારાજ! બળથી મદોન્મત્ત બનેલ ભીમરાજા આપણા પડોશના ગામડાંઓને સંતાપે છે તેથી લોકો ભયના માર્યા કોલાહળ કરે છે.'

રાજાએ કહ્યું 'મંત્રિ! મને આની કેમ જાણ ન કરી?'

મંત્રીએ જવાબ આપતાં કહ્યું 'રાજન્! આપ બાળક છો તેથી મેં આપને અજાણ્યા રાખેલા.'

'મંત્રિ! તમે જાણો છો કે સિંહનું બચ્ચું ભલે નાનું હોય પણ તે મોટા હાથીઓથી પણ ગાંજ્યું નથી જતું. લશ્કર તૈયાર કરો અને નીચ ભીમ ઉપર ચડાઇ કરવાનો આદેશ આપો.'

નાંખી નજર ન પહોંચે એટલું લશ્કર લઇ મધુરાજાએ પ્રયાણ કર્યું. ટપોટપ એક પછી એક સીમાડાના રાજાઓ ભેટણા લઈ આવવા માંડયા. અને આ બાળ રાજાને સૌ નમવા લાગ્યા.

ચમત્કાર ત્યાં નમસ્કારનો સાક્ષાત્કાર કરાવતો મધુરાજા વટપુર નગર પાસે આવ્યો.

વટપુર નગરનો રાજવી **હેમરથ** સામે આવ્યો. તેણે ભેટણું ધર્યું અને મધુરાજાને વિનંતિ કરી કે 'એક દીવસ મારા મહેમાન થઇ પછી આગળ પ્રયાણ કરો.'

મધુરાજાએ તેની અનન્ય ભક્તિ જોઇ એક દીવસ રહે-વાનું કબુલ કર્યું.

હેમરથે આખું નગર શણગારી મધુરાજાનો પ્રવેશોત્સવ કર્યો. રાજદરબાર ભર્યો અને સારાં સારાં ભેટણાં ધર્યાં.

હેમરથ રાજાનો હર્ષ માતો નથી. તે પોતાની પટરાણી ઇન્દ્રપ્રભાને કહેવા લાગ્યો 'દેવિ! તું એક વખત સભામાં આવી મધુ રાજાને મોતીએ વધાવ'

ઇંદ્રપ્રભાએ કહ્યું 'નાથ! આટલા બધા ઘેલા ન બનો.

પ્રથમ પરિચયમાં આટલું બધું વધવાની જરૂર નથી. કારણ કે તેમની આંખો ટગર ટગર ફરતી હોય છે.'

'દેવિ! તું ખોટી કલ્પના ન કર. મધુરાજા તો ભાઇ સરખો છે અને તેને ત્યાં તો તારા જેવી કેઇ દાસીઓ હશે. બીજો વિચાર કર્યા વિના તું તારે તેને મોતીએ વધાવ.'

પતિપરાયણ ઇંદ્રપ્રભા રાજસભામાં આવી અને મોતીએ મધુરાજાને વધાવી ચાલી ગઇ.

ઇંદ્રપ્રભાને જોતાં મધુ સ્તબ્ધ થયો તેને લાગ્યું કે હું સામે જોઉં છું તે દેવિ છે? વિદ્યાધરી છે? કિન્નરી છે? કે નાગકન્યા છે? શું આવી સુંદર સ્ત્રીઓ જગત્‌માં હશે ખરી?

ખરેખર! તે પુરૂષ ભાગ્યશાળી છે કે જે તેની વાણી સાંભળે છે. અને તેનીજ આંખો સફળ છે કે જેને આવી સ્ત્રીને જોવાનું મળે છે. આ જગત્‌માં કવિઓ 'सारं सारङ्गलोचना' કહે છે તે આવી સ્ત્રીઓને માટેજ હશે!

ઇંદ્રપ્રભા વધાવીને ગઇ અને સાથે મધુરાજાનું મન પણ લેતી ગઇ.

મધુરાજાને હવે જરાપણ ચેન ન પડવા માંડયું. ભોજન ગમ્યું નહિ રાત્રી વર્ષ જેવી થઈ પડી. નથી તે કોઇ સાથે હસતો બોલતો કે નથી કાંઇ વાત કરતો.

પ્રધાનને રાજાને એકાએક આ શું થયું તેની કાંઇ ખબર ન પડી તેથી તેણે એકાંતમાં રાજા પાસે જઇ પૂછયું 'નાથ! આપનું શું હેમરથ રાજાએ અપમાન કર્યું છે? અગર શું આપને કોઇ અકથ્ય વ્યાધિએ પીડા ઉત્પન્ન કરી છે? રાજન્! આપની ખિન્નતા દેખી આખું લશ્કર ખિન્ન થયું છે.

રાજાએ દુઃખભર્યા હૃદયે કહ્યુ 'મંત્રિ! હું શું કહું? કહેતાં જીભ ચાલતી નથી પણ કહ્યા વિના તમને ખબર પણ શું પડે? મારા અંતઃપુરમાં ઘણીએ સ્ત્રીઓ છે? પણ આ ઇંદ્રપ્રભાની તોલે એકે આવે તેમ નથી. જો આ ઇંદ્ર-પ્રભા મારી સ્ત્રી થાય તોજ હું જીવી શકું તેમ છું.'

'રાજન્! આ તો હેમરથરાજાની પરણેલી સ્ત્રી. એના ઉપર હાથ નાંખતાં ઇજ્જત કઇ રીતે રહે! અને આ વાતની શત્રુને ખબર પડશે તો આપણું બધું વેરવિખેર થશે.' લજ્જા અને ભયથી ધ્રુજતાં મંત્રીએ કહ્યું.

'મંત્રિ! રાજ્ય કાલે જતું હોય તો આજે ભલે જાય ઇજ્જતની મારે ખપ નથી મારે જોઇએ ઇંદ્રપ્રભા! મંત્રીજી તમે મને ખોટો ડર આપી ડરાવો નહિ. મારા મનની વાત જાણી લીધી અને હવે કહો છો કે બને શી રીતે?' રાજાએ રીસાતાં આક્રોશપૂર્વક કહ્યું.

બુદ્ધિશાળી મંત્રીએ ગળે થુંક ઉતારતાં યુક્તિ શોધી કહ્યું 'રાજન્? એમ કરો. આપણે હાલ પ્રયાણ કરીએ અને વળતાં હું આપને કોઇ યુક્તિથી ઇંદ્રપ્રભા મેળવી આપીશ.'

'મંત્રીજી એમ બકાવવાની વાત ન કરો. સોગંદ ખા-ઇને કહો કે હું જરૂર વળતાં ઇંદ્રપ્રભા તમને અપાવીશ. તો હું આગળ પ્રયાણ કરૂં.' એમ રાજાએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

મંત્રીએ કહ્યું 'રાજન્! મારૂં વચન છે કે વળતાં ઇંદ્રપ્રભા આપને અપાવીશ.'

લશ્કરે પ્રયાણ કર્યું અને ભીમરાજાની નગરની આસ-

પાસ જેમ મહાસાગર ફરી વળે તેમ લશ્કર ઘેરાઇ વળ્યું.

ભીમરાજા લશ્કર લઇ સામે આવ્યો. બન્ને લશ્કરો બરાબર ત્રાટકયાં પણ મધુરાજાના સૈનિકોએ જીવતો ભીમને પકડી મધુરાજાના હવાલે કર્યો.

મધુરાજાએ ભીમને દેશપાર કર્યો અને તેના વંશજને તે રાજ્ય સોંપ્યું.

ભીમનો પરાજય સાંભળી ટપોટપ તમામ રાજાઓ ભેટણા લઇ મધુરાજાને નમ્યા.

વિજયમહોત્સવ ઉજવાયો અને પોતાના નગરે પાછું ફરવા લશ્કર તૈયાર થયું ત્યારે મંત્રીને મધુરાજાએ ફરી યાદ કરાવ્યું કે, 'મંત્રિ! વટપુર નગરનું વચન યાદ તો છે ને?'

મંત્રીએ કહ્યું 'હા રાજન્! બરાબર યાદ છે.'

મંત્રિ ગડભાંજમાં પડયો તે ધારતો હતો કે 'રાજા સમય જતાં ભૂલી જશે પણ તે હજી પરદારાને ભૂલ્યો નથી હું રાજાનો હિતૈષી, બની રાજાને પરસ્રીલંપટ બનાવવામાં સહાયભૂત કેમ બનું? શું કરૂં?'

તેણે સેનાપતિને બોલાવ્યો અને કહ્યું કે આપણે વટપુર જઇએ છીએ તેવું ભલે જાહેર થાય પણ વટપુર ન આવે અને સીધું અયોધ્યા આવે તે રીતે રાત્રે પ્રયાણ કરવાનું રાખશો.'

સેનાપતિએ મંત્રીના હુકમનો અમલ કર્યો અને અયોધ્યાને પાદરે આવી લશ્કર ઉભું રહ્યું.

( ૨ )

લોકોના ટોળેટોળાં મધુરાજાના દર્શને ઉલટયાં. આખી

નગરવાસીઓએ અયોધ્યા શણગારી પોતાનો બાળરાજા દેશોદેશ સાધી નગરમા પ્રવેશ કરતો હોવાથી સૌના હૃદયમાં હર્ષ માતો નહોતો. ભેટણાના ઢગના ઢગ રાજા આગળ થયા. ડગલે અને પગલે સ્ત્રીઓ અક્ષત અને સાચા મોતીઓથી રાજાને વધાવતી હતી.

આખું નગર આનંદને હિલોળે ચડયું હતું પણ માત્ર મધુરાજાનું મુખ ખિન્નતાથી છવાયું હતું. તેનો ક્રોધ મંત્રિ ઉપર અને સેનાપતિ ઉપર માતો નહોતો. તેણે અમાત્યને બોલાવ્યો અને કહ્યું કે 'હે પાપી મંત્રિવર! મેં તમારૂં શું બગાડયું હતું કે વટપુર ન જતાં સમગ્ર સૈન્યને અયોધ્યામાં લાવ્યા.'

મંત્રીએ ગંભીર વદને કહ્યું 'રાજન્! મને કશી ખબર નથી. સૈન્યનું વહન કરવાનું સેનાપતિને હાથ હતું.'

રાજાએ તુર્ત સેનાપતિને બોલાવ્યો અને કહ્યું કે કેમ લશ્કર વટપુર ન લઇ જતાં અહિં લાવ્યા?

'રાજન્! રાત્રિના સમયે ખ્યાલ ન રહ્યો. આટલી ભૂલ માફ કરો. ફરી આવી ભૂલ નહિ થાય.' સેનાપતિએ ભય પામતાં અટકાતા સ્વરે કહ્યું.

રાજાનો હવે કાંઇ ઉપાય રહ્યો નહિ. રાજા નથી કોઇ સાથે બોલતો, નથી ખાતો, નથી ઉંઘતો કે રાજ્યકાજમાં કશો નથી ભાગ લેતો. દીવસે દીવસે તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું તાવ લાગુ પડયો. સ્વપ્નામાં બેસતાં ઉઠતાં શ્વાસોશ્વાસમાં સર્વત્ર ઇંદ્રપ્રભા. અને તે નહિ મળે તેમ હોવાથી

રાજા કામની નવમી દશમી અવસ્થા કે જેમાં પ્રાણી બકવાદે ચડી જાય તેવી સ્થિતિમાં મુકાયો.

રાજાએ અન્નપાન છોડયાં અને હવે તે બે ચાર દીવસનો મેમાન છે તેવું સૌને લાગ્યું. આથી સેવકો મંત્રીને ઘેર પહોંચ્યા અને કહેવા લાગ્યા કે 'તમે તો રાજ્યસભામાં આવવું છોડી દીધું છે પણ રાજા મૃત્યુ પામશે તો બધો અપયશનો પોટલો તમારે માથે આવશે'

મંત્રી મુંઝાયો અને વિચારવા લાગ્યો કે 'રાજાના કહેવા પ્રમાણે કરૂં છું તો મંત્રીધર્મ ચૂકી રાજાને ઉન્માર્ગમાં પોષણ આપનારો બનું છું અને જો તેમ નથી કરતો તો રાજા જીવનથી જશે અને રાજા વિહોણું રાજય થતાં શત્રુ-ઓથી રાજ્ય ઘેરાઇ આખો દેશ નાશ પામશે.' શું કરવું તેની ગડભાંજમાં ગોથા ખાતો મંત્રી રાજ્યમહેલમાં આવ્યો.

શય્યામાં આળોટતા રાજાને નમસ્કાર કરી મંત્રી બેઠયો એટલે રાજાએ મંત્રીની સામું જોયું અને કહ્યું કે 'કેમ? મંત્રીજી હવે તો તમને શાંતિ છે ને?'

મહારાજ! 'હું મરૂં ત્યારે શાતિ મળશે.'

'તમારે શા માટે મરવું પડે હુંજ મરવાની તૈયારી કરી રહ્યો છું.'

'રાજન્! આવું ન બોલશો' કહી પાસે બેઠેલાને દૂર કરી મંત્રી બોલ્યો 'રાજન્? ઇંદ્રપ્રભા આપને મળે તેવી મેં ગોઠવણ કરી છે.

કઈ રીતે?

બધા રાજાઓને વસંતોત્સવમાં સ્ત્રીઓ સહિત આપણા મેમાન બનાવીશું. તેમાં હેમરથ રાજા પણ ઇંદ્રપ્રભા સાથે આવશે. અહિં આવ્યા પછી બધું ઠીક થઇ રહેશે.

રાજાને વિશ્વાસ બેઠયો. આશાના તંતુએ મગજમાં સ્થાન સ્થાપ્યું અને ઇલેકટ્રીકની એક ચાંપથી બધા દિવાઓ સળગી ઉઠે એમ મંદ પડેલ બધી નસોમાં જાગૃતિ આવી.

(૪)

'ઇંદ્રપ્રભા! મિત્ર મધુરાજાનો પત્ર છે. તેમાં તે લખે છે કે 'મિત્ર! તમારી કરેલી ભક્તિ મને બહુ યાદ આવે છે. વસંતોત્સવ ઉપર મેં બધા રાજાઓને સ્ત્રી પરિવાર સાથે બોલાવ્યા છે. તમે પણ જરૂર આવશો. તમે મારા પરમ મિત્ર છો. શું એનો ભાવ! પ્રિયે આપણે જરૂર જવાનું, તારે આવવું પડશે!'

'નાથ! તમે બહુ સરલ છો. મને આમાં કપટની ગંધ આવે છે અને લાગે છે કે મોટો નાના ઉપર ખુબ આદર રાખે તેમાં કાંઇને કાંઇ અગમ્ય સ્વાર્થ છૂપાયા વિના ન હોય. આપ એકલા જાઓ. મને લઇ જશો તો હું અને આપ બન્ને દુઃખી થઇશું. મધુરાજાના સસ્નેહ આમંત્રણમાં મને વિકારની ગંધ લાગે છે.' સંકોચાતા છતાં સુસ્પષ્ટ અક્ષરે નીચું મુખ રાખી ઇંદ્રપ્રભાએ કહ્યું.

'દેવિ! શુદ્ધ પ્રેમમાં શંકા ન હોય. મધુરાજા તે તો મારો નાનો ભાઇ છે. તેને ત્યાં તો તારા જેવી હજારો દાસીઓ છે. તે તારા ઉપર લોભાય તે ન માનવા જેવું છે.'

( ૫ )

હેમરથ અને ઇંદ્રપ્રભા અયોધ્યા પહોંચ્યા. મધુરાજાએ સવિશેષ સત્કાર કર્યો. સુંદર આવાસ આપ્યો અને વસંતોત્સવ ખુબ આનંદભેર ઉજવ્યો.

વસંતોત્સવ બાદ બધા રાજા પરિવાર સાથે પોતાની રાજધાની તરફ વિદાય થયા. મધુરાજાએ હેમરથને ખુબ આગ્રહથી રોકયા. હેમરથ મલકાયો અને મનમાં માનવા લાગ્યો શું મિત્રનો પ્રેમ! પણ ઇન્દ્રપ્રભાની શંકા તો દૃઢ ને દૃઢ થતી ગઇ.

એક વખત હેમરથ ઇન્દ્રપ્રભા પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'ઈન્દ્રપ્રભા! હું વટપુર જાઉં છું. તું ચાર દીવસ પછી મિત્ર મધુ તને ભેટણાં આપી મોકલે ત્યારે આવજે.'

'ના, નાથ! હું સાથે આવીશ મારે તેનાં ભેટણાં નથી જોઇતાં' કરગરતાં ઇન્દ્રપ્રભાએ કહ્યું.

'ઇન્દુપ્રભા! તું ભોળી છે. મિત્રે તારા માટે ઘણા દાગીના કરાવ્યા છે અને તે તૈયાર નથી. હું રાજ્ય સુનું મુકી અહિં કયાં સુધી રોકાઉં.'

'નાથ! તમને રાજ્ય સુનું મુકવું પાલવતું નથી અને સ્ત્રી સુની મુકવી પાલવે છે. તમારા ગયા પછી તમે માનો છો તે તમારો દુષ્ટ મિત્ર મારૂં શિયળ લુંટશે તો કોણ મને બચાવશે?'

'પ્રિયે! તારી શંકા ખોટી છે. આપણા ઉપર તે વધુ સ્નેહ રાખે છે તે આપણે પૂર્વે કરેલી તેની ભક્તિનો પ્રતાપ છે.'

'ના નાથ! આ પ્રીતિ ભક્તિગર્ભિત નથી પણ કામીની સાધનાનું પ્રથમ પગથાર છે.'

ઇન્દ્રપ્રભાએ અને કુશુકનોએ ઘણું ઘણું વાર્યા છતાં સ્નેહરાગે બંધાયેલો હેમરથ સાચું કાંઇ ન સમજ્યો અને થોડો પરિવાર મુકી તે વટપુર ગયો.

( ૬ )

ઇન્દ્રપ્રભા! હેમરથ રાજા ગયા તો ખરા પણ મિત્ર મધુરાજા ઉપર તેમણે પાછો સંદેશો મોકલ્યો કે 'મહારાણીને તુર્ત મોકલો અને બીજું પણ ઘણું ઘણું કહેવરાવ્યું છે. તમે રાજમહેલે પધારો તો મધુરાજા સવિસ્તર સંદેશ કહેશે અને આપને આપવાનાં ભેટણાં આપી કાલે તમને મોકલી આપશે.' આંખ નચાવતાં દુતીએ ઇન્દ્રપ્રભાને કહ્યું.

ઇન્દ્રપ્રભા સમજી ગઇ કે મધુની બુદ્ધિ ફરી છે. પણ હું ના કહીશ તો રોષ કરશે હા કહી જઇશ તો મારૂં પતિવ્રતાપણું ભયમાં મુકાશે. શું કરું? કયાં જાઉં? મૂઢ પતિને મેં ઘણું કહ્યું પણ તે કાંઇ ન સમજ્યો. નિઃશાસો નાંખી 'સારૂં' કહી તે દુતી સાથે ચાલી.

ઇન્દ્રપ્રભાને દુરથી આવતી દેખી મધુને જીવમાં જીવ આવ્યો અને તે રાજમહેલના સાતમે માળે ચઢી બેઠો.

દુતી રાજમહેલે આવી અને કહ્યું 'દેવિ! ચાલો ઉપર મધુરાજા તમારી રાહ જોઇ ઘરેણાના ઢગ પાસે બેઠા છે.'

ઇન્દ્રપ્રભા મૂઢ બની દુતી સાથે એક પછી એક નિઃસરણી ચડતી ગઇ પણ જાણે તે કોઇ એક પછી એક અંધાર ચેટાળમાં ઉંડે ઉતરતી જતી હોય તેમ તેને લાગ્યું

સાતમે માળે ઇન્દ્રપ્રભાએ પગ મુકયો અને આગળ પાછળ જોયું તો ન મળે દૂતી કે ન મળે કોઇ પરિવારનું માણસ. સામે તેણે શય્યા ઉપર બેઠેલા મધુને કોઇ જંગલની શિલાપટ્ટ ઉપર પુછડી પટપટાવતો વ્યાઘ્ર જેવો નિહાળ્યો.

સહેજ વિચારે છે ત્યાં તો ઇન્દ્રપ્રભા! બોલતો મધુ શય્યાથી હેઠો ઉતર્યો અને તેણે તેનો હાથ પકડયો. વાઘના પંજાથી ગાય ખેંચાય તેમ તરફડતી ઇન્દ્રપ્રભા શય્યા પાસે ધકેલાઇ.

અવાક્ બનેલી ઇન્દ્રપ્રભાને મનાવતાં મધુએ કહ્યું 'ઇન્દ્રપ્રભા! તારા માટે મેં અન્ન, પાણી, વિલાસ, વૈભવ બધું તજ્યું. બેસતાં, ઉઠતાં, ઉંઘતાં બધે મેં તને યાદ કરી છે. તું શરમ છોડ અને મારી પટ્ટરાણી બન. હેમરથ તો મારો સેવક છે. તેનો હું સેવ્ય અને સ્વામિ છું.'

ઘણી ધીરજ ધરી ઇન્દ્રપ્રભાએ કહ્યું 'રાજન્! હું પરણેલી સ્ત્રી છું-પરસ્ત્રી છું. પરસ્ત્રી સંગથી લોકમાં અપકીર્તિ ફેલાશે, પ્રજા રાજાથી વહેમાશે. પરસ્ત્રીસંગની ઇચ્છામાત્રથી રાવણ રોળાયો, પરસ્ત્રીની ઝંખના કરનારના ધન કુટુંબ, શરીર જીવન બધું લુટાય છે તેનો આપને શું ખ્યાલ નથી? રાજન્! રાજા તો પરસ્ત્રી સહોદર હોય. આપ આ શું કરો છો? બુદ્ધિનો ઉપયોગ કરો. કુળ મર્યાદા અને રાજ્યધર્મને સંભાળો.'

મધુનું મન મધુને આધીન ન હતું તેનું પ્રત્યેક ગાત્ર કામથી ધ્રુજતું હતું. તેની બુદ્ધિ વિકારગ્રસ્ત હતી. અને મન કામ પિશાચથી ગ્રસિત હતું. એકાંત સ્થાન હતું તેણે વિચાર્યું કે ફરી આવો સમય નહિ મળે. તેણે ઇન્દ્રપ્રભા ઉપર બળાત્કાર કર્યો અને ઘણા વખતની કામવેદના પૂર્ણ કરી.

બીજો દીવસ થયો. ઇન્દ્રપ્રભાને પહેલા દીવસે જે પશ્ચાતાપ અને વસવસો હતો તે ગયો. તેણે માન્યું કે મેં હેમરથને ના પાડી હતી છતાં તે ન સમજ્યો તો આ સંબંધમાં કોઇ દૈવીસંકેત હશે.

ગઈકાલ ધ્રુજતી તિરસ્કારતી અને દુર રહો હે મધુ રાજા પોકારતી ઇન્દ્રપ્રભા આજે હાવભાવથી મધુને પ્રસન્ન કરતી, મનામણા કરતી સર્વ રાણીઓની પટ્ટરાણી બની બેઠી.

મધુ રાજા પણ કોઇ વાર વનનિકુંજમાં, તો કોઇવાર ગિરિના શિખર ઉપર, તો કોઇવાર વાવડીઓમાં ઇન્દ્રપ્રભા સાથે ભોગવિલાસ કરતો પોતાનો સમય વીતાવવા લાગ્યો. ઇન્દ્રપ્રભા હેમરથને ભૂલી ગઈ અને મધુ ઇન્દ્રપ્રભા પારકા પુરૂષની સ્ત્રી હતી તે વાત વિસરી ગયો.

( ૭ )

'રાજન્! આપ ભોળા. સ્ત્રીએ આપને ઘણું ઘણું સમજાવ્યું છતાં ન સમજ્યા આપે આ બાજુ અયોધ્યા છોડી અને તેજ રાતે મધુરાજાએ રાણીને બળાત્કારે તેના અંતઃપુરમાં દાખલ કર્યાં. અબળાનું શું ગજું?' ધ્રુજતા હૃદયે અયોધ્યાથી આવેલા સેવકે હેમરથને કહ્યું.

હેમરથને આ વાત પ્રથમ સાચી ન લાગી તેણે ગંભીર થઇ પુછ્યું 'સાચું કહો, શું ઇન્દ્રપ્રભા ઉપર મધુરાજાએ બળાત્કાર કર્યો?'

'હા મહારાજ! ઇન્દ્રપ્રભા મધુરાજાની પટરાણી બની' આ સાંભળતાં હેમરથ મુર્છા ખાઇ જમીન ઉપર પડયો. વાયુ અને પાણીના છંટકાવ બાદ મુર્છા વળતાં લાલ આંખ અને

ભ્રકુટી ચડાવી તેણે કહ્યું 'સેનાપતિઓ! સૈનિકોને તૈયાર કરો. અયોધ્યાને લુંટો, દગાખોર મધુને બાંધી હાજર કરો.'

સૌ મુગા રહ્યા. રાજાનો બકવાદ વધ્યો તે ભાન ભૂલ્યો તેણે ખાવું છોડયું રાજ્ય છોડયું અને રાજ્યભવન છોડયું. ઇન્દ્રપ્રભા! ઇન્દ્રપ્રભા! રટતો કોઇવાર કુવાના કાંઠે કોઇ સ્ત્રીને દેખી ધસતો તો કોઇ વાર પક્ષીઓની સાથે વાતો કરતો અને ઇન્દ્રપ્રભાની ખબર પુછતો.

હેમરથ કોઇવાર ખડખડ હસે છે તો કોઇવાર લાકડી લઇ કુદાકુદ કરે છે તો કોઇવાર પોકે પોકે રડે છે.

ખમા ખમા પોકારાતો અને જેના શબ્દે અમાત્યો અને ભલભલા ચમરબંધીઓ ધ્રુજતા તે હેમરથ છોકરાઓના ટોળે ટોળાંએ ઘેરાયેલો શેરીઓમાં ગાંડો થઇ ઘૂમે છે.

મંત્રીઓએ રાજનું સુકાન સંભાળ્યું. રાજાનું ગાંડપણ દુર કરવા ઘણા ઘણા પ્રયત્ન કર્યા પણ ઇન્દ્રપ્રભા વિના તે શાંત થાય તેમ ન હતું અને ઇન્દ્રપ્રભાને મધુ પાસેથી મેળવવી તે તેમના ગજા બહારની વાત હતી. આથી સૌએ ઉપેક્ષા કરી.

હવે હેમરથ મહિનાના મહિના સુધી રાજ્યભવને ન આવ્યો અને ફરતો ફરતો અયોધ્યા પહોંચ્યો.

## ( ૮ )

ઇન્દ્રપ્રભાના મહેલની ગોખે બેઠેલી ધાવે દુરથી અયોધ્યામાં એક ગાંડાને દેખ્યો. તે કુવે પાણી ભરતી સ્ત્રીઓ પાસે પહોંચ્યો અને ઇન્દ્રપ્રભા! ઇન્દ્રપ્રભા! બોલતો દરેક સ્ત્રીને જોતો લોકોથી ટીપાતો અને તિરસ્કારાતો જોયો. ધાવે

બરાબર હેમરથને ઓળખ્યો અને તેની આંખમાં ચોધાર આંસુ આવ્યાં અને બોલી ઉઠી 'એક વખતનો રાજવી? આ ગાંડા વેષે?'

ઈન્દ્રપ્રભા ધાવમાતાને રડતી દેખી પાસે આવી અને કહેવા લાગી 'શા માટે તું રડે છે? જે હોય તે સાચું કહે.' ધાવે કાંઇ નહિ કહી પતાવ્યું પણ તેણે ઘણો આગ્રહ કર્યો ત્યારે તે બોલી.

'ઇન્દ્રપ્રભા! તારા પતિ હેમરથ રાજા તારા વિયોગથી ગાંડા બન્યા છે જ્યાં ત્યાં ઇન્દ્રપ્રભા! ઇન્દ્રપ્રભા! કરતા ઘુમે છે. લોકોના ટોળેટોળાં પાછળ ફરે છે. આવા મોટાની પણ આ દશા!'

મ્હોં મરડી ઇન્દ્રપ્રભાએ કહ્યું 'જુની વાત ન સંભાળ. હેમરથને સ્ત્રીઓનો ક્યાં તોટો છે. ઇન્દ્રપ્રભા ગઇ તો બીજી ઇન્દ્રપ્રભા કરવામાં તેને શી વાર હતી? હજારો નોકરો અને વૈભવવાળો હેમરથ ગાંડો બને તે સંભવિત નથી.'

ત્યાં તો આ ગાંડો જાય, આ ગાંડો જાય કરતું છોકરાઓનું ટોળું દેખાયું અને તેમાં હેમરથ ચિંથરે હાલ ઉભો હતો. ધાવે ઇન્દ્રપ્રભાને બતાવ્યું કે 'જો આ ઉભો હેમરથ.'

ઇન્દ્રપ્રભાએ હેમરથ સામે નજર નાંખી અને તે જોતાં તેની આંખમાં ઝળહળીયાં આવ્યા. ધિગ્ ધિગ્ મારો અવતાર, અરે સ્ત્રીના અવતારનેજ ધિક્કાર કે જ્યાં સ્વતંત્રતા નહિ. મારા મોહે આણે રાજ્ય છોડયું, વૈભવ છોડયા, સુખ છોડયું અને મારૂં નામ રટતો રટતો આમ ઘુમ્યા કરે છે. અને હું પાપિણી લંપટ બની પાપમાં રાચું છું.

ત્યાં તો મધુરાજા વાસભવનમાં આવી પહોંચ્યો. દુઃખથી ઘેરાયેલી છતાં વિવેકી ઈન્દ્રપ્રભાએ દુઃખની વાત મનમાં પચાવી રાજાને આસન આપ્યું.

( ૯ )

થોડીવારે એક બાંધેલા પુરૂષને લઇ કોટવાલ રાજા પાસે આવ્યો અને પગે લાગી કહેવા લાગ્યો 'રાજન્! આ યુવાન પુરૂષે પરદારા સેવનનો ગુન્હો કર્યો છે. આપ કહો તે તેને શિક્ષા કરૂં.'

'કોટવાલ! પરદારાસેવીના ગુન્હા માટેની શિક્ષા શું પુછો છો? આ ગુન્હા માટે દેહાંત દંડ સિવાય બીજી શિક્ષા શું સંભવે?'

'મહારાજ! આવા યુવાન પુરૂષને આટલા ગુન્હા માટે આવી આકરી શિક્ષા ન આપો આમાં શો મોટો દોષ કર્યો છે?' ઈન્દ્રપ્રભાએ રાજાને આશ્ચર્યપૂર્વક કહ્યું.

'દેવિ! શાસ્ત્રો કહે છે કે પરદારાસેવનથી દુર્ગતિ મળે, અપકીર્તિ થાય અને તે મોટામાં મોટું પાપ છે તે તું શું નથી જાણતી?'

'મહારાજ! આપ આટલું બધું જાણો છો તો હું ઇન્દ્ર પ્રભા શું તમારી સ્ત્રી છું? શું હું તમને ઇચ્છતી આવી હતી? આપે મારા ઉપર બળાત્કાર નહોતો કર્યો? અને આ બધા પાપમાંથી આપને માફી અને આને શિક્ષા? શાસ્ત્ર એના અને આપને માટે જુદું છે?'

મધુની સાન ઠેકાણે આવી. ગૌરવર્ણી દેવાંગના સરખી ઇન્દ્રપ્રભા તેને હવે તપેલા લોહની પુતળી સરખી લાગી. પરસ્ત્રી

સેવનથી થનારાં નરકનાં દુઃખો તેની આગળ ભમવા લાગ્યાં. સ્ત્રીનો દેહ દુર્ગંધમય ભાસવા લાગ્યો. અને પોતાની પૂર્વની ઘેલછા ધાટે શરમ ઉપજી.

આ અરસામાં એક તપસ્વી મુનિવર ત્યાં પધાર્યા. રાજાએ પશ્ચાતાપપૂર્ણ હાથે અને શુદ્ધ ભાવથી તેમને પડિલાભ્યા. મુનિ વહોરીને ગયા અને થોડીવાર થઈ ત્યાં રાજાએ તેમને કેવળજ્ઞાન થયું. તે સમાચાર જાણ્યા.

મધુ રાજા વંદન કરવા ગયો. મુનિની દેશના શ્રાવક અને સાધુધર્મમય સાંભળી મધુ અને કૈટભે ભાગવતી દીક્ષા સ્વીકારી. ઇન્દ્રપ્રભાએ પણ પરમપાવન પ્રવજ્યાને સ્વીકારી. ત્રણે જણાએ સુંદર ચારિત્ર પાળ્યું ત્રણે સ્વર્ગે સંચર્યા. મધુ સ્વર્ગથી ચ્યવી પ્રદ્યુમ્ન થયો. કૈટભ શાંબ થયો અને ઇન્દ્રપ્રભા કમલમાળા થઈ.

હેમરથ રાજા થોડા વખત ગાંડા તરીકે રખડયો અને અનાથ કુતરાના મોતે મરી થોડા ભવ કરી બાળતપ કરી ધૂમકેતુ નામે દેવ થયો.

આ હેમરથ એ મધુનો પૂર્વભવનો પિતા અને ઇન્દ્રપ્રભા એ મધુની પૂર્વભવની માતા. પૂર્વસ્નેહે હેમરથને મધુમાં શંકા ન લાગી અને ઇન્દ્રપ્રભાનો તિરસ્કાર લાંબો વખત મધુમાં ન ટક્યો.

પ્રદ્યુમ્નનો પૂર્વભવ પરદારા સેવન ન કરવા ઉપર સારો પ્રકાશ પાડે છે.

## ૨૦

# ચમત્કારિક ઋદ્ધિ
### યા ને
# પ્રદ્યુમ્ન ચરિત્ર

### (૧)

શ્રીકૃષ્ણને રૂકિમણીથી એક પુત્ર થયો. તેનું નામ **પ્રદ્યુમ્ન** રાખ્યું. અને સત્યભામાને જે પુત્ર થયો તેનું નામ **ભાનુક** રાખ્યું. પ્રદ્યુમ્નનું તેના પૂર્વભવના વૈરી **ધુમકેતુ** દેવે જન્મતાંજ હરણ કર્યું. અને વૈતાઢય પર્વત ઉપર **ભૂતરમણ** ઉદ્યાનમાં તેને એકલો મુકયો. તેવામાં ઉપરથી જતા **કાલસંવર** વિદ્યાધરનું વિમાન આકાશમાં અટકયું. તે નીચે ઉતર્યો અને તેણે પ્રદ્યુમ્નને લઇ પોતાની પત્ની **કનકમાળાને** આપ્યો. કનકમાળાએ તે પુત્રને પોતાના પુત્રની પેઠે ઉછેરી મોટો કર્યો.

રૂકિમણી પુત્રના હરણથી બેભાન થઇ. તેણે ખાવાનું પીવાનું સર્વ છોડી દીધું. પુત્રને મેળવવા તેણે ઘણાં ફાંફાં માર્યાં. પણ કોઇ જગ્યાએ પત્તો ન લાગ્યો. આ પછી શ્રીકૃષ્ણે નારદને તેનો પત્તો મેળવી લાવવા કહ્યું. નારદે બધે તપાસ કરી પણ પત્તો ન મળવાથી તેણે શ્રી સીમંધર સ્વામિને પૂછ્યું 'હે ભગવન! રૂકિમણીનો પુત્ર હાલ કયાં છે?' ભગવાને કહ્યું 'તે ધૂમકેતુ દેવથી હરણ કરાયો છે. અને હાલ કાલસંવર વિદ્યાધરને ત્યાં છે. અને તે સોળવર્ષ બાદ રૂકિમણીને મળશે.' નારદે આ સમાચાર શ્રી કૃષ્ણને અને રૂકિમણીને આપ્યા. તેમજ રૂકિમણીને ભગવાન પાસેથી સાંભળેલા વૃત્તાન્ત મુજબ

તેને કહ્યું કે 'તેં લક્ષ્મીવતીના ભવમાં કૌતુકથી મયૂરના ઇંડાંને રંગ્યાં હતાં. મયૂરી રંગેલાં ઇંડાંને ઓળખી ન શકી. તેથી તેને ધ્રાસકો પડયો પણ વરસાદથી ઇંડાં ધોવાયાં ત્યારે સોળ ઘડી બાદ તેણે પોતાનાં ઇંડાં ઓળખ્યાં. આમ પૂર્વભવમાં મયૂરીને સોળ ઘડીના કરાયેલા વિરહે તને પુત્રનો સોળ વર્ષનો વિરહ નિપજાવ્યો છે. રૂક્મિણી ત્યારબાદ પ્રભુભક્તિમાં લીન બની અને વિચારવા લાગી કે 'કુતુહલથી કરેલું પાપ પણ સેંકડો ગણું વૃદ્ધિ પામી જીવ ન ભોગવે ત્યાં સુધી છુટતું નથી.'

( ૨ )

સોળવર્ષ બાદ ભાનુકના લગ્ન આરંભાયાં. દ્વારિકામાં ચારે બાજુ આનંદ આનંદ વ્યાપી રહ્યો છે. માત્ર રૂક્મિણીની આંખો આંસુથી ઉભરાઇ રહી છે. આંસુ સાથે તે બોલી ઉઠી 'મારે પ્રદ્યુમ્ન પુત્ર હતો. આજે તેનાં લગ્ન હોત અને મારો પુત્ર આજ દુર્યોધનની કન્યાને પરણત, પણ હું પુત્ર વિનાની બની અને તે કન્યાને સત્યભામાનો પુત્ર ભાનુક પરણશે. અને શરત મુજબ મારે કેશ ઉતારી સત્યભામાને આપવા પડશે પુત્ર અને પતિવાળી છતાં હું શોભા વિનાની બનીશ.' આજ અરસામાં એક બ્રાહ્મણ બટુકમુનિ .રૂક્મિણી પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'હું સોળવર્ષનો ભૂખ્યો છું મને કાંઇક ખાવા આપ.' રૂક્મિણી બોલી 'મેં વરસનું તપ સાંભળ્યું છે સોળ વરસનું તપ તો મેં કયાંય સાંભળ્યું નથી.' તે બોલ્યો 'જન્મથી મેં માતાનું દૂધ પણ પીધું નથી. હું બહુ ભૂખ્યો છું તારી પાસે જે હોય તે આપ.' રૂક્મિણી બોલી 'મારી પાસે લાડુ સિવાય કાંઇ નથી.' તે બોલ્યો 'જે હોય તે આપ.' રૂક્મિણીએ કહ્યું 'આ લાડુ કેશવ સિવાય કોઇને પચે

નહિ.' તે બોલ્યો 'તપના પ્રભાવથી બધું મને પચી જાય છે.' તેણે લાડવા આપ્યા અને તે ત્યાંજ બેસી ખાઈ ગયો. રૂકિમણી આશ્ચર્ય પામી.

એવામાં સત્યભામાની દાસીઓ રૂકિમણી પાસે આવી. અને કહેવા લાગી કે 'જેનો પુત્ર પહેલો પરણે તેને બીજીએ તે લગ્નમાં માથાના વાળ મુંડાવી આપવા તેવી તમારે અને સત્યભામાની વચ્ચે શરત થઈ હતી, તે શરત મુજબ અમને તમારા વાળ લેવા સત્યભામાએ મોકલી છે.' ત્યારે પેલા માયાવી મુનિએ તેમનાજ વાળથી ટોપલી ભરી તેમને સત્યભામા પાસે મોકલી. 'આ શું ?' એમ સત્યભામાએ પૂછયું તેવામાં દાસીઓએ કહ્યું 'જેવાં તમે તેવાં અમે બન્યાં છીએ.' સત્યભામા માથા ઉપર હાથ મુકે તો માથું વાળવિનાનું જણાયું. તે કૃષ્ણ પાસે પહોંચી અને કહ્યું, 'મને રૂકિમણીના વાળ અપાવો અને તેને મુંડી કરો' કૃષ્ણે કહ્યું 'તું તો મુંડી થતાં શું થશે અત્યારે તો તું પોતે મુડી થઇ છે' સત્યભામાએ હઠ લીધી, આથી બળદેવને સત્યભામા સાથે રૂકિમણીના વાળ લેવા મોકલ્યા સત્યભામા અને બલદેવ રૂકિમણીના આવાસે પહોંચ્યા તો ત્યાં કૃષ્ણને દેખ્યા. આથી લજ્જા પામી ફરી બન્ને પાછાં આવ્યાં અને કહેવા લાગ્યાં કે 'અમને ત્યાં મોકલો છો અને પાછા તમે જાતે ત્યાં જઈ ઉભા રહ્યા છો આમ શા માટે પજવો છો ?' કૃષ્ણે સોગંદપૂર્વક કહ્યું 'હું કયાંય ગયો નથી. કાંતો તમને ભ્રમ થયો છે કે કાંતો કોઇએ માયા કરી છે.' આ તરફ સત્યભામા અને બલદેવ પાછા ફર્યા. એટલે નારદે રૂકિમણીને કહ્યું 'આ બ્રાહ્મણ બટુક નથી પણ તારો પુત્ર પ્રદ્યુમ્ન છે. તેને મેં ભાનુકના લગ્નના સમાચાર આપ્યા. અને તારૂં દુઃખ જણાવ્યું તેથી તે અહિં અવસરે

આવી પહોંચ્યો છે. આજે ભાનુક વેરે પરણાવવાની કન્યા તેણે હરી લીધી છે. બગીચો ફૂલરહિત કર્યો છે. ઘાસની દુકાનો ઘાસ વિનાની બનાવી છે. જળાશયો પાણી વિનાનાં બનાવ્યાં છે. અને તેનું બધું ભોજન બ્રાહ્મણ બની જાતેજ ઝપટ કરી ગયો છે.' તેવામાં મૂળસ્વરૂપે પ્રદ્યુમ્ન માતા આગળ નમન કરી ઉભો રહ્યો. માતાએ અશ્રુજળ વર્ષાવ્યાં. શિર ઉપર ચુંબન કર્યું અને સોળવર્ષનો પુત્રવિરહ સમાવ્યો.

પ્રદ્યુમ્ને માતાને કહ્યું 'હું બાપને ચમત્કાર ન દેખાડું ત્યાં સુધી તું મને પ્રગટ કરીશ નહિ.' તરતજ તેણે રૂકિમણીને રથમાં બેસાડી નગર વચ્ચે બુમ પાડી કહ્યું 'હે રામ! હે કૃષ્ણ! અને હે યાદવો! તમારામાં તાકાત હોય તો આ રૂકિમણીને પાછી લેવા આવજો.' તુર્ત શાર્ઙ્ગ ધનુષ્ય સહિત કૃષ્ણ પાછળ દોડયા. અને તેમની બ્હારે તેમનું સૈન્ય પણ આવ્યું. યુદ્ધ થયું. પ્રદ્યુમ્ને કૃષ્ણને શસ્ત્ર રહિત કર્યા છતાં કૃષ્ણની જમણી આંખ ફરકતી રહી, આથી કૃષ્ણે બલભદ્રને કહ્યું 'ભાંઈ! શસ્ત્રરહિત બન્યો છું, લશ્કર ભાગવા માંડયું છે. છતાં આવા અનિષ્ટ પ્રસંગે મારૂં જમણું નેત્ર તેમ ફરકે છે.' તેવામાં નારદ વચ્ચે આવી બોલી ઉઠયા 'હે કૃષ્ણ! આ નથી કોઇ દેવ! કે નથી કોઇ વિદ્યાધર! આ તો છે તમારો પુત્ર પ્રદ્યુમ્ન! તેણે તમને બતાવ્યું કે બાપ કરતાં બેટા સવાયા!' કૃષ્ણ ભેટી પડયો પ્રદ્યુમ્ન નમી પડયો. નગરમાં લગ્નના ઓચ્છવને બદલે પ્રદ્યુમ્નનો પ્રવેશ મહોત્સવ ઉજવાયો.

( ૩ )

દુર્યોધન કૃષ્ણની સભામાં ઉભો થયો અને કહેવા લાગ્યો કે 'હે સ્વામી! મારી અને તમારી બન્નેની લાજ જાય છે. લગ્નના મોકાસર મારી પુત્રી અને તમારી પુત્રવધુને કોઈ

હરી ગયું.' કૃષ્ણે કહ્યું 'હું શું કરૂં ? પ્રદ્યુમ્નનો સોળવર્ષ મેં વિરહ સહન કર્યો જને ? હું થોડો સર્વજ્ઞ છું ?' તુર્ત પ્રદ્યુમ્ને કહ્યું 'આપ આજ્ઞા ફરમાવો તો દુર્યોધનની પુત્રીને હું પ્રજ્ઞપ્તિવિદ્યાથી તુર્ત લઇ આવું. એમ બોલી કન્યાને હાજર કરી. ત્યાં નારદ બોલ્યા. 'જેને વેરે એને વરાવી હતી તે આ પ્રદ્યુમ્નેજ ભીલનું રૂપ કરી કન્યાનું હરણ કર્યું હતું અને તેણેજ યાદવ અને કૌરવ લશ્કરને પાણી ઉતરાવ્યું.

દુર્યોધન અને કૃષ્ણે ધામધૂમથી પ્રદ્યુમ્ન સાથે લગ્ન કર્યાં આ પછી પ્રદ્યુમ્ન વૈદર્ભી વિગેરે અનેક રાજકન્યાઓ પરણ્યો.

સમય જતાં એક વાર નેમિનાથ પ્રભુ દ્વારિકામાં સમવસર્યા. પ્રદ્યુમ્ન ભગવાનની વાણી સાંભળી વૈરાગ્ય પામ્યો. તેણે દીક્ષા લેવાનો નિર્ણય કર્યો એટલે તેની સાથે સાંબ વિગેરે ઘણા રાજકુમારોએ રાજવૈભવ છોડી દીક્ષા લીધી.

દીક્ષા બાદ પ્રદ્યુમ્ને અનેકવિધ તપશ્ચર્યાઓ કરી શરીર શોષવ્યું અને શાંબ સાથે ગીરનાર તીર્થે આવ્યો. બન્ને કુમારો સામસામા શિખર ઉપર બેસી પલ્યંકાસન લગાવી અંતર્મુખ બની ધ્યાનારૂઢ થયા અને ત્યાંજ કેવળજ્ઞાન અને સિદ્ધિગતિ મેળવી અનંત કલ્યાણ સાધ્યું.

જે શિખરો ઉપર તેમણે મુક્તિ મેળવી તે શિખરો પણ જતે દીવસે શાંબ પ્રદ્યુમ્નના નામથી જગતમાં ખ્યાતિ પામ્યાં.

શાંબ અને પ્રદ્યુમ્નકુમાર આજે જગતમાં નથી પણ આ બે શિખરો હજારો વર્ષ ઉપર થઇ ગયેલા આ બે કુમારોની ઋદ્ધિ તપત્યાગ અને જન્મપરંપરાની યશોગાથા ઉચ્ચારી રહ્યાં છે.

[ શાંબપ્રદ્યુમ્નચરિત્રમાંથી ]

## ૨૧

# ઉપશમ વિવેક અને સંવર

### યાને

# મહાત્મા ચિલાતી

### (૧)

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં **યજ્ઞદેવ** નામનો બ્રાહ્મણ હતો. વ્યાકરણ ન્યાય અને કાવ્યમાં તે મહા વિદ્વાન ગણાતો. વિદ્યા સાથે તેને વિદ્યાનો મદ પણ હતો અને તેથી તે ઠેર ઠેર કહેતો કે 'મને જે જીતે તેનો હું શિષ્ય થાઉં.'

એક વખત તેને એક ક્ષુલ્લક સાધુએ જીતી લીધો. યજ્ઞદેવે જૈન દીક્ષા લીધી. તે ચારિત્ર સારૂં પાળે છે. પણ વસ્ત્રોની મલિનતાને નીંદે છે અને કહે છે કે 'જૈનધર્મમાં બધું સારૂં પણ નાહવાનું નથી તે સારૂં નથી.'

કોઇ એકવાર તે ભિક્ષા માટે નીકળ્યો અને ફરતાં ફરતાં પોતાને જ ઘેર આવી ચડયો. પતિને જોઈ બ્રાહ્મણી મોહ પામી અને તેણે તેના ઉપર કામણ કર્યું. મુનિ વ્રતમાં દૃઢ હતા તેથી તેનું કામણ ચાલ્યું નહી પણ દિવસે દિવસે મુનિનું શરીર ક્ષીણ થયું. છેવટે યજ્ઞદેવ અણુસણ લઈ કાળધર્મ પામી સ્વર્ગે સંચર્યા. જ્યારે સ્ત્રીને આ વાતની ખબર પડી ત્યારે તેને ઘણો પશ્ચાતાપ થયો. તેથી તેણે આલોચના લીધી અને ચારિત્ર લઇ સ્વર્ગે ગઇ.

( ૨ )

રાજગૃહ નગરમાં **ધનાવહ** શેઠ અને **ભદ્રા** શેઠાણી રહેતાં હતાં. એમને ત્યાં **ચિલાતી** નામની વિશ્વાસુ દાસી હતી. દાસીએ પુત્રનો જન્મ આપ્યો અને શેઠાણીએ પુત્રીનો જન્મ આપ્યો. ચિલાતીના પુત્રને લોકો **ચિલાતી**પુત્ર કહી બોલાવવા લાગ્યા અને શેઠાણીના પુત્રીનું નામ **સુસમા** પાડયું. સુસમા અને ચિલાતીપુત્ર બન્ને સાથે રમતાં અને સાથે ઉછરતાં છતાં બન્નેના સંસ્કારમાં બહુ ફેર હતો. ચિલાતીપુત્રના અભ્યાસ અને સંસ્કાર માટે કોઇ ધ્યાન નહોતું આપતું. તે ગામમાં રખડતો છોકરાઓને મારતો અને માર ખાતો મોટો થયો. સુસમા માટે શેઠ શેઠાણી બધાં ધ્યાન આપતાં અને તેનાં સસ્કારનું ઘડતર સારી રીતે કરતાં.

ચિલાતી આઠ વર્ષનો થયો ત્યાં તેની માતા મૃત્યુ પામી. ચિલાતી નોંધારો બન્યો અને વધુ કુછંદે ચડયો.

એક વખત શેઠાણીની નજર ચિલાતીપુત્ર અને સુસમાની રમત ઉપર પડી. શેઠાણીએ જોયું તો ચિલાતીપુત્ર સુસમા સાથે કુશ્ચેષ્ટા કરતો હતો. શેઠાણીએ આ વાત શેઠને કહી તેથી શેઠે તેને કાઢી મુકયો.

ચિલાતી નિરંકુશ બન્યો. તેને હવે કોઇ કહેનાર કે ટોકનાર ન હતું. તે ધીમે ધીમે ચોરોની સોબતમાં આવતો ગયો, દારૂ પીતો થયો અને લુંટારાની ટોળીમાં ભળતો ગયો. આ પછી તેણે પલ્લી વસાવી અને તેમાં તે અધિપતિ બન્યો.

ચિલાતી સુસમાને ભુલવા ઘણું મથતો પણ ચિલાતી તેને વિસરી શકયો નહિ અને સુસમા પણ ચિલાતીના દુર્ગુણને તિરસ્કારતી છતાં પણ કેમે કરી ચિલાતીને ભૂલી શકી નહિ.

(૩)

ચિલાતીની ઉંમર અઢાર વર્ષની થઇ છે. તેણે ઘણા સાથીઓ એકઠા કર્યા છે. તેનું શરીર કદાવર અને મન નિર્દય છે. લુટારામાં જે જોઇએ તે બધું તેનામાં હતું. એક વખત તેણે સાથીદારોને કહ્યું 'આજે આપણે રાજગૃહમાં ધનાવહને ત્યાં લુંટ કરવી છે, ધન તમારૂં અને તેની કન્યા મારી.' ચોરો કબુલ થયા.

ખરા બપોર હતા. તડકો ધૂમ તપતો હતો ત્યાં ઝાડીમાંથી ૪૦–૫૦ ધાડપાડુઓનું ટોળું આવ્યું અને રાજગૃહીના પાછલા દરવાજેથી દાખલ થઇ વાણીયાઓના મહોલ્લામાં દાખલ થયું. લોકોએ ચીસો રાડો ખુબ પાડી પણ નગરરક્ષકો આવે તે પહેલાં તો ધનના ઢગલા લઇ ચોરો અને સુસમાને લઈ ચિલાતી નાઠો.

શેઠે કહ્યું 'ધન તો કાલે મળશે પણ લુંટારા મારી છોકરીને લઈ જાય તે જીવતો કેમ સહું ? મારે ધનની જરૂર નથી તમે મારી પુત્રી લાવી આપો.' નગરરક્ષકો દોડ્યા શેઠ પણ પાંચે પુત્રોને સાથે લઇ ચોરોની દિશામાં પડયો.

ચિલાતીને સુસમા પ્રત્યે પ્રેમ અને મોહ છે, તેને ઘણું ઘણું પુછવાનુ દીલ છે. અને સુસમાને પણ તેની પ્રત્યે મોહ હોવા છતાં તેને કેટલીએ બાબતમાં શિખામણ આપવાની ઇચ્છા છે પણ નથી અત્યારે ચિત્ત ચિલાતીનું ઠેકાણે કે નથી સુસમાનું. ઘડી ઘડી ખચકાતી સુસમાને તે હાથ ઝાલી તાણે છે ત્યાં સુસમાને પગે કાંટો વાગ્યો લોહીની ધારા છુટી. ચિલાતીએ વાંકો વળી કાંટો કાઢયો અને દૂર જોયુ તો

પોતાની પાછળ પડેલા શેઠ તેનાપુત્રો અને સૈનિકોને દીઠા. સુસમા ગભરાણી, એટલે તુર્ત ચિલાતીએ સુસમાને ખભા ઉપર નાંખી ચિલાતી પૂરજોસે દોડવા લાગ્યો. ખાડા ખડીયા, ઉનાળાનો તાપ, તરસ અને શેઠના ભયે સુસુમાને ઉપાડી વધુ આગળ ચાલવું ચિલાતીને જ્યારે કઠણ લાગ્યું ત્યારે તે ગભરાયો. તેની ધીરજ ખુટી. સુસમાને લઇ હું હવે અહિંથી નહિ છટકી શકું તેવો તેને નિશ્ચય થયો પણ પૂર્વજન્મની સ્નેહી સુસમાને છોડાય પણ કેમ? એ પ્રશ્ને તેને મુંઝવણમાં મુકયો.

ચિલાતી અને શેઠને થોડુંજ છેટું રહ્યું. ચિલાતીને હવે વધુ વિચારવાનો સમય ન હતો. ચિલાતી પાસે સુસમાને સોંપી શેઠને સ્વાધીન થવાનું કે સુસમાને મુકી નાસી જવું આ બેજ માર્ગ હતા. આટલા કષ્ટે ઉપાડેલી સુસમાને પાછી સોંપી પકડાઈ નગરમાં આંગળીએ ચિંધાઉં તે કરતાં તો મૃત્યુ શું ખોટું? જીવ બચાવવા સુસમાને આમ ફેંકી દઉં તો મારો તેની ઉપર શુદ્ધ પ્રેમ ન હતો તે હું જાતેજ શું પુરવાર નથી કરતો?

'એ ચિલાતી ઉભો રહે! મારૂં અન્ન ખાધું, મારે ત્યાં ઉછર્યો અને તું મારી પુત્રી ઉપાડી મને લોકોમાં હલકો ન કર. મુકી દે સુસમાને' ભય, શોક અને ક્રુરતાથી શેઠે રાડ નાંખી.

ભયથી કાંપતી સુસમાનું નિસ્તેજ મુખ ચિલાતીએ જોયું અને જોતાંજ ખાઉં નહિતો ઢોળી નાંખુ તેવો ભિષણ કુવિચાર તેના મનમાં આવ્યો અને તેણે સુસમા બને તો મારી નહિતર કોઇની નહિ એમ વિચારી એકજ ઝટકે તેનું માથું કાપી તે હાથમાં લઈ પર્વતની ખીણોમાં ઉતરી ગયો.

ધનાવહ શેઠ સુસમાના મૃતક ધડ આગળ આવ્યા. ધ્રુસકે ધ્રુસકે રોયા. લુંટારાની પાછળ પીછો પકડવામાં મેં ભૂલ કરી કે સારૂં કર્યું તેનો કાંઇ નિર્ણય ન કરી શક્યા અને શોક સહિત નગરે પાછા ફર્યા.

પુત્રીના આવા કરૂણ અવસાનથી શેઠનું દીલ વૈરાગ્ય તરફ વળ્યું અને થોડાજ વખતમાં ઘરબાર છોડી તેમણે સંયમ લીધું.

( ૪ )

એક હાથમાં લોહી ટપકતું મસ્તક અને બીજા હાથમાં ઝબકારા મારતી તલવાર રાખી યમસદૃશ ચિલાતી જંગલમાં દૂર ને દૂર ચાલ્યો જાય છે હું ક્યાં જાઉં છું ? શું કરૂં છું તેનો તેને કાંઇ ખ્યાલ નથી. વનના વરૂ વાઘ અને સિંહ જેવા હિંસક પશુઓ પણ તેની ભૈરવકાળમૂર્તિથી ડઘાઇ ગુફામાં સંકેલાઇ જાય છે. ત્યાં નજીક એક વૃક્ષ નીચે શાંતમૂર્તિ ચારણ મુનિને કાઉસ્સગ્ગ ધ્યાને દેખ્યા.

એક ક્ષણ ચિલાતીએ મુનિના મુખ ઉપર નજર નાંખી અને બીજી ક્ષણે તેણે પોતા તરફ નિહાળ્યું તો અમાસ અને પૂનમની રાત જેટલો તેમાં તેને ફરક લાગ્યો. ક્યાં શાંતરસથી ઝીલતી બીડાયેલ નેત્રોવાળી અમી વરસાવતી આ મૂર્તિ અને ક્યાં હું લોહીયાળ હાથ અને હૃદયવાળો ક્રોધના ધૂમાડા અને અગ્નિને વરસાવતો જ્વાળામુખી સરખો ધૃષ્ટ માનવી. તે આગળ વધવા તૈયાર થયો ત્યાં તેના પગ અટક્યા અને હૃદય થંભ્યું. દાસીપુત્ર, લુંટારો, સ્ત્રીહત્યારો અને અમાપ પાપનો કરવૈયો હું મારી છાયાથી મુનિને અ

ળગા રાખું કે તેમની પવિત્ર છાયાથી મારી કાયાને પવિત્ર બનાવું? પવિત્રતાનો ક્રણ જેનામાં હોય તે પવિત્ર થાય પણ મારામાં ક્યાં તેનું નામ નિશાન છે! પાષાણને પલ્લવ અને લોહને કંચન કરવાનું સામર્થ્ય આવા મહાત્માઓમાં હોય છે તે મને નહિ તારે એમ કેમ માનું? ચિલાતીએ મુનિ તરફ પગ ઉપાડયો અને ભાનમાં આવતાં સુસમાના મુખની સામે નજર નાંખી તો તેનું મુખ તેને ઠપકો આપતું અને તેના પાપ તરફ તિરસ્કારતું દેખાયું. સુસમા! હું તારાથીજ નહિ પણ શું જગત્‌ના પ્રાણીમાત્રથી તિરસ્કૃત થવા યોગ્ય છું. તું જા, હું હવે તેવો નહિ રહું સુધરીશ. એમ બોલતાં તેણે તેના મસ્તકને દૂર મુકયું અને સાથે પાપને પણ દૂર મુકી મુનિના ચરણે પડયો.

મહારાજ! આંખો ઉઘાડો. દાસીપુત્ર, લુંટારા, હત્યારા એવા આ પાપી સામે નજર નાંખો. પારસમણિ પત્થરને કનક બનાવે તેમ મને તમારી પવિત્ર તપતેજ દૃષ્ટિથી પુનિત કરો. મહારાજ! જવાબ નહિ આપો. શું મારો ઉદ્ધાર છેજ નહિ? હું તમારી દૃષ્ટિને સ્પર્શવા યોગ્ય નથી? તો સાંભળો આ તરવારે જેને પ્યારામાં પ્યારી ગણી હતી તે સુસમા પોતાની ન બની તો મેં બીજાની બનવા ન દીધી અને જીવ લીધો. આ તરવાર ગમે તેટલી લોહી તરસી હોય પણ મારે તેને કોઇનું લોહીનું બુંદ આપવું નથી. હું તમારી પાસે મારા જેવા પાપીને તરવાનો માર્ગ માગું છું અને તે નજ હોય તો હું આજ તરવારની છેલ્લી તૃષા તમારાથી સમાવી ઉંડાને ઉંડા ઘોર દુર્ગતિમાં ફરી બહાર ન આવું તેવો જવા માગું છું.

( ૫ )

મુનિએ ચિલાતીને બરાબર પારખ્યો તે પાપી હતો હત્યારો હતો પણ રીઢો થયેલો પાપી માનવી ન હતો. તે ક્રૂર ઘાતક અને બીહામણો હતો છતાં સત્વવંત ટેકીલો અને પરિણામે પૂણ્યશાળો હતો.

મુનિએ 'નમો અરિહંતાણં' કહી કાઉસ્સગ્ગ પાર્યો કે તુર્ત ચિલાતી બોલ્યો 'મહારાજ! મહાપાપીનો નિસ્તાર થાય એવું જીવન ઔષધ તે ધર્મ છે તેમ સાંભળ્યું છે તો તે આપો અને મહાપાપી મને તારો.

'ચિલાતી! ઉપશમ વિવેક અને સંવર એ ધર્મ છે આને વિચારનાર પાળનાર મહાપૂણ્યશાળી બની મહાપાપી-માંથી મહાત્યાગી બની કલ્યાણ પામે છે.'

'મહારાજ! આનાથી મારા જેવા મહાપાપીનો પણ નિસ્તાર થશે ખરો?' આ શબ્દ ચિલાતી પુરા કરે ત્યાં તો મુનિ આકાશ માર્ગે ચલ્યા જતા ચિલાતીએ દેખ્યા.

ચિલાતીએ હાથ ઉંચા કર્યા ભગવાન્ ભગવાન્ કહી નમ્યો અને વિચારવા લાગ્યો. ઉપશમ એટલે શાંતિ. દબાવવું. હું શું અશાંત છું? કોને દબાવું? થોડો વિચારમાં પડયો અને તરવાર તરફ નજર જતાં ખ્યાલ આવ્યો કે અશાંતિનું પ્રતીક તો આ મારા હાથમાં છે. તુર્ત તેણે તરવાર દુર ફેંકી દીધી. લોહીખરડાયેલા હાથ, લોહીલોહી બનેલાં કપડાં શરીર ઉપરના ઉઝરડા આ બધું જો શાંતિ હોત તો બને ખરૂં. મુનિ તારક તમે મને પહેલાં ઉપશમ સમજાવ્યું હોત તો હું આવો

નરાધમ બનત ખરો? શાંતિ નથી મારા હાથમાં, નથી દેહ ઉપર, નથી કપડા ઉપર કે નથી દેખાવમાં. પણ મારૂં હૃદય? તે તો કોટવાળ ઉપર ધમધમતું છે અને જે આવે તેને પુરૂં કરવા મથી રહ્યું છે! ભગવાન્ આપે ખરેખર સાચું કહ્યું કે ઉપશમ એ કલ્યાણનો માર્ગ છે. હું બધાને ખમાવું છું. શેઠ! મારો અપરાધ ખમજો. નગર-રક્ષકો! હવે હું તમારા કર્તવ્યમાં આડો નહિં આવું. હું ક્ષમું છું તમને અને તમે મને ક્ષમજો.

સંવર એટલે રોકવું. હું અહિં એકલો છું ઘોર જંગલ છે હું કોને રોકું. પક્ષીઓને ઉડતાં રોકું. ઝાડને હાલતાં રોકું? પવનને રોકું? કોને રોકું? હાં પણ બીજાને રોકવાનો મને અધિકાર શો? હું રોકાઉં? શું ચાલતો બંધ થાઉં? બોલતો બંધ થાઉં? જોતો બંધ થાઉં? મુનિ ઉડયા! મુનિએ ઉપદેશ આપ્યો. મુનિએ મારી સામે નજર નાંખી. તે મને ચાલવા, જોવા અને બોલવાનું ના કેમ કહે? ત્યારે 'રોકા' એમ કેમ કહ્યું. હું શામાં પ્રવર્તુ છું તો તેથી રોકાઉં. વિચારવમળમાં ઉંડો ઉતરતાં ચિલાતીને સમજાયું અને મનમાં બોલ્યો હાં સમજ્યો. મુનિ કહે છે કે તું ઇંદ્રિયોને રોક અને ભટકતા મનને રોક. ખરેખર મન અને ઇંદ્રિયો બન્ને બહુ ચપળ. તેણે રોકવાનો નિશ્ચય કર્યો અને મુનિના સ્થાને કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યો.

ચિલાતી ઘોર જંગલમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યો છે. તેના પગ હાથ અને શરીર ઉપર કીડીઓના થરેથર જામ્યા છે. શરીર ચાલણી સરખું બન્યું છે. પશુ પંખીઓએ તેના

હાથ પગ કરડયા છે છતાં નથી તેની દૃષ્ટિમાં કાઇ રોષનો કણુ કે નથી જીવનમાં સંતાપ. ઘડી પહેલાંનો વિકરાળ દેહ એનો એ છતાં આજે તેમાં શાંતરસનો ઝરો ખળખળ વહી રહ્યો છે. સુસમામાં રમતા મનને તેણે વાળ્યું અને વિચાર્યું કે સુસમા પૂર્વભવની સ્ત્રી તેની સાથેનો પૂર્વભવનો સ્નેહ સંબંધ, પણ તે કામનો શો? હું કેટલો વખત તેને સાથે રાખી શકવાનો હતો? શા માટે ચિત્તને તેમાં રોકી દુઃખી થાઉં? મન સુસમામાંથી ખસી જા. આંખો સુસમાથી અળગી બનો. અને ઇંદ્રિયો શાંત બની બધું ભૂલી જાઓ. આ દેહ હું નથી. હું અંદરનો ખરો છું. દેહને અને મારે શું? આ વિવેકપદ મુનિભગવંતનું આપેલું હું કેમ વિસરૂં છું. ભગવંત! ભલે મારૂં શરીર ચાલણી જેવું બને, અવયવો નાશ પામે, પણ હવે હું આપની આપેલ ઉપશમ સંવર વિવેકની ત્રિપદીને નહિ ભુલું. ચિલાતીનો જર્જરિત દેહ થોડાજ વખતમાં નાશ પામ્યો અને તેનો આત્મા-આ ત્રિપદીને ભાવતો સ્વર્ગે સંચર્યો.

લુટારો હત્યારો અને મહાપાપી ચિલાતી મુનિની ત્રિપદીને વિચારતો મુનિ, સંયમી, ત્યાગી, સંત બની જગત્‌ને ધ્યાનનો આદર્શ પુરો પાડતો કાળના પડળમાં અદૃશ્ય બન્યો.

(યોગશાસ્ત્ર)

---

૨૨

# વૈયાવચ્ચ

યાને

# મહામુનિ નંદિષેણ

(૧)

જીવનમાં એવા ઘણા ગુણો છે કે દીવસ અને રાતની પેઠે આવે અને ચાલ્યા જાય. કેટલાક તેનો સંસ્કાર થોડો વખત મુકી જાય છે તો કેટલાક સ્પર્શમાત્ર બની ખસી જાય છે. પણ વૈયાવચ્ચ એ જીવનમાં એવો ગુણ છે કે આત્મામાં તેનો સંસ્કાર ચિરંજીવ રાખે છે.

**નંદિષેણનો** જન્મ મગધના નંદિ ગામમાં ગરીબ બ્રાહ્મણને ત્યાં થયો હતો. પિતાનું નામ **ચક્રધર** અને માતાનું નામ **સોમિલા**. ધનસંપત્તિ ગરીબાઇનો ભલે ભેદ પાડે પણ સ્નેહના અંકુરને તેવા ભેદ નથી. આથી ગરીબ બ્રાહ્મણ ચક્રધરે પુત્રનું નામ નંદિષેણ રાખ્યું.

નંદિષેણે પા પગલી માંડી અને તેનાં અંગો ધીમે ધીમે વિકસ્યાં. ખીજડાનું ઝાડ જેમ ચારે તરફ લીંબડા પીંપળા જોઇને લજવાય તેમ નંદિષેણ નાના નાના સુંદર કુમારોમાં હાથપગ દોરડી અને પેટ ગાગરડી જેવાં પોતાના અંગોથી શરમાવા લાગ્યો. પણ તેમાં તેનો કોઇ ઉપાય નહોતો.

નંદિષેણ સહેજ મોટો થયો ત્યાં તો માત પિતા સ્વર્ગે સિધાવ્યા. કદરૂપા નંદિષેણને છોકરાઓ પજવે. આડોશી પાડોશી તિરસ્કારે અને કોઈ દયાથી અનાજનો રોટલો આપી ઉપકાર પણ કરે. નંદિષેણની આ દયાજનક સ્થિતિ જોઈ તેનો કોઈ દુરનો મામો તેને પોતાને ઘેર લઈ ગયો.

( ૨ )

'વનો વેરીને વશ કરે' આ કહેવત નંદિષેણે જીવનમાં ઉતારી અને મામાના ઘેર દરેક કામ તે કાળજીથી કરવા લાગ્યો, કોઈપણ કામ બતાવો તો નંદિષેણ તે કરવા તૈયાર. મામા, મામી અને તેની સાતે છોકરીઓને નંદિષેણ ગમી ગયો.

નંદિષેણ હવે યુવાન થયો. તેણે તેની સરખી ઉંમરના યુવાનોને ઘરબાર, સ્રી, પુત્ર અને પરિવારવાળા દેખ્યા. નંદિષેણને તેમના સુખની ઈર્ષ્યા નહોતી પણ હું આમને આમ વૈતરૂં ક્યાં સુધી કર્યા કરીશ. મારા અને આમનામાં શા કારણે આ તફાવત પડયો, એના કારણો શોધવા તે ઘડીક ઘડીક સ્તબ્ધ થતો પણ જે ફેર મોટા ડાહ્યાઓ પણ જલદી નથી પામી શકતા તો તે થોડોજ શોધી શકે તેમ હતો?

ઘડીક નિઃશાસા નાંખતો અને એ નંદિષેણ! બુમ પડતાં કામમાં લાગી જતો નંદિષેણ હવે હંમેશાં ઉદ્વિગ્ન રહેવા લાગ્યો. તેને મામાનું ઘર છોડવાનું અને બીજે ભાગ્ય અજમાવવાનું મન થયું. મામા તેના મૂખ ઉપરથી આ ભાવ સમજી ગયા. તેનું સુખ, મહત્ત્વાકાંક્ષા બધું હું ઘરવાળો

અને આવાળો બનું તેમાં સમાયેલું છે તે જાણી તેમણે તેમની એક પછી એક છોકરીને નંદિષેણને વરવા સમજાવ્યું. પણ બધી છોકરીઓએ કહ્યું 'યોગ્ય વર નહિ મળે તો આત્મહત્યા કરશું પણ બેડોળ આ વૈતરાને વરી અમારે અમારૂં જીવન વેડફવું નથી.'

( ૩ )

બરાબર મધ્યરાત્રિ હતી ઘર સુમસામ હતું. સૌ કોઇ સુતા હતા ત્યાં નંદિષેણ ઉઠયો. મુગો મુગો મામા મામીને પગે લાગ્યો અને જે ઘરે અન્નપાણી આપી ઉછેર્યો તેને સંભારતો અને પોતાના કમભાગ્ય બદલ નિઃશાસા નાંખતો તે ધીમે પગલે ઘર બહાર નીકળ્યો. ભૂખ્યો ને તરસ્યો તે ચાલવા માંડયો. ઉપર આભ અને નીચે ધરતી આ સિવાય મારો આધાર નથી તે વિચારતો આગળ ને આગળ ચાલ્યો જાય છે. ઘડીક કોઇ ઠેકાણે જઈ સેવા ચાકરી કરી પુરુષાર્થ અજમાવવાનો વિચાર કરે છે તો ઘડીક આવી દુઃખી જીંદગી જીવ્યા કરતાં આત્મહત્યા કરી દુઃખનો અંત આણવાનો વિચાર મનમાં ઘોળે છે. ત્યાં છેટે એક મુનિને જોયા. મુનિ સ્થિર અને ધ્યાનલીન હતા. તેમણે ધ્યાન પાર્યું અને નંદિષેણને ધર્મલાભ આપ્યો.

દુઃખિયાના આસરા મુનિને ભગવન્! શબ્દ કહેતાં નંદિષેણનું ગળું ભરાઇ આવ્યું અને તેની આંખમાં આંસુ આવ્યાં. આંસુ લુછી ધ્રુજતા શરીરે અને થડકતા કંઠે નંદિષેણે મુનિને ટુંક શબ્દમાં પોતાની આપવીતી કહી.

મુનિએ કહ્યું 'નંદિષેણ! આત્મહત્યા એ દુઃખનો માર્ગ નથી. તું તારી જાતને નિર્ભાગ્યશિરોમણિ તરીકે ભલે ઓળખે પણ તારે ખ્યાલમાં રાખવું જોઈએ કે માનવભવ એ સર્વોત્તમ સૌભાગ્ય છે અને આ સુંદર સૌભાગ્ય તને સાંપડયું છે. તેમજ તારૂં સશકત શરીર છે. નંદિષેણ સંસારના ભોગ કે સંપત્તિના અભાવથી દુર્ભાગ્યનો આંક તારે ન મુકવો જોઈએ.

( ૪ )

નંદિષેણની દુઃખની કલ્પના બદલાણી તેણે મુનિનું શરણું લીધું. તે શ્રમણ બન્યો. તપસ્વી બન્યો અને ગ્લાન વૃદ્ધ બાળની વૈયાવચ્ચમાં સદા તત્પર બન્યો. ઘેર ઘેર ભિક્ષા માટે ફરતો, નિર્દોષ આહાર વહોરી લાવી બાળ વૃદ્ધ ગ્લાનની વૈયાવચ્ચ કરતો. પાંચસો પાંચસો સાધુઓની સેવાનો તેણે નિયમ લીધો. મુનિની વૈયાવચ્ચ વિના તે આહાર પાણી મોંઢામાં ન મુકતો.

કોઈ માંદા મુનિને દેખે કે સૌ કોઈ નંદિષેણને ભળાવે. અને કોઈ માંદો થાય તો વૈયાવચ્ચ માટે નંદિષેણનો આસરો શોધે. રાત હોય કે દીવસ, બપોર હોય કે સવાર, જ્યારે જુઓ ત્યારે નંદિષેણ સાધુઓની વૈયાવચ્ચમાં. તે કોઈ વાર આહાર લાવતો તો કોઈ વાર માંદાઓના મળમૂત્ર સાફ કરતો.

નંદિષેણની કીર્તિ દેશભરમાં વિસ્તરી. રાજાઓની સભામાં પણ સેવાભાવી નંદિષેણના ગુણ ગવાવા લાગ્યા. વધુવિસ્તૃત રજ આકાશમાં ઉડે તેમ તેની કીર્તિ પણ આકાશમા ઉડી અને સૌધર્મેન્દ્રની સભામાં પહોંચી અને સૌધર્મેન્દ્રે

નંદિષેણની સેવાની પ્રશંસા કરી. પણ સભામાં રહેલા બે દેવોને સહન ન થયું. આથી એક માંદો સાધુ બન્યો અને બીજો બન્યો તેનો સહચર.

(૫)

ખરા બપોર હતા. નંદિષેણને છઠ્ઠનું પારણું હતું. તે કોઇ માંદા મુનિ છે કે નહિ તેની પુરી તપાસ કરી આહાર જયાં કરવા બેઠો અને કોળીઓ હાથમાં લીધો ત્યાં એકાએક એક આધેડ મુનિ દંડ પછાડતો આવ્યો અને બોલ્યો 'કયાં ગયો પેલો વૈયાવચ્ચી નંદિષેણ?'

'આ રહ્યો મહારાજ!' કહી નંદિષેણે કોળીઓ પાત્રમાં હેઠો મુકી આહાર ઉપર વસ્ત્ર ઢાંકી ઉભો થઇ મુનિને પગે લાગ્યો.

'અરે ભલા વૈયાવચ્ચી! નગર બહાર વૃદ્ધ સાધુ અતિસારથી પીડાય છે. તેને ઝાડા ઉપર ઝાડા થાય છે, બુમો ચીસો પાડે છે અને તું તો નિરાંતે આરોગવા બેઠો. અહા! ખરી તારી વૈયાવચ્ચની નામના!'

'ચાલો મહારાજ!' કહી નંદિષેણ બે ડગલાં તે મુનિ સાથે ચાલ્યો ત્યાં તે આગંતુક મુનિ બોલ્યો 'પાણી વિના ત્યાં જઈ કરશો શું? સાથે પાણી તો લઈ લ્યો.'

નંદિષેણ ઘડો લઈ ઘેર ઘેર પાણી માટે ફર્યો પણ દેવ માયાથી શુદ્ધ જળ ન મળ્યું નંદિષેણ ફરવા માટે ટેવાયેલો હતો. વિલંબ થાય તેથી અકળાતો નહોતો પણ મુનિની વૈયાવચ્ચમાં વિલંબ થતો હતો તેથી તેના મનમાં વ્યાકુળતા વધતી હતી. ત્યાં થોડુંક શુદ્ધ જળ મળ્યું.

શુદ્ધ જળ લઇ માંદા મુનિ પાસે નંદિષેણ પહોંચ્યો ત્યાં તો

વૃદ્ધ ગ્લાન મુનિ બેબાકળો બની બોલ્યો. 'તમેજ નંદિષેણ! શું ઢોંગ મચાવ્યો છે. ગામ આખું કહે છે કે શું નંદિષેણની સેવા? પણ કોણે અનુભવ કર્યો છે. હુ ત્રણ કલાકથી હેરાન થાઉં છું ત્યારે રમતા રમતા થોડું પાણી લઈ આવે છે આવાં તુત ન ચલાવતા હો તો કોઇ આવે ખરૂં?

'વાર વધુ લાગી મહારાજ! ક્ષમા કરો.' કહી નંદિષેણે તેમના અશુદ્ધ અવયવોને સાફ કર્યા.

ગ્લાન મુનિના દેહને સાફ કર્યા બાદ નંદિષેણે કહ્યું 'મહારાજ આપ ગામમાં ઉપાશ્રયે પધારો તો ઔષધિ વિગેરેની સુવિધા રહેશે.'

'નંદિષેણ! તું જોતો નથી કે મારામાં ડગલું ભરવાની પણ તાકાત છે? સેવા એકલુંજ વૈતરૂં કરે થતી નથી તેમાં બુદ્ધિનો ઉપયોગ પણ જોઇએ.'

'મહારાજ! આપે સાચું કહ્યું. હું આપને મારી પીઠ ઉપર બેસાડી ગામમાં ઉપાશ્રયે લઇ જાઉં તો આપ સહી શકશો ખરા!'

'તો મને વાંધો નથી.'

નંદિષેણે ગ્લાનમુનિને પીઠ ઉપર લીધા અને ધીમે ધીમે પગલે બજારમાં થઇ નીકળ્યો ત્યાં પગ સ્હેજ લથડયો ને આંચકો લાગ્યો ત્યાં ગ્લાન મુનિ બોલ્યો 'એ સેવાભાવી! ભાન રાખીને ચાલ, તારી સેવા કરતાં તું મને સખત પીડા કરે છે, તું તો મને ઔષધ કરવા લઇ જાય છે કે રસ્તામાં પુરો કરવા માગે છે?'

'મહારાજ! ક્ષમા કરો. આપને દુઃખ થાય છે તેમાં મારી અસાવધતા દોષપાત્ર છે.'

થોડું ચાલ્યા ત્યાં ગ્લાનમુનિએ દુર્ગંધ મારતી વિષ્ટાથી આખા નંદિષેણનો દેહ ભરી દીધો.

નંદિષેણે મુનિને ન તો દૂર કર્યા કે ન તો તિરસ્કાર કર્યો અને બોલ્યો 'માંદા મહારાજ છે. શું કરે! શરીરનો ધર્મ શરીર બજાવે તેમાં તેમનો શો ઉપાય?'

ગ્લાન મુનિનું મસ્તક ધૂણી ઉઠયું અને બોલી ઉઠયા ધન્ય! ધન્ય! નંદિષેણ. તારી વૈયાવચ્ચ ઇન્દ્રે વખાણી તેવીજ પરમ વૈયાવચ્ચ છે. ક્ષમા કર મારા અપરાધને એમ કહી તે મુનિ દેવરૂપે હાજર થયો. અને તે નંદિષેણ મુનિને વંદન કરી સ્વર્ગે સિધાવ્યો.

**वेयावच्चं नियंय, करेह उत्तमगुणे धरंताणं**
**सव्वं किर पडिवाई, वेयावच्चं अपडिवाई ।**

ઉત્તમ ગુણ ધારણ કરનારે વૈયાવચ્ચ અવશ્ય કરવી. કારણ કે સર્વગુણો પ્રતિપાતિ છે અને વૈયાવચ્ચ ગુણ અપ્રતિપાતી છે.

( ઉપદેશમાલા )



# ૨૩-૨૪

# મુનિદાન

## યાને

# ધન્ના શાલિભદ્ર

(૧)

પ્રતિષ્ઠાનપુર નગર એટલે હાલનું પૈઠણ. ત્યાં **ધનસાર** શેઠને ચાર છોકરા નાનાનું નામ **ધન્યકુમાર.**

શેઠે આ છોકરાનું નામ ધન્ય એટલા માટે પાડયું કે શેઠને ત્યાં તેનો જન્મ થયો ત્યારથી ઋદ્ધિ સિદ્ધિ અને આબરૂ વધવા માંડી. શેઠ ધન્ય ધન્ય થવા લાગ્યા એટલે તેમણે તેનું નામ પાડયું **ધન્યકુમાર.**

(૨)

ધન્યકુમાર ચકોર અને બુદ્ધિશાળી. એક વખતે દરેક છોકરાને શેઠે બત્રીસ બત્રીસ રૂપીયા આપ્યા અને કહ્યું 'જાઓ ભાગ્ય અજમાવો.'

ચારે ભાઇઓ પૈસા લઇ ઉપડયા. એક ગયો પૂર્વના રસ્તે તો બીજો ગયો બીજા રસ્તે. ચારે જણા પડયા જુદા. મન ફાવતી વસ્તુઓ લીધી પણ ત્રણ જણા જ્યારે ઘેર પાછા ફર્યા ત્યારે બત્રીસ રૂપીયા પણ પાછા બતાવી શકયા નહિ.

ધન્નાએ વિચાર કર્યો આટલા રૂપીયામાં શું વેપાર કરવો. તેણે એક ઘેટો લીધો અને રાજમાર્ગમાંથી ઘોડાની પેઠે તેને દોરી ચાલ્યો તેવામાં રાજકુમાર નીકળ્યો. રાજકુમારને ઘેટા લડાવવાનો ઘણો શોખ! તેણે ધન્નાને કહ્યું 'કેમ તારા ઘેટાને મારા ઘેટા સાથે લડાવવો છે?'

'લડાવીએ.'

'જેનો ઘેટો હારે તેણે હજાર સોનામહોર આપવી પડશે?' શરત કરતાં રાજકુમારે કહ્યું.

ધન્નાએ રાજકુમારના ઘેટાને તાકી તાકીને જોયો અને પોતાના ઘેટાને પણ જોઈ લીધો અને શરત કબુલ કરી. બન્ને ઘેટા લડયા. ધન્નાને વિશ્વાસ હતો કે રાજકુમારનો ઘેટો ભલેને હૃષ્ટપુષ્ટ હોય પણ મારો ઘેટો સુલક્ષણ હોવાથી હારવાનો નથી.

બન્યું પણ એવું કે રાજકુમારનો ઘેટો હાર્યો.

ધન્યકુમાર ઘેર આવ્યો અને હજાર સોનામહોર પિતાના ચરણ આગળ ધરી. માતા પિતા અને ભોજાઈઓ ખુશી થયા. ભાઈઓ કાળા પડયા. અને કહેવા લાગ્યા 'એમાં શું ધાડ મારી આ તો જુગાર. આ કાંઈ સાચું ધન છે?'

શેઠે બીજે દીવસે ફરી બત્રીસ બત્રીસ રૂપીયા આપી ચારેને મોકલ્યા. ઘણા ઘણા વિચાર પછી ત્રણે જણે ધંધો કર્યો છતાં મુડીમાંથી પણ ઘટયું.

ધન્નો બજારમાં ઉભો હતો ત્યાં તેણે એક ચંડાળ પાસે રત્નગર્ભિત પલંગ દેખ્યો. ધન્નાએ પુછયું 'કેમ વેચવો છે?'

ચંડાળે કહ્યું 'હા.'

ધન્નાએ બત્રીસ રૂપીયા ગણી આપ્યા અને પલંગ લઈ તે ઘેર આવ્યો. ઈસ ઉપળાં જુદાં કર્યાં તો જળહળતા રત્નોનો થયો ઢગલો.

આ પલંગ મૂળ તો પૈઠણના મહેશ્વર શેઠનો. મરતાં મરતાં પણ તેણે પલંગના પાયામાં ધન ભર્યું અને ઠેઠ સુધી તેણે પલંગ ન છોડયો. છોકરાઓને લાગ્યું કે બાપને પલંગ વ્હાલો હતો માટે કાઢો તેમની સાથે. પલંગ તેમની સાથે કાઢયો અને ચંડાળને આપ્યો. પણ ચંડાળનું ભાગ્ય કયાંથી કે તે પલંગ તેની પાસે રહે. પલંગનું ધન ધન્નાના ભાગ્યમાં હતું તેથી તેને ત્યાં આવ્યું.

ધન્નો આટલું આટલું લાવ્યો છતાં મોટા ભાઈઓ તો ધન્નાની ઈર્ષાજ કરે આથી ધન્નાને કંટાળો આવ્યો અને ઘર છોડી સવારના વહેલો એકલો નીકળ્યો.

( ૩ )

ચાલતાં ચાલતાં એક ખેતર આવ્યું ધન્નો ખેતરના કિનારે બેઠયો. બપોરનો વખત હતો એટલે ખેતરનો ખેડૂત ભાત ખાવા બેઠયો અને ધન્નાને જમવા આમંત્રણ આપ્યું. ધન્નો ભૂખ્યો તો થયો હતો પણ 'હું હરામનું ન ખાઉં ?' એમ કહી તેણે ખાવા બેસવા ના પાડી.

ધન્નાએ હળ લીધું અને ચાસમાં નાંખી સહેજ આગળ કાઢયું ત્યાં જમીનમાં ઉતર્યું. ધન્નાએ જરા જોર કર્યું તો ખડંગ

કરતો અવાજ થયો. ધન્નો અને ખેડૂત વાંકા વળ્યા અને જોયું તો એક પછી એક સોનાના સાત ચરૂ દેખાયા.

ખેડૂત કહે 'આ ચરૂ ભાઇ તમારા.' ધન્નો કહે 'ના ભાઇ! ખેતર તમારૂં અને ધન મારૂં ક્યાંથી?'

'ખેતર તો વર્ષોથી હું ખેડું છું. કેમ કોઇ દીવસ ન નીકળ્યા' એમ ખેડૂતે કહ્યું.

ધન્નાએ તો ચાલવા માંડયું. પણ ખેડૂતે ત્યાં ગામ વસાવ્યું અને તેનું નામ રાખ્યું ધન્યપુર.

(૪)

ધન્યકુમાર ફરતા ફરતા ઉજ્જૈયિનિ આવ્યા, ત્યાં રાજા તરફથી એક પડહ વાગતો હતો, તેમાં એવી ઘોષણા કરવામાં આવી હતી કે સરોવર કાંઠે ઉભા રહી સરોવરની મધ્યમાં રહેલા થાંભલાને ગાંઠ વાળી આપે તેને રાજા મંત્રી બનાવશે. ધન્યકુમારે આ ગાંઠ વાળી આપી. તેણે કર્યું એવું કે સરોવરની પાળ ઉપર રહેલાં એક ઝાડ સાથે દોરડાનો છેડો બાંધ્યો અને બીજા છેડાને હાથમાં રાખી આખા સરોવરની પાળે ફર્યો પછી ઝાડ સાથેનો છેડો છોડી તેનો આગળીઓ કરી બીજો છેડો પરોવ્યો, પછી સામસામા ખેંચ્યા એટલે દોરડાની ગાંઠ થાંભલે બંધાઇ ગઈ અને ધન્ય ઉજ્જૈયિનીના રાજા ચંડપ્રદ્યોતનો મંત્રી બન્યો.

એક દિવસ ધન્ય પોતાના મહેલની અટારીએ બેઠો હતો ત્યાં તેણે દૂરથી દિન અવસ્થામાં આવતું પોતાના કુટુંબને જોયું. ધન્ય તરતજ હેઠો ઉતર્યો કુટુંબને લઇ આવ્યો,

તેમને ઘરબાર વસ્ત્ર ઘરેણાં બધું આપ્યું અને પુછ્યું કે 'આમ શાથી બન્યું?' ધન્યના પિતાએ કહ્યું 'તું ઘરથી નીકળ્યો તે વાત રાજાએ જાણી એટલે તેણે અમને ધમકાવ્યા અને ધન મિલ્કત લઇ કાઢી મૂકયા.'

થોડાજ દિવસ બાદ અહિંઆં પણ ભાઇઓએ ખટપટ કરી એટલે ભરેલું ઘર છોડી ધન્ય ચાલી નીકળ્યો અને આવ્યો રાજગૃહી નગરીમાં.

( ૫ )

રાજગૃહીનો રાજા શ્રેણિક હતો, તેની નામના ચારે બાજુ હતી પણ તેને એક મોટું દુઃખ એ હતું કે અભયકુમાર જેવો મંત્રી ચંડપ્રદ્યોતના રાજ્યમાં ચાલ્યો ગયો હતો આથી ડગલે ને પગલે શ્રેણિકને ઘણી મૂંઝવણ પડતી હતી.

શ્રેણિકનો સેચનક હાથી એક વાર ગાંડો બન્યો, તે જે રસ્તામાં આવે તે ભાંગી નાખે. બાળકોને દડાની પેઠે ઉછાળે અને ઘર અને દુકાનો તોડે.

રાજગૃહીમાં આ હાથીને વશ કરે તેવું કોઇ ન જડયું. રાજાએ ઢંઢરો પીટયો. ધન્નાએ હાથીને વશ કરવાનું માથે લીધું તેણે યુકિત પ્રયુકિતથી હાથીને વશ કર્યો આથી તેનો જયજયકાર થયો. જેવો પહેલાં અભયકુમાર બુદ્ધિનિધાન ગણાતો તેવો હવે રાજગૃહીમાં ધન્યકુમાર મનાયો, રાજાને કાઇ મુશ્કેલી પડે તો તે બધી આવે ધન્ય પાસે.

આ રાજગૃહીમાં ગોભદ્ર શેઠ રહે. તેની સંપત્તિ અપાર અને આંટ પણ મોટી. સોનાના ઢગના ઢગ તેને ત્યાં ખડકાય. અડધી રાતે પૈસાની ખપ પડે તો લોકો તેને ત્યાં જઇ લઇ આવે.

'ગોભદ્ર શેઠ! લો આ તમારા લાખ રૂપીયા અને લાવો મારી આંખ' એક વખત એક કાણા ધૂર્તે દુકાને બેઠેલા શેઠ આગળ લાખ રૂપીથા ધરી આંખ માગી.

શેઠ કહે 'આંખ શું ને રૂપીયા શું?'

'શેઠ! ચાલાકી રહેવા દો મેળવેલી આબરૂ ધૂળમાં મળશે. આંખ આપી દો.'

કાણો ધૂર્ત શ્રેણિકના દરબારમાં પહોંચ્યો અને તેણે રાજા આગળ ધા નાંખી. રાજાએ ગોભદ્ર શેઠને બોલાવ્યા. શેઠે કહ્યું 'હું નિર્દોષ છું.' બધા મંત્રીઓ વિચારમાં પડયા કોઇ તાગ ન લાવી શકયા. ત્યાં ધન્નામંત્રી બોલ્યા 'ગોભદ્ર શેઠ! લાખ રૂપીયા લઈ લો અને આંખ આપો. લાખ રૂપીયા જેવી રકમ એમ તમને કોઇ આપવા આવે ખરો?'

ધૂર્ત આનંદ પામી બોલ્યો 'મંત્રીવર! રૂપીયાની ખપ ખાતર લોકો મને કાણો કાણો કહે છે તે સહ્યું પણ હવે તો મારે કાણા નથી રહેવું મારી આંખ અપાવો.'

'જરૂર તને તારી આંખ મળવી જોઇએ, મુંઝા નહિ. પણ સાંભળ. શેઠ રાજગૃહીના મોટા ધનાઢય. એને ઘેર ઘણા દાગીના લોકો ગીરવે મુકી જાય તેમ સારા પૈસાની જરૂર પડે એટલે નેત્ર પણ ઘણા મુકી જાય છે. શેઠ પાસે ઘણી આંખો છે તેમાંથી તારી આંખ શોધવી કઇ રીતે? તું તારી આ બીજી આંખ આપે તો શેઠ તોલ આકાર મેળવી તને તુર્ત આપશે.'

ધૂર્ત કંપવા લાગ્યો, 'મંત્રીવર!' કહેતાં જીભ અટકી. તે નમી પડયો અને રાજાએ ધૂર્તને કાઢી મુકયો.

ગોભદ્ર શેઠ ઘેર ગયા અને માથા ઉપર આવેલ આફ્તિ ટળી માની આનંદ પામ્યા.

ગોભદ્ર શેઠને સુભદ્રા નામની સુલક્ષણી પુત્રી હતી તે શેઠે ધન્નાને પરણાવી અને ધન્ના સાથે કાયમી સંબંધ બાંધ્યો.

રાજગૃહીમાં ધન્નો બુદ્ધિનિધાન ગણાયો. શ્રેણિક ડગલે અને પગલે ધન્યકુમારને પુછે. ગઇકાલનો પરદેશી ધન્નો આજે રાજગૃહીના શ્રેણિકના સર્વ મંત્રીઓમાં મૂખ્ય મંત્રી બન્યો.

થોડા દીવસ થયા ત્યાં તો રખડતા રખડતા ભાઇઓ અને માતાપિતા રાજગૃહીમાં આવ્યા ધન્નાએ ઓળખ્યા. ધન્નાને કુટુંબ પ્રેમ જાગ્યો તેમને સત્કાર્યા અને સારા સ્થાને સ્થાપ્યા પણ થોડાજ દીવસમાં તે ભાઇઓ બધું વિસરી ગયા અને તેમણે ધન્નાની ઇર્ષા શરૂ કરી.

ત્યાં એક જ્ઞાની મુનિ મળ્યા તેમણે ધન્નાએ પૂર્વભવમાં આપેલ દાનનો પ્રવાહ અને ત્રણે ભાઇએ દાન આપ્યા પછી કરેલ પશ્ચાતાપની વાત કહી ત્રણે ભાઇએ દીક્ષા લીધી અને ધન્નાએ શ્રાવક વ્રત લીધું.

( ૬ )

એક વખત ધન્નાજી નાવા બેઠા હતા સુભદ્રા સ્નાન કરાવતી હતી ત્યાં તેની આંખમાંથી આંસુ ધન્નાની પીઠ ઉપર પડયાં. ગરમાશ દેખી ધન્નાએ પાછળ જોયું તો સુભદ્રાની આંખમાં આંસુ હતાં.

ધન્નાએ સુભદ્રાને પુછયું 'કેમ રડે છે?'

મારા બાંધવ શાલિભદ્રને સંયમની રઢ લાગી છે તે રોજ એક સ્ત્રીનો ત્યાગ કરે છે. બત્રીસ દીવસે તે તમામ છોડી ચાલી નીકળશે. એકનો એક બાંધવ સુખમાં ઉછરેલો કઇ રીતે આ સહેશે.

'આતે કાંઈ સંયમની રઢ કહેવાય? જેને રઢ લાગે તે થોડું થોડું છોડતા હશે?' ધન્નાએ હસતાં હસતાં કહ્યું.

'નાથ! આ બધી વાતો થાય પણ ત્યાગ કેવો કઠણ છે તે તો અનુભવ વિના ન સમજાય કરી જુઓ તો ખબર પડે.'

'સુભદ્રા તું ખરી ઉપકારિણી મારે તારી અનુમતિની જરૂર હતી. જો ત્યારે હું જાઉં છું.'

સુભદ્રા વિગેરે આઠે સ્ત્રીઓ આંસુ સારતી રહી અને ધન્નાજી દુર દુર ચાલી નીકળ્યા

# શાલિભદ્ર

## (૧)

પ્રકૃષ્ટ પૂણ્યશાળીઓને ધન કમાવું પડતું નથી હોતું તેમને તો તેમનું પૂણ્યજ સંપત્તિ વૈભવ અને ભોગ આગળ ધરે છે તેવા પૂણ્યશાળીઓમાં પરમ પ્રકૃષ્ટ **શાલિભદ્રનો** જન્મ રાજગૃહીના ક્રોડાપતિ શેઠ **ગોભદ્ર** અને **ભદ્રાને** ત્યાં થયો હતો.

ભદ્રાની કુક્ષિમાં આ જીવ અવતર્યો એટલે ભદ્રાએ સ્વપ્નમાં શાલિનું ભરેલું ખેતર દેખ્યું. પુત્રના જન્મ બાદ સ્વપ્નને અનુસરી શેઠે તેનું નામ 'શાલિભદ્ર' રાખ્યું.

શાલિભદ્ર પાંચ ધાવમાતાઓથી જતન કરતો. મોટો થયો અને એક પછી એક બત્રીસ સ્ત્રીઓ પરણ્યો.

ગોભદ્ર શેઠે પોતાની પુત્રી સુભદ્રાને ધન્ના વેરે અને પુત્રને બત્રીસ કન્યાઓ પરણાવી. ક્રોડાની સંપત્તિથી ભરપુર

ઘર શાલિભદ્રને સોંપી દીક્ષા લીધી. ભદ્રાશેઠાણીને પુત્રમોહે દીક્ષા ઉદય ન આવી. તે હમેશાં પુત્રની સારસંભાળમાં પરોવાયેલાં રહેતાં.

થોડાક દિવસના સુંદર ચારિત્રે ગોભદ્રને મહર્દ્ધિક દેવ બનાવ્યા.

( ૨ )

ગોભદ્રે દેવગતિ પામી પૂર્વભવને યાદ કર્યો તો તેને શાલિભદ્ર સાંભર્યો. તેની ઉપર તેને મોહ જાગ્યો. ધનવૈભવથી ભરેલ ઘર છતાં સુકોમળ બાળો ભોળો શાલિભદ્ર માનવજીવનની રોજ શીર્ણ વિશીર્ણ થતી સામગ્રીઓને મેળવવા શા માટે પ્રયત્ન કરે? હું એને મનુષ્યજીવનમાં દેવ જેવું સુખ કેમ ન આપું?

તેણે તેત્રીસ પેટીઓ તૈયાર કરાવી. તે દરેકમાં ત્રણ ખાનાં રખાવ્યાં. એકમાં ઘરેણાં, બીજામાં સુંદર વસ્ત્રો અને ત્રીજામાં અમૃતરસને યાદ કરાવે તેવાં મીઠાં મધુર મિષ્ટાન્નો. રોજ આ તેત્રીસ પેટીઓ શાલિભદ્રને આવાસે આવે. બત્રીસ સ્ત્રીઓ અને તેત્રીસમા શાલિભદ્ર તેનો ઉપભોગ કરે. આજનાં વસ્ત્ર કાલ નહિ, આજનાં ઘરેણાં કાલ નહિ તેવો વૈભવ શાલિભદ્રનો હતો. આ ઉતરેલાં ઘરેણાં અને વસ્ત્રો નાંખવા માટે બે કુવા રાખ્યા કે જે ઉતરે તે તેમાં નાંખી દેવાય.

( ૩ )

'લ્યો કંબલ લ્યો કંબલ' બુમો પાડતા ચાર નેપાળી વ્યાપારીઓ શ્રેણિકના મ્હેલ પાસેથી પસાર થયા. મહારાણી

ચેલણાએ તેમને શોભાવ્યા અને તેમને એક કંબલની કિંમત પૂછી.

'રાજમાતા! આ કંબલ રત્નકંબલ છે. તેની કિંમત સવાલાખ સોનૈયા છે. ચોમાસામાં વરસાદથી ભીંજાતી નથી ઉનાળામાં ઠંડક આપે છે અને શિયાળામાં ગરમી આપે છે. અગ્નિથી બળતી નથી, તે ત્રણે ઋતુના રોગો હરે છે અને સદા શુદ્ધ રહે છે.' કંબલની મહત્તા સમજાવતાં વૃદ્ધ વ્યાપારીએ કહ્યું.

રાણી કંબલ ખરીદવાની માગણી કરે તે પહેલાંજ શ્રેણિકે વ્યાપારીઓને કહ્યું 'વ્યાપારીઓ! કંબલના ગુણ તો હશે પણ પહેરતાંજ ભરવાડ જેવા દેખાય તે કંબલરત્ન સવા લાખે લઈએ તે કરતાં સવાલાખ સોનામહોરે પુરૂષરત્ન કેમ ન સંઘરીયે કે જે અવસરે માર્ગ કાઢે.'

વ્યાપારીઓએ પોટલું બાંધ્યું અને આગળ વધી થોડે દૂર ગયા ત્યાં એક બોલ્યો 'રાજગૃહીનો રાજા રત્નકંબલ ન લઈ શકયો તો બીજું કોણ લેવાનું હતું.' બીજો બોલ્યો 'ભલભલી નગરી છે રાજા ન લે અને કોઇ શેઠ લે.' આ શબ્દ નીચેના માળની ગોખે બેઠેલાં ભદ્રા શેઠાણીને કાને પડયા.

શેઠાણીએ દાસીદ્વારા વેપારીઓને બોલાવ્યા અને પુછયું 'શું વેચવા આવ્યા છો ?'

માતાજી રત્નકંબલો.

કેટલી છે ?

સોળ.

'મારે સોળ ન કામ આવે બત્રીસ જોઈએ. છોકરાની બત્રીસ વહુઓમાંથી સોળ કોને આપું અને કોને ન આપું ?'

વ્યાપારીઓમાંથી એક બોલ્યો 'માતાજી! એક કંબલ તો રાજા જેવા ખરીદી શકતા નથી અને આપ બત્રીસની વાત કરો છો. આ બસો પાંચસોની કાંબલ નથી. એક કાંબલની કિંમત સાંભળી છે? સવાલાખ સોનામહોર છે.

ભદ્રામાતાએ દાસીને બોલાવી અને કહ્યું 'વ્યાપારી પાસેથી સોળ કાંબળો લઇ લે અને ખજાનચીને તેના પૈસા ચૂકવવાનું કહી દે.

વ્યાપારીઓ આભા બન્યા. થોડીજ વારમાં વ્યાપારીઓના હાથમાં સોળે કાંબળની કિંમત ખજાનચીએ આપી. અને તે શું સમૃદ્ધિ! શું ઉદારતા! બોલતા માથું ધૂણાવતા રાજગૃહીની પ્રશંસા કરતા રસ્તે પડયા.

દાસીએ સવારે શાલિભદ્રની સ્ત્રીઓને સ્નાન કરતી વખતે એકેક કંબલના બે બે ટુકડા કરી એકેક સ્ત્રીને આપ્યા અને કહ્યું કે માતાએ સવાલાખ સોનામહોરે આ રત્નકંબલ આપને પહેરવા માટે ખરીદી છે.

સ્ત્રીઓએ માતાના માન ખાતર કંબલ પહેરી ખરી પણ દાસીને કહ્યું કે 'આ તો બહુ કરડે છે.'

દાસીએ આ વાત ભદ્રામાતાને કહી ભદ્રામાતાએ વિચાર્યું કે દેવદૂષ્યની પહેરનાર પુત્રવધુઓને રત્નકંબલ કેમ ગમે? દાસી તું પુત્રવધુઓને કહે કે કરડે તો કાઢી નાંખજો. મન બગાડીને કે કચવાઇને માતાને ખરાબ લાગશે માટે ન પહેરશો.'

દાસીના સંદેશા પછી પુત્રવધુઓએ પગ લુંછી કંબલો કાઢી નાખી અને નિર્માલ્યના કુવામાં નાંખી દીધી.

( ૪ )

ચેલણા રાણી ગોખે બેઠી હતી તેણે રત્નકંબલો વેચી પાછા ફરતા વ્યાપારીઓને દીઠા અને દાસીદ્વારા પુછાવ્યું કે 'કંબલો ક્યાં ગઇ?' વ્યાપારીઓએ કહ્યું 'ભદ્રાશેઠાણીએ સોળેસોળ કાંબળો લઇ લીધી.'

ચેલણાને રાજાની કૃપણતા અને અરસિકતા ઉપર માઠું લાગ્યું. તેણે હઠ લીધી કે મારે રત્નકંબલ જોઇએ. રાજાએ આ વાત અભયકુમારને કરી. અભયકુમારે એક મંત્રીને ભદ્રા શેઠાણીને ત્યાં મોકલ્યો અને રત્નકંબલની માગણી કરી.

ભદ્રામાતાએ બહુ સંકોચાતાં કહ્યું 'રત્નકંબલો તો આજેજ પુત્રવધુઓએ નિર્માલ્ય કરી કુવામાં ફેંકી દીધી છે અને આવી નિર્માલ્ય વસ્તુ રાજાને કેમ ધરાય?'

પ્રધાનદ્વારા અભયકુમારે આ વાત સાંભળી રાજાને કહી. રાજા રાણી અભયકુમાર સૌ આશ્ચર્ય પામ્યાં. આવો પુણ્ય-શાળી નાગરિક આપણા નગરમાં વસે છે કે જેની સ્ત્રી સવા લાખનું વસ્ત્ર આજે પહેરી કાલે ફેંકી દે છે.

અભય! બોલાવ તે શાલિભદ્રને. મારે તે પૂણ્યશાળીનાં દર્શન કરવાં છે. શ્રેણિકે અતિ ઉત્સુકતાથી કહ્યું.

અભયકુમાર શાલિભદ્રના આવાસે પહોંચ્યો. શાલિભદ્રની ઋદ્ધિ દેખી તેનું મસ્તક ધૂણી ઉઠયું. ભદ્રામાતાને કહ્યું કે 'માતા! તમારા પુત્રને રાજા નિરખવા માગે છે.'

મંત્રીવર! પરમ અમારો પૂણ્યોદય કે રાજવીએ અમને સંભાર્યા. પણ મારો પુત્ર જેણે સુખ અને વૈભવ સિવાય કાંઈ દેખ્યું નથી તેને કેમ બોલવું કેમ વાત કરવી આની કાંઈ ખબર નથી. આપ યુક્તિપૂર્વક રાજવીને અમારે ઘરે પધરાવી અમારૂં ઘર પાવન ન કરાવો. હંમેશાં રાજવીઓ મંત્રીઓની આંખે દેખનારા હોય છે.

અભયકુમારને આ વાત આકરી લાગી પણ વિચાર કરી કહ્યું 'તમે કાંઈ ચિંતા ન કરશો હું અને ધન્યકુમાર બધું ઠીક કરી લઈશું.' અભયકુમાર રાજમંદિરે ગયો અને શ્રેણિકને શાલિભદ્રને ત્યાં લાવવાના વિચારમાં પડયો.

(૫)

મહારાજ! શું શાલિભદ્રની સમૃદ્ધિ! શું એનો વૈભવ! શાલિભદ્રને અહિં નિરખવા કરતાં તો તેને ઘેરજ આપણે જઈ નિરખીએ તોજ એની સમૃદ્ધિનો ખ્યાલ આવે. શાસ્ત્રમાં દોગુંદક દેવ સાંભળ્યા છે દેવોની ઋદ્ધિ સમૃદ્ધિનાં વખાણ જાણ્યાં છે. પણ અહિં તો દેવ એટલે શાલિભદ્ર અને દેવ-ભવન એઠલે શાલિભદ્રની હવેલી. મહારાજા! એણે હજી નથી પગ મુકયો જમીન ઉપર કે નથી એને દુનીઆની કોઈ રીતરસમનું ભાન.

રાજાનું મન શાલિભદ્રને ત્યાં જવાનું થયું અને ભદ્રા-શેઠાણીએ વિજ્ઞપ્તિ કરી તેને રાજાએ વધાવી લીધી.

ડગલે પગલે સત્કાર પામતો શ્રેણિક રાજા ગોભદ્ર શેઠની હવેલીએ આવ્યો અને એક પછી એક માળ ચડતાં રાજાનું મન ચકડોળે ચડયું. રાજગૃહીનો પ્રતાપી ગણાતો હું શ્રેણિક

ખરેખર આ ધનાઢય આગળ રંક છું. દુનીયાના રસની લાહણુ રસિકો કેવી ભોગવે છે તેનું સ્વપ્નમાં પણ મને ભાન નથી તે હું અહિં નિહાળું છું. શું આ હવેલીનાં રત્નજડિત ચિત્રો! શું આ હવેલીનાં પગથારો! ઝામરો! સ્ફટિક રત્ન મય ભૂમિ અને શું વૈભવ! એક પછી એક માળ ચડતાં રાજા મનુષ્યગતિનો પામર માનવી એક પછી એક દેવલોકમાં જતો હોય તેમ તેને લાગ્યું. ચોથે માળે રાજા સિંહાસન ઉપર બેઠયો. તેણે આસપાસ નજર કરી ભદ્રાશેઠાણીને પુછયું શાલિભદ્ર કયાં ?

મહારાજ! બોલાવી લાવું. ઉપર તે સાતમે માળે છે!

વત્સ! કહી માતાએ સાતમે માળે પગ ધર્યો. પુત્ર બેઠો થયો. માતા ભાગ્યેજ ઉપર આવતાં તેથી શાલિભદ્રને લાગ્યું કે જરૂર કોઇ અવશ્ય કામે માતા પધાર્યાં છે.

શાલિભદ્ર માતાને ચરણે પડયો અને પુછયું માતા શી આજ્ઞા ?

'પુત્ર! આપણે ત્યાં શ્રેણિક રાજા પધાર્યા છે તેને તું ઓળખી પરિચય કર.'

માતા! એમાં મને શું પુછો છો. શ્રેણિક હોય રાજા હોય કે ગમે તે હોય તેની જરૂર હોય તો આપ વેચાતો ખરીદી લો. મારે કાંઇ ઓળખ નથી કરવી અને પરિચયે નથી કરવો.

પુત્ર! શ્રેણિક કરિયાણું નથી. એ તો આપણા સ્વામિ, રાજા. એની કફા મરજીએ આપણે ઘડીકમાં ઉખડી જઇએ.

શું માતા શ્રેણિક આપણો ઉપરી છે? આપણો સ્વામિ? એની કફા મરજીએ આપણે ઘડીકમાં રોળાઈએ, આપણે પામર?

માતાને લાગ્યું કે પુત્રને હું વધુ સ્પષ્ટ કરી દુઃખી ન કરૂં તેથી તેણે કહ્યું 'તું મારી સાથે ચાલ.'

શાલિભદ્ર અને ભદ્રા નીચે આવ્યાં. મોર મેહ માટે તલસે તેમ તેના દર્શન માટે તલસતા શ્રેણિકે શાલિભદ્રને જોવા ઉંચું મુખ કર્યું અને આખા પરિવારમાં વિજળીનો ઝબકારો ક્ષણિક સૌને અજવાળે તેમ બધાને તેણે અજવાળ્યા. શ્રેણિક ઉભો થયો શાલિભદ્રને ભેટયો અને તેણે તેને થોડી વાર ખોળામાં બેસાડયો. ત્યાં તો અગ્નિના સંપર્કથી માખણ ઓગળે તેમ તેને પરસેવાના રેલમછેલ રેલા ઉતર્યા.

શ્રેણિકે શાલિભદ્રને છૂટો કર્યો અને કહ્યું 'પુત્ર યથેચ્છ વૈભવ ભોગવ. આવા વૈભવથી અમે અને રાજગૃહી ગૌરવવંત છે.

શાલિભદ્ર ઉપર ગયો. રાજાને સ્નાન ભોજન માટે નિમંત્રણ આપ્યું. સ્નાન કરતાં રાજાની મુદ્રિકા પડી ગઈ. ચકોર દાસી સમજી ગઇ કે રાજાની મુદ્રિકા ખોવાઈ છે. તેણે તુર્ત નિર્માલ્યના કુવામાંથી આભૂષણો બહાર કાઢયાં. સોના હીરાના ઝળહળતા દાગીનામાં લોખંડની કડી જેવી રાજાની મુદ્રિકા દેખાઇ. રાજાએ પુછયું 'આ દાગીના કોના ?'

દાસીએ કહ્યું 'રાજેશ્વર! રોજ રોજ પહેરી કાઢી નાંખેલ શાલિભદ્ર અને તેની સ્ત્રીઓના.'

આ પછી રાજા ભોજન કરી પોતાના આવાસે ગયો. પણ જીવનપર્યંત શાલિભદ્રની સમૃદ્ધિ વિસરી ન શકયો.

( ૬ )

રાજા ગયો પણ શાલિભદ્રના મનમાંથી રાજા ન ખસ્યો. મારો ઉપરી રાજા, હું પ્રજા. આ સમૃદ્ધિ આ વૈભવ તેની

કક્ક્ષા મરજીએ રોળાય તો તે વૈભવ શા કામનો ? શાલિભદ્રે ત્યાંજ નિર્ણય કર્યો કે આ બધી સમૃદ્ધિ ન જોઇએ. માતાને તેણે વાત કરી. માતા! મારે શ્રેણિક કે કોઈ રાજાના પ્રજાજન રહેવું નથી. હું સર્વ રીતે સ્વતંત્ર થવા માગું છું અને તેનો માર્ગ સંયમ છે. માતાએ ઘણું કર્યું પણ તે બધું નિષ્ફળ ગયું તેણે રોજ રોજ એકેક સ્રીને છોડવા માંડી.

શાલિભદ્રને બત્રીસ દીવસ યુગ જેવા અકારા લાગ્યા. ત્યાં તેણે દેવદુંદુભિ સાંભળી અને જાણ્યું કે ભગવાન મહાવીર સમવસર્યા છે. તે ત્યાં જવા વિચાર કરે છે ત્યાં ધન્નાજી નીચે દેખાયા અને કહ્યું 'કાયર શાલિભદ્ર ! સંયમની રઢ વાળાને તે વળી એકેકના ત્યાગ શોભતા હશે ? ત્યાગભાવના જાગી એટલે સર્વથા ત્યાગ.'

શાલિભદ્ર નીચે ઉતર્યો ધન્ના અને શાલિભદ્રને ભદ્રામાતાએ ઘણું સમજાવ્યા છતાં તે ન સમજ્યા અને ભગવાન પાસે જઇ સંયમ લીધું.

ઉગ્ર તપ ત્યાગ તપી, અણુસણુ લીધું અને જ્યાં કોઇનો કોઇ રાજા નથી તેવા સર્વાર્થસિદ્ધ વિમાને વાસ કર્યો.

આ પછી સુભદ્રા વિગેરે સ્ત્રીઓએ પણ દીક્ષા લીધી. આજે પણ દીવાળી વહી પૂજનમાં 'ધન્ના શાલિભદ્રની ઋદ્ધિ હોજો' ને વહીમાં લખી તેમના પૂણ્ય નામને જનતા સંભારે છે.

( ધન્યકુમારચરિત્ર )

———

# ૨૫

# શંકા

## યાને

# ઝાંઝરિયા મુનિની કથા

## (૧)

પ્રતિષ્ઠાનપુર નગરમાં **મકરધ્વજ** નામના રાજા રાજ્ય કરતા હતા. તેમને **મદનસેના** નામે રાણી હતી, જાણે કામ અને રતિ સાક્ષાત્ મનુષ્યરૂપે ન જન્મ્યા હોય તેમ આ રાજા અને રાણી શોભતાં હતાં.

સંસારસુખ ભોગવતાં તેમને ત્યાં એક પુત્રનો જન્મ થયો. રાજા અને રાણીએ પોતાના નામને અનુરૂપ તેનું નામ **મદનબ્રહ્મ** રાખ્યું.

મદનબ્રહ્મને રાજાએ બત્રીશ સ્ત્રીઓ પરણાવી. પિતા અને માતાની શીતળ છાયામાં ઉછળતા મદનબ્રહ્મે દુનિયાના બધા વૈભવો અનુભવ્યા.

એક વખત ગોખે મદનબ્રહ્મ બેઠો હતો, ત્યાં તેણે એક મોટો ઇંદ્રમહોત્સવ જોયો. રંગબેરંગી કપડાં પહેરી લોકોને જતા દેખ્યા. અને આખું નગર આનંદથી થનથની રહ્યું દેખ્યું.

મદનબ્રહ્મે સેવકને પૂછ્યું કે 'આ શું છે?'

સેવકે જવાબ આપ્યો કે 'આ ઇન્દ્રમહોત્સવ છે.'

રાજકુમાર હેઠો ઉતર્યો અને ઇન્દ્ર મહોત્સવમાં સૌ સાથે જોડાયો, મહોત્સવ નગરના ઉદ્યાનમાં આવ્યો એટલે ત્યાં રહેલા શ્રુતકેવલીની દેશના સાંભળવા સૌ પ્રજાજનો રોકાયા. કુમાર પણ દેશના સાંભળવા બેઠો. શ્રુતકેવલી મુનિએ વૈરાગ્યવાહી દેશના આરંભી અને કહ્યું ' ધન, યૌવન, ભોગ સર્વ ક્ષણિક છે. સંધ્યાના વાદળાં આકાશમાં રંગબેરંગ જમાવે છે પણ તે ઘડીકમાં નષ્ટ થાય છે. આહ્‌લાદ આપનારાં ભોજનો પહોર સમય વિતતાં દુર્ગંચ્છનીય બની જાય છે. તેમ આ સંસાર પણ વિનશ્વર અને વિરૂપ છે. આ વૈરાગ્ય સૌના હૃદયમાં ઉતર્યો પણ મદનબ્રહ્મના તો આત્મામાં પરિણમ્યો.'

સૌ ઘેર આવ્યા. કામકાજમાં પરોવાયા અને વૈરાગ્યને વિસર્યા પણ મદનબ્રહ્મની નજર આગળથી મુનિની દેશના ન ખસી. તેને તેનો સાત માળનો મહેલ ધુળના ઢગલા જેવો લાગ્યો. ઘરેણાંનો ભાર મજુરના બોજા જેવો લાગ્યો. સ્ત્રીના ચેનચાળાં ગાંડાઓની ચેષ્ટા જેવાં લાગ્યાં અને માતા પિતાનો મોહ અણસમજ ભર્યા ઘેલછાના ચાળા લાગ્યા.

મદનબ્રહ્મ નથી કોઇ સાથે બોલતો, નથી કોઇ સાથે હસતો, નથી કોઇ સાથે વાત કરતો. પિતાને પુત્રની આ રીત જોઇ બહુ દુઃખ લાગ્યું. અને પૂછ્યું ' કે તું કેમ વિહ્વળ બન્યો છે?'

મદનબ્રહ્મે કહ્યું ' પિતાજી! મુનિની દેશના સાંભળ્યા પછી મને કાંઇ ચેન પડતું નથી. મને મારૂં જીવન ક્ષણિક લાગે છે અને સાચો રાહ સંયમનો લાગે છે. આપ મને સંયમની અનુમતિ આપો.'

'પુત્ર! હજુ તું બાળક છે. સંયમ શું છે તેની તને ખબર નથી અને સંયમમાં શાં શાં કષ્ટો છે તેનું તને ભાન નથી.'

પિતાજી! સંયમ ગમે તેવો કપરો હોય, તેમાં ગમે તેટલાં કષ્ટો હોય તો પણ હું તે પાળીશ, પણ મને આ માયા ગમતી નથી.

માતાએ અને સ્ત્રીઓએ ખુબ ખુબ મદનબ્રહ્મને સમજાવ્યો પણ તેને તો જીવનની એક એક ક્ષણ લાખેણી જાય છે. અને તે સંયમ વિનાની જતી હોવાથી નિરર્થક જાય છે તેમ લાગ્યું. પુત્રને મક્કમ દેખ્યો એટલે કચવાતા દીલે માતપિતાએ રજા આપી અને તેની સ્ત્રીઓએ અસહાય બની અનુમતિ આપી.

( ૨ )

મદનબ્રહ્મ મુનિ બન્યો. તેનો દેહ સુવર્ણસમ કાંતિવાળો હતો તે સંયમના તાપથી તપી વધારે પ્રજ્વલિત બન્યો. તેનું રૂપ તપ તેજથી અધિક ચમકવા લાગ્યું. પાદવિહારે જગત્‌ને પવિત્ર કરતો તે મુનિ ત્રંબાવતી નગરીએ પહોંચ્યો.

ઉનાળાના દીવસે બપોરના સમયે આકાશ અંગાર વરસાવી રહ્યું હતું તે વખતે તપતેજે ચળકતા આ મુનિ ગોચરીએ નીકળ્યા. શહેરના મધ્યભાગમાંથી પસાર થતા મુનિ ઉપર એક ગોખે બેઠેલી યુવાન સ્ત્રી કે જેનો પતિ પરદેશ હતો તેવી નજર પડી. મુનિને દેખતાં તેનું શરીર પુલકિત બન્યું અને વિચારવા લાગી કે 'આ કોઇ સામાન્ય માનવી સાધુ

નથી. તેનું લલાટ, તેના કેશ અને તેના નખ રાજવીપણાને સૂચવે છે.' તુરત દાસીને મોકલી કે મુનિને વહોરવા માટે બોલાવી લાવ.

નીચી દૃષ્ટિ રાખી પસાર થતા મુનિની આગળ આવી દાસીએ વંદન કર્યું અને કહ્યું 'પધારો મહારાજ અમારી હવેલીમાં.'

મુનિએ દૃષ્ટિ ઉંચી કરી અને ભાવના દેખી એટલે તે તેમની પાછળ ચાલ્યા. હવેલીમાં પેસતાંજ દેવાંગનાને લજાવે તેવી રૂપરૂપના અંબાર સરખી ગૃહિણીએ 'પધારો મહારાજ' કહી મુનિનું સ્વાગત કર્યું.

મુનિ ઘરના ચોગાનમાં આવ્યા અને મુનિવરને સુંદર મોદક વહોરાવતી તે ગૃહિણી બોલી 'મહારાજ! આ તાપમાં આપને ભલાં મેલાં કપડાં સહેવાય છે?'

મેલા કપડાથી આચ્છાદિત થયેલ પવિત્ર મુનિએ ઉજળા કપડામાં ઢંકાયેલ યુવતીના મેલા મનને ઓળખ્યું અને તે મૌનપણે પાછા ફરવા જાય છે, તેવામાં યુવતિ આડા હાથ ધરી ઊભી રહી અને શરમ છોડી આંખ નચાવતી કહેવા લાગી, 'મહારાજ! આ વય શું સંયમની છે? આ સુંદર દેહ વન વગડાના ફુલની પેઠે વિના ઉપભોગે નાશ થવા સર્જ્યો છે? આ મેલાં કપડાં ઉતારો અને હું સુંદર કપડાં આપું છું તે પહેરો. આ મન્દિર, આ નોકરો, આ વૈભવ અને હું બધુંય તમારૂં છે. મુનિવર મને વિરહ અગ્નિ સતાવી રહ્યો છે. આપ મને ભેટો અને સુધારસ સીંચો. આપ દયાળુ છો મારા ઉપર દયા લાવો અને મને તમારી બનાવો.'

મુનિ નીચું મુખ રાખી બોલ્યા, "તું ભોળી બાળા છે. વિષયના વિષની તને ખબર નથી. મેં વિષયના વિષને નિહાળ્યું છે, અને વિષયને તજ્યો છે. જગતમાં બે પાપ મોટા એક જારી અને એક ચોરી. આ બે પાપ આ ભવમાં અપજશ અને જેલ અપાવે અને પરભવમાં ઘોર દુઃખ અપાવે. ઉત્તમ કુળમાં જન્મેલી હે બાળા! કુળવાનને પરની ઈચ્છા ન શોભે. હું ઉત્તમ કુળનો છું અને ઉત્તમ કુળના સંસ્કારે જીવ્યો છું તેને હું દૂષણ કેમ લગાવું. શીયળ ચિંતામણિરત્ન સરખું છે તેને અલ્પ સમયના સુખ માટે તું શા માટે ગુમાવે છે. મૂર્ખો હોય તેજ મન્દિર હોવા છતાં ઉઘાડે વરસાદમાં ભીંજાય. મેં મન, વચન અને કાયાથી વ્રત લીધું છે, તે હું બરાબર પાળીશ અને કુળવાન સ્ત્રી તું પણ શીયળવ્રતને પાળી જીવનને દીપાવ."

ફાળ ચૂકેલી વાઘણ ક્રોધથી ઝુઝુમે તેમ યુવાન સ્ત્રી સાધુ સામે ઘૂરકી અને તેને કહ્યું કે 'પકડો આ સાધુને' સાધુ જોર કરીને ઘરબાર નીકળ્યા પણ તેણે તેમના પગમાં ઝાંઝર પહેરાવી દીધું. બૂમો પાડતી સ્ત્રી તેની પાછળ દોડી અને કહેવા લાગી પકડો પકડો આ મુનિને જેણે મારી લાજ લેવા પ્રયત્ન કર્યો અને ઝાંઝર લઈને નાઠો.'

ભોળું લોક થોડુંજ રહસ્ય જાણે છે. તે તો બોલવા લાગ્યું કે 'આ કેવો મુનિ ચંડાળ! વહોરાવતી સ્ત્રીની લાજ લેવા ધસ્યો અને ઝાંઝર લઈ નાઠો.' લોકો પાછળ પડયા અને મુનિને પકડી રાજા પાસે લાવ્યા.

રાજા તે વખતે ગોખે બેઠો હતો, તેણે લોકોનું ટોળું

નીચે દેખ્યું એટલે હેઠો ઉતર્યો અને મુનિને પૂછ્યું 'મહારાજ! સાચી વાત કહો' મુનિ મૌન રહ્યા.

લોકો બોલ્યા 'આમાં સાચી વાત દીવા જેવી છે. ઝાંઝર મુનિએ પહેર્યાં છે, સ્ત્રી બૂમો પાડતી મહારી લાજ લૂંટી કહી પાછળ પડી છે.'

રાજાએ કહ્યું 'સબૂર કરો, હું બધું સાચું જાણું છું. મુનિ નિર્દોષ છે, સ્ત્રી દોષિત છે. મેં અને રાણીએ ગોખેથી નજરો નજર નીહાળ્યું છે. કુલટા સ્ત્રીએ મુનિના પગમાં ઝાંઝર નાંખ્યું છે અને મુનિ ઉપર ખોટું આળ ચડાવ્યું છે.' લોકો વીલખા પડયા અને મદનબ્રહ્મ મુનિ ત્યારથી ઝાંઝરીયા મુનિ નામે જગતની જીહવાએ ગુણથી પ્રશંસાતા ચડયા.

( ૩ )

કંચનપુર નગરના રાજા અને રાણી બે ગોખે બેઠાં છે અને નગરની સીમાડાની વનરાજી જોઇ આનન્દ પામે છે. ત્યાં રાણીની નજર એક દૂર દૂર કાઉસ્સગ્ગ ધ્યાને ઉભેલા મદનબ્રહ્મ મુનિ ઉપર પડી. મુનિને દેખતાં રાણીની આંખમાંથી ચોધાર આંસુ વહ્યાં. રાજાએ રાણીને અચાનક આંસુ આવવાનું કારણ પૂછ્યું. પણ રાણીનું ગળું ભરાઇ આવ્યું અને તે બોલી ન શકી.

રાજા કુવિકલ્પે ચડયો. તેણે માન્યું કે આવા સાધુઓ તો જંગલમાં કેઈક કાઉસ્સગ્ગ ધ્યાને રહે છે, અને રાણીએ મારી સાથે આજ અગાઉ ઘણાએ આવા સાધુ નીહાળ્યા છે છતાં કોઈ દિવસ તેની આંખમાં આંસુ આવ્યા નથી. જરૂર આ કોઈ

તેનો પૂર્વનો જાર હોય તેમ લાગે છે, તેથી તે કાંઇ મારી સમક્ષ બોલી શકી નથી પણ આંસુથી તેના પ્રત્યેનો તેનો પ્રેમ તે છુપાવી શકી નથી. રાજા રાણી વિખૂટાં પડયાં.

થોડી વારે રાજા ઉદ્યાને ગયો અને સેવકોને આજ્ઞા કરી કે ખાડો ખોદી આ સાધુને હણી તેના મૃતકને તે ખાડામાં દાટો.

સેવકો ઉપડયા અને પેટ ખાતર રાજાની આજ્ઞા મુજબ સાધુને ઠાર કરવા મંડયા.

સાધુએ ચું ચાં કંઈ ન કર્યું, મનને સ્થિર કર્યું. ચોરાસી જીવાયોનિને મનમાં સંભારી ખમાવા માંડી અને પાપકર્મને પીસવા માંડયું. જેમ જેમ હત્યારા ઘા કરવા માંડયા તેમ તેમ મુનિ પાપનો ઘાત કરવા લાગ્યા. આ બાજુ મુનિના દેહનો ઘાત થયો અને પેલી બાજુ કર્મોનો ઘાત કરી મુનિનો આત્મા કેવળ જ્ઞાન પામી મુકિતએ સંચર્યો.

(૪)

બીજા દીવસે રાજા રાણી ફરી પ્રાતઃકાળે ગોખે બેઠયાં છે. તેવામાં આકાશમાં ઉડતી સમળીની ચાચમાંથી લોહીનો ખરડેલો મુનિનો ઓઘો જ્યાં આગળ રાજા રાણી બેઠાં છે ત્યાં પડયો. રાણીએ લોહીથી ખરડાયેલો ઓઘો દીઠો ગઇ કાલે દેખેલ દીશામાં મુનિને દીઠા નહિ અને સમળીનું ટોળું લોહીના થાળામાં ઉજાણી કરતું તે દિશામાં દેખી રાણીએ નિશ્ચય કર્યો કે જરૂર આ ઓઘો મારા બાંધવ મુનિનો.

આ નિશ્ચય થતાં રાણીની આંખે અંધારા આવ્યાં. ઓ ભાઇ! કહેતાં રાણી હેઠી પડી અને રાજાનું હૃદય મુનિની હત્યાના પાપથી ધ્રુજવા લાગ્યું.

રાજન્! આ મારા બાંધવ મુનિને કાલે દેખી મારી આંખોમાં આંસુ આવ્યાં હતાં. તેણે બત્રીસ સ્ત્રીઓ છોડી છે. તેણે રાજ્યવૈભવ તજ્યો છે. તેણે ઘોર મુનિના ઉપસર્ગો સહ્યા છે. એવા પવિત્ર મારા નહિ જગત્ આખાના સુજનજનોના મારા બનેલા મુનિના ઘાતક નરપિશાચની આપ ખબર લો.

આર્યે મુનિઘાતક નરપિશાચ બીજો કોઇ નહિ પણ હું જ એનો ઘાતક મહાપાપી છું. હું રાજ્યધર્મ માનવધર્મ ભૂલ્યો અને તારા આંસુની મેં ઉંડા તપાસ વિના તેને જાર માની હણાવ્યો. રાણી! હું ઋષિઘાતક મહાપાપી હત્યારો ક્યાં છૂટીશ.

રાજા રાણી બન્ને આંસુડા સારતાં નગર બહાર નીકળ્યાં અને ઋષિના મૃતક આગળ

ગદ્ ગદ્ સ્વરે રોવંતો રાજા મુનિવર આગળ બેઠો.
માન મેલીને ખપાવે રે ભૂપતિ સમતા સાયરમાં પેઠો.

તીવ્ર પશ્ચાતાપે ઋષિહત્યારો રાજવી મુનિના કલેવર આગળ તીવ્ર પશ્ચાતાપ કરતો ઝાંઝરીયા મુનિના ગુણને ગાતો કેવળ જ્ઞાન પામ્યો.

શંકા એ પાપનું મૂળ પણ રાજાને શંકાએ પાપ કરાવ્યું છતાં તેમાંથી તીવ્ર પશ્ચાતાપે કૈવલ્ય અપાવ્યું.

[ સજ્ઝાયમાળામાંથી ]

———

૨૬

# નમસ્કાર મંત્ર સ્મરણ

યાને

# અમર કુમાર

(૧)

સર્વરીતે શાંતિ વળ્યા પછી મહારાજા શ્રેણિકે રાજગૃહીમાં મહાન ચિત્રશાળા આરંભી. તેમાં પશુ, પંખી, દેવ અને કુદરતી અનેક દૃશ્યો ચિતરાવ્યાં. કેઈ આગંતુકો આ સાચાં દૃશ્યો છે તેમ માની તેને પકડવા જતાં વિલખા પડતા. રાજાએ ચિત્રશાળાનું ભવ્ય પ્રવેશદ્વાર કરાવ્યું. પ્રવેશદ્વાર ઉપર પણ અનેકવિધ ચિત્રો અને છેટેથી સૌનું ધ્યાન ખેંચે તેવો તેનો આકર્ષક દેખાવ કર્યો પણ બીજેજ દીવસે સવારે રાજાએ સાંભળ્યું કે ચિત્રશાળાનો દરવાજો કકડભૂસ કરતો પડી ગયો.

શ્રેણિકને શરૂઆતમાં દુઃખનો આંચકો લાગ્યો પણ જરા વિચારતાં તે હળવો થયો અને તેણે પાકાપાયાથી મજબુત રીતે તેનું કામ આરંભ્યું. પહેલા કરતાં સવાઇ શોભાવાળું ભવ્ય દ્વારગૃહ બનાવી રાજાએ નિરાંત વાળી ત્યાં બીજે દીવસે સવારે રાજાએ કાને ફરી દરવાજો તુટી પડયાના સમાચાર સાંભળ્યા.

શ્રેણિક રાજાએ સારા સારા જોષી અને નિમિત્તકોને બોલાવ્યા અને દરવાજો તુટી પડયાનું કારણ પુછયું ત્યારે તેમણે કહ્યુ 'રાજન્ આ ગોઝારી ભૂમિ છે અને તેનો અધિષ્ઠાયક વ્યંતર ગોઝારો છે. તે માગે છે એક બત્રીસ લક્ષણા બાળ માનવનો ભોગ.

શ્રેણિકને વિવેક કે વિચાર ન હતો તેનું તો મન માત્ર ચિત્રશાળાની ભવ્યતા બતાવવામાં અને બનાવવામાંજ રાચતું હતું. તેણે રાજગૃહીમાં ઢંઢેરો પીટાવ્યો કે 'રાજાને બત્રીસ લક્ષણો બાળક જુએ છે. પણ રાજા કોઇ ઉપર જુલમ ગુજારી કોઇનો બાળક લેવા માગતો નથી જે પોતાની ઇચ્છાથી પોતાનો બાળક આપવા માગતા હોય તે આપે તો તેને રાજા તેની બરાબર સોનૈયા તોળી આપશે.'

ઢંઢેરો ઠેર ઠેર પીટાયો પણ એવો કોણ હત્યારો માનવ મળે કે સગે હાથે પોતાના બાળકને આપે

( ૨ )

રાજગૃહીમાં એક નિર્ધન ઋષભદત્ત બ્રાહ્મણ વસતો હતો. તેને બધાએ કુલક્ષણોથી ભરપુર ભદ્રા નામે ભાર્યા હતી. નિર્ધનને ત્યાં સંતતિનો તોટો નહિ. તેમ ભદ્રા એક પછી એક બાળકોને જન્મ આપતી અને બાળકોને મારી પીટી તિરસ્કારી મોટા કરતી. તેને ચાર પુત્ર હતા. નાના પુત્રનું નામ તેણે **અમરકુમાર** રાખ્યું હતું.

ભદ્રા ઢોલ પીટાતો સાંભળી શેરી બહાર આવી અને તેણે સાંભળ્યું કે છોકરા બરાબર રાજા સોનૈયા આપે છે.

તે તુર્ત શેરીમાં રમતા નાના અમરકુમારને પકડી લાવી અને કહેવા લાગી કે 'લ્યો આ મારા અમરને અને લાવો સોનૈયા.'

અમરકુમારે આ વાત સાંભળી કે તુર્ત કંપી ઉઠયો અને માને પગે લાગી કહેવા લાગ્યો 'માતા! માતા જેવી માતા બની મને કેમ વેચે છે? મને ન વેચ, હું તું કહીશ તે કરીશ. માતા! મારા ઉપર દયા લાવ.'

હું વેચું નહિ તો કરૂં શું? બધાને પેટ મારે કયાંથી ભરાવવાં. તારો બાપ ચપટી લોટ ભીખ માગી લાવે તેથી શું વળે. તું શું કામનો છે?

'પિતાજી! માતાને સમજાવો મને ન વેચે. મેં કાંઈ અપરાધ કર્યો નથી. હું આપ કહેશો તેમ કરીશ.' કરગરતાં આંસુ સાથે અમરકુમારે પિતાને કહ્યું.

પિતાએ માથા ઉપર હાથ મુકયો પણ વાઘણસમી ભદ્રાને તેને કંઇ કહેવાની તાકાત નહોતી. તે માત્ર બોલ્યો એટલું કે 'અમર! પિતા કરતાં માતાનો સ્નેહ ઘણો કહેવાય. તેજ તને વેચવા તૈયાર થઇ છે. ત્યાં હું આડો આવી શું કરવાનો છું?'

અમરકુમાર કાકા કાકીને, મામા મામીને બધા સગાને ઘેર ફર્યો. મને બચાવો, હું તમારૂં ઘરનું કામકાજ કરીશ તમારા છોકરાઓને સાચવીશ. અને મોટો થઇશ. વિગેરે વિનંતિ કરી પણ કોઇએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું તો કોઇએ 'કાકા મામા કહેવાના' કહી કિંવદંતીની સાર્થકતા સમજાવી.

કોટવાળ, અમરકુમાર અને ભદ્રા શહેરના રાજમાર્ગ-માંથી આગળ ચાલ્યા.પ ાછળ લોકોનું ટોળું હતું. અમરકુમાર જે

કોઇ મળે તેને કહે કે 'મને બચાવો. બચાવો.' પણ તેને કોઇએ હામ ન આપી.

શહેરની મધ્યમાં દુકાને બેઠેલા દયાળુ ગણાતા લાખોપતિ શેઠીઆઓને પ્રણામ કરી અમરકુમારે કહ્યું 'ગાય, પશુ, પંખી બધાને બચાવનારા, પાંજરાપોળ ચલાવનારા હે મહાજનો! મને બચાવો. મારી પાપિણી જનેતાની ધનની ઇચ્છા મને વેચાતો ખરીદી પુરી કરો. હું તમારો દાસ થઈશ. જીંદગી સુધી સેવા ઉઠાવીશ.

'પશુ પંખીની દયા ખાનારા હે મહાજનો! શું મારી દયા નહિ ખાઓ.'

મહાજનોએ કહ્યું 'બાળક! પૈસાનો આમાં પ્રશ્ન નથી. તું કોઇ સામાન્ય માનવીને ત્યાં જતો નથી. તું રાજાને ત્યાં વેચાયેલો છે. એનો કોપ નિરર્થક કોણ વહોરે.'

રાજસભામાં ભદ્રા, અમરકુમાર અને કોટવાળ હાજર થયા. રાજાને અને પુરોહિતોને બાળક બતાવી કોટવાળે બાળકને ખરીદ્યાની વાત કરી.

મહારાજા! પ્રજા સમગ્રના આપ પાળક પિતા છો. પિતા બની વત્સનો હોમ ન કરો. હું નિરપરાધી પ્રજાજન છું મને બચાવો.

અમરકુમાર! હું બળાત્કાર કરતો નથી. મેં ઢંઢેરો પીટાવ્યો. તારી માતા રાજીખુશીથી મને સોંપવા આવી છે તારા ઉપર ખરો હક તેનો છે.

પ્રજામાત્ર ઉપર હક ધરાવતા રાજન્! મારા ઉપર હક નથી તેમ ન કહો. પણ તમારી ન્યાયચક્ષુ ચિત્રશાળાની

મહાત્વાકાંક્ષાની રજથી ઘેરાયેલી છે એટલે તે તમને સાચો ન્યાય નહિ સુઝવા દે.

'રાજન્! બચ્ચા માટે તલસતી માતા બાળકને જાતે હોમવા તૈયાર થાય. પુત્ર માટે મહેનત મજુરી કરનાર પિતા સગી આંખે હોમાવા પુત્રને નિરખી રહે. દુઃખ વખતે મદદ કરે તે માટે કહેવાતાં સગા નજરો નજર વધસ્થાને દોરતા સગાને જોઇ રહે અને પ્રજાપાળક ગણાતા પૃથ્વીપતિ સગા હાથે નિર્દોષ કુમળા બાળકનો વધ થવા દે છતાં તે માતા પિતા સગા અને પ્રાજાપાળક રાજા કહેવાય! આ જગતનો ન્યાય!' ભટજી સામું મુખ કરી અમરકુમારે કહ્યું.

'ભટજી મહારાજ! શું તમારા શાસ્ત્ર મારા સરખા નિર્દોષ બાળકના હોમથીજ તમારો દરવાજો નહિ પડવાનું કહે છે. ભટજી! મારાં આંસુ અને નિઃસાસા દરવાજાને સ્થિર કરશે કે રહી સહી ઉભેલી ચિત્રશાળા અને તમને બધાને જમીનદોસ્ત કરશે તેનો વિચાર કરો.'

ભટજી હસ્યા અને સેવકોને હુકમ કર્યો 'હવે વિલંબ ન કરો. મૃત્યુ કોને ગમે છે?' સેવકોએ અમરકુમારને નવરાવ્યો, પિતાંબર પહેરાવ્યાં, તેના ગળામાં કરેણના ફુલની માળાઓ નાંખી અને હવન સન્મુખ ઉભો રાખ્યો. આ પછી ભટજી વેદના મંત્રોચ્ચાર અડધી બીડેલીઆંખે ઉચ્ચારવા લાગ્યા.

(૩)

ઘડી પહેલાં માતા, પિતા, મહાજન અને પ્રજાજનને કરગરતી અમરકુમારની આંખમાંથી દીનતાએ વિદાય લીધી.

તેના હોઠ બીડાયા. આંખો મીચાઇ અને આખા જગત્ ઉપર નજર નાંખી તો તેને માતા, પિતા, કુટુંબ બધાં સ્વાર્થી લાગ્યાં. માત્ર એકજ મહાપુરૂષની આકૃતિ તેની આગળ ખડી થઇ. અને તે હતી એક સાધુની. તેને એક વખત એક અણુગાર સાધુનો ભેટો થયો હતો અને તેમણે તેને કહ્યું હતું કેઃ

'અમરકુમાર! સૌ દુઃખનો નાશ કરનાર મહામંત્ર નવકાર સ્મરણ છે.' મેં પામરે રોજ તેને ન સંભાર્યો ન ધ્યાયો. આજે હું તેનું ધ્યાન ધરૂં અને તેને શરણે જાઉં. અમરકુમારે સૌથી ચિત્ત અળગું કર્યું અને 'નમો અરિહંતાણું' 'નમો સિદ્ધાણું' પદ ઉચ્ચારતો તેના ધ્યાનમાં લીન બન્યો. અને આ બાજુ ભટજીના સેવકોએ અમરકુમારને હોમ કરવાની જ્વાળામા નાંખ્યો પણ દુર દુર ઉભેલાને પરસેવો અને ગરમી આપતી તે જ્વાળા અમરકુમારને શીતળ લાગી અને તેમાં તે કોઈ રાજ્ય સિંહાસન ઉપર પોતે બેઠેલો હોય તેમ દેખાયો.

સામે અમરકુમારે નજર નાંખી તો રાજા લોહી વમતો પડયો હતો. ભટજી અને તેના સેવકો ઉંધા માથે સુકા લાકડા જેવા નિશ્ચેષ્ટ થઇ બેશુદ્ધ પડયા હતા.

સામે ઉભેલા લોકો બોલ્યા 'ઉગ્રપાપ તો આ ભવમાંજ પરચો બતાવે. બાળહત્યા તે કાંઈ જેવું તેવું પાપ છે'

અમરકુમારે કુમકુમ છાંટણા નાંખ્યા એટલે રાજા અને ભટજી બન્ને ઉભા થયા. અમરકુમારને સૌ પગે લાગ્યા. રાજાએ કરગરતા અવાજે કહ્યું 'કુમાર! જે આસને દેવોએ તમને બેસાડયા તે આસન ઉપર આપ સદા બેસી આ

રાજગૃહીની રાજ્યઋદ્ધિ ભોગવો. કેમકે તેને માટે ભોગ આપનાર આપજ છો.'

'રાજન્! મેં રાજ્યઋદ્ધિ અને સગાનો બધો પ્રેમ જોઇ લીધો છે. રાજન્! જેના અલ્પ પરિચયે મને નવકારમંત્ર સાંપડયો. અને જેનાથી મારૂં કલ્યાણ થયું તેને હું મારૂં જીવન સમર્પણ કરી ચૂક્યો છું. મારે નથી જોઇતી તારી રાજ્ય ઋદ્ધિ કે નથી જોઇતાં માન સન્માન'

અમરકુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેણે ત્યાંજ પંચમુષ્ટિ લોચ કરી સંયમ વેષ સ્વીકાર્યો.

અમરમુનિ દૂરદૂર ચાલ્યા અને નગરની બહાર જઇ કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા.

(૪)

ચૌટે ને ચકલે અમરનું માહાત્મ્ય રાજગૃહીમાં ગવાયું નાના મોટા સૌ કોઈ બાળક અમરના ગુણ ગાતા અને એનાં લુંછણા લેતા. આ વાત ભદ્રાએ સાંભળી. તેને પુત્ર જીવ્યો, સિંહાસને બેઠયો, ચમત્કાર ફેલાવ્યો અને કલ્યાણ સાધ્યું તેમાં રસ ન પડયો. તે વિમાસણમાં પડી કે હમણાં રાજ-સેવકો આવશે અને અમરની ભારોભાર લોધેલા સોનૈયા પડાવી લેશે. હા! ધન જશે, પુત્ર ગયો, નગરમાં નિંદાઈ, અને માનવચંડાળ કહેવાઇ. ભદ્રાને ઉંઘ ન આવી. તે એકલી ઉઠી અને જ્યાં આગળ અમર મુનિ કાઉસ્સગ્ગ ધ્યાને ઉભા હતા ત્યાં ગઇ. તેણે બરાબર અમરને જોયો નિરખ્યો. તે ન ભેટી ન કરગરી પણ તેણે મોટા પાણા–પથરા લીધા અને એક

પછી એક અમરના માથા ઉપર મારી તેનુ મરણ નિપજાવ્યું. મુનિએ માનવ દેહ છોડયો અને બારમા સ્વર્ગનો સ્વાંગ સ્વીકાર્યો.

લોહી તરસી વાઘણુ શિકાર સાધી સંતોષ અનુભવે તેમ પોતાના પુત્ર અમરને મારી ભદ્રાએ હાશ અનુભવી. તેણે માન્યું કે 'હવે રાજસેવકો અમરને પાછો સોંપ્યા વિના કઇ રીતે ધન માગશે.'

'ધન ધન' કરતી પાછી ફરતી વિકરાળ ભદ્રા નગર તરફ ફરે છે ત્યાં એક વાઘણુ મળી. વાઘણે માનવ વાઘણુ ભદ્રાને ત્યાંજ વીંખી નાંખી અને છઠ્ઠી નરકે મોકલી.

ગરીબાઇ અને ધનની લાલસા માણસ જાતને પશુ કરતાં પણ હલકી સ્થિતિમાં પહોંચાડી માતા જેવી માતા પુત્રને વેચે અને તેનો વધ કરે તેવા મલિન વૃત્તાંતને પોતાની સાથે મુકી કેઇ રૌરવ સંસારમાં ભદ્રા રઝળી.

માતા, પિતા, સગા સૌ કોઇના કોઇ નથી પણ અંતે અમરધામને વરનાર પંચપરમેષ્ઠિનું સ્મરણુજ કલ્યાણકારી છે તેવા આદર્શને જગત્ આગળ મુકી અમરકુમાર નવકાર મંત્ર સ્મરણુથી અમર–દેવ બન્યા અને આજે પણ

જો જો મંત્ર નવકારથી અમરકુમાર શુભ ધ્યાને રે,
સુરપદવી લહી મોટકી, ધરમ તણે પરસાદે રે.

વિગેરે સ્વાધ્યાયથી તેમના ગુણગ્રામને સંભાળે છે.

( સજઝાયમાળામાંથી )

# ૨૭

# પિતા પુત્ર

## યાને

# કીર્તિધર અને સુકોશલ મુનિ

## (૧)

'ધર્મ કરો બાપલા ધર્મ કરો બાપલા'નો અવાજ સાંકેતપુર નગરના રાજવી કિર્તિધરને કાને પડયો. તેણે રાજમાર્ગ ઉપર જોયું તો ભંગીઓ મોટેથી આ અવાજ કરી રહ્યા હતા અને લોકોનાં ટોળે ટોળાં નદી તરફ સ્નાન માટે ઉપડતાં હતાં. રાજા ક્ષણભર વિચારમાં પડયો. નગરમાં એવો કયો માણસ મૃત્યુ પામ્યો છે કે નાના મોટા બધા સ્નાન માટે જાય છે. એણે લોકોનો શું ચાહ મેળવ્યો છે? અને આવો ચાહ પણ પરોપકાર વિના થોડોજ મેળવાય છે? શું એની ગુણીયલતા? આ વિચારમાળાને પુરી કરે ત્યાં ફરી 'ધર્મ કરો બાપલા ધર્મ કરો'ના મોટા અવાજે ભંગ કર્યો. તેણે સેવકને પૂછયું 'તપાસ કર તો કોણ મૃત્યુ પામ્યું છે?' કે જેથી લોકો ગભરાયેલા નદીએ જાય છે?

'મહારાજ! ચરાચર જગત્ માત્રના ઉપકારક તેજસ્વી સૂર્યનારાયણ રાહુથી ગ્રસિત થયા છે તેથી લોકો બૂમ પાડે છે કે આવા સૂર્યનારાયણ જેવા દેવને પણ રાહુથી ગ્રસિત થવું પડે છે. માટે કોઇ અભિમાન કરશો નહિ આજનું સુખ આવતી કાલે કયારે માટીમાં મળી જશે તેનું

માનવીને થોડું ભાન છે? સાચા સુખની ઇચ્છા હોય તો બીજી બધી જંજટ છોડી 'ધર્મ કરો ધર્મ કરો' તેમ આ ઘોષણા સમજાવે છે.

જગત્ માત્રનો ઉપકારક સૂર્યદેવ? તે ન ઉગે તો વનરાજી ક્યાંથી થાય? તે ન ઉગે તો વાદળ ક્યાંથી બને? તે ન ઉગે તો જગત્ જીવે ક્યાંથી? આવા તરણ તારણહારને પણ રાહુથી ઘેરાવું? શ્યામમુખવાળા બનવું? અને તેને જોઇ લોક સ્નાન કરી લે?

અહો તો હું કોણમાત્ર? મારો વૈભવ કેટલો? મારૂં આયુષ્ય કેટલું? શાનો આ આડંબર? અને શાનું આ રાતા પીળાપણું.

'દેવિ! માનવભવનું આયુષ્ય કેટલું? સંપત્તિ રાજ્યને મેળવવામાં અને સાચવવામાં ઉપાધિ કેટલી? અને તેનાથી લાભ પણ શો? શી આ અસક્તિ? અને શો આના ઉપર વિશ્વાસ?'

રાણી તરફ મુખ કરી રાજાએ રાજ્યસંપત્તિ તરફ કંટાળો બતાવતાં કહ્યું.

'પ્રધાનો! તમે મારા સલાહકાર? સાચા સલાહકાર નહિ હું ભોગસુખમાં રાચું છું પણ કાલે માટીમાં મળી જઇશ તેવી તમે મને સલાહ આપી છે ખરી? હું રાજ-રાજેશ્વર છું. સર્વથી મોટો છું. મારો કોઇ ઉપરી નથી એવો દમામ મારી આગળ રાખી મને તમે શું પામર છતાં મોટો બનાવી મને ઠગ્યો નથી? તમે શું કરો? તમે ક્યાં ત્યાગી નિઃસ્વાર્થી કે જગત્ ઉપકારનો ભેખ લેનારા છો?'

મારૂં કુટુંબ કે જેમાં રાજ્યને તૃણસમ ગણી પિતાએ

દીક્ષા લીધી, દાદાએ દીક્ષા લીધી, કાકાએ દીક્ષા લીધી અને હું જ એક પામર કે રાજ્યઋદ્ધિની વિષ્ટામાં મૂર્છિત બન્યો. આમ કીર્તિધર રાજા આગળ આવી આવી અનેક પોતાના પૂર્વ પુરૂષોની હારમાળા શરૂ થઇ.

( ૨ )

સાંકેતપુર નગરમાં વિજય રાજા દાદા અને તેમનાં રાણી હિમચળા દાદી તેમને બે પુત્ર એક વજ્રબાહુ મોટા કાકા અને બીજા મારા પિતા પુરંદર.

વજ્રબાહુ નાગપુરના રાજા દધિવાહન અને રાણી પુષ્પચુલાની દેવાંગના સરખી પુત્રી ખરેખર મનોરમા જેવી મનોરમા સાથે પરણ્યા. થોડા દિવસના આતિથ્ય બાદ વજ્રબાહુ મનોરમા સાથે પોતાના નગરે પાછા ફરવા નીકળ્યા. દધિવાહને સારો દાયજો અને સારો પરિવાર આપી પોતાના પુત્ર ઉદયસુંદરને વળાવા મોકલ્યો.

હર્ષથી વજ્રબાહુ સ્વનગરે પાછા ફરે છે તેવામાં વસંત ઋતુ આવી જંગલની વનરાજી ખીલી અને ફુલો રૂપાના દાંતથી હાસ્ય કરી વજ્રબાહુ, મનોરમા અને ઉદયસુંદરનું આતિથ્ય કરવા લાગ્યાં. વજ્રબાહુએ સુંદર હરિયાળા મેદાનમાં પડાવ નાંખ્યો. એક વખત વસંતોત્સવ ઉજવી પાછા ફરતાં વજ્રબાહુની નજર એક ઝાડ નીચે ઉભેલા કાઉસ્સગ્ગ ધ્યાની મુનિ ઉપર પડી. ઘડીકમાં રંગરાગમાં રાચતો કુમાર એકદમ વિચારમગ્ન બન્યો તે મુનિ પાસે ગયો અને તેમને વાંદી એકીટસે જોઇ રહ્યો. ઉદયસુંદર અને મનોરમા પણ સાથે હતાં. તેમણે મુનિને વાંદ્યા અને પડાવે જવા તૈયાર થયાં. ઉદયસુંદરે વજ્રબાહુને કહ્યું 'ચાલો આશ્રમે, એકીટસે મુનિ સામે શું જોઇ રહ્યા છો. તમારે આવા

મુનીશ્વર થવું છે? થવું હોય તો મને કહેજો. હું પણ તમારો સહચારી થઇશ.'

'અરે ભલા માણુસ! દુનીયામાં આવા મહાપુરૂષોના દર્શન કરતાં બીજું શું વધુ રમ્ય છે! મુનીશ્વર થવું એ કાંઇ નાના છોકરાના ખેલ છે. તેની પાછળ તો પુરૂષાર્થ અને પરમ ભાગ્ય જોઇએ.' આમ આગળ વજ્રબાહુ કહે છે.

ત્યાં મુનિએ કાઉસ્સગ્ગ પાર્યો અને કહ્યું 'માનવભવ મહા દુર્લભ છે. આ ભવમાં ઉત્કટમાં ઉત્કટ અરાધના જીવ કરી શકે છે. જગતૂના નશ્વર આનંદ કરતાં આ ભવમાં એવું કરો કે જેથી ચિરંજીવ આનંદ મોક્ષ મળે.'

વજ્રબાહુએ ઉદયસુંદર તરફ મૂખ કરી કહ્યું 'હું મુનીશ્વર બનું છું હવે તમે મારા સહચારી બનશો ને?'

'શું કહો છો? હું તો હસતો હતો.' એમ કહી ઉદયસુંદરે ધ્રાસકો અનુભવ્યો.

'હાસ્યથી ખાધેલું ઔષધ વ્યાધિ મટાડી શકે છે? ભલે ને તમે હાસ્યથી કહ્યું હોય હવે સાચું કરી બતાવો.'

મહારાજ! હું આપના દર્શન અને ઉપદેશથી વૈરાગ્ય પામ્યો છું મને દીક્ષા આપો! એમ મુનિને નમસ્કાર કરી વજ્રબાહુએ દીક્ષાની માગણી કરી.

મનોરમા, ઉદયસુંદર અને સાથેના બત્રીસ પુરૂષોએ વજ્રબાહુ સાથે દીક્ષા લીધી. વસંતકેલિનો ઉત્સવ ધર્મકેલિ રૂપ બન્યો અને ઉદયસુંદરનું હાસ્ય વચન ખરેખર બધાને નિસ્તાર કરનારૂં સમયસૂચક વચન બન્યું.

આ સમાચાર દાદા વિજય રાજાએ સાંભળ્યા. તે વજ્રબાહુની દીક્ષાથી ચિંતાતુર ન બન્યા પણ ધન્યવાદ આપ્યો અને

બોલ્યા 'ભાગ્યશાળી પુત્ર કે જેણે યૌવનવયે સંયમ લીધો અને હું તો હજી સંસારમાં ખુંપ્યો છું.' તુર્ત તેમણે પિતા પુરંદરને રાજ્ય સોંપ્યું અને દીક્ષા લીધી. પિતા પુરંદર પણ થોડાજ વખતમાં મને રાજ્ય સોંપી દીક્ષાના પાવનપથે સિધાવ્યા.

( ૩ )

સ્વપ્નામાંથી જાગી ઉઠી જબકી બોલે તેમ મંત્રીઓને ઉદ્દેશી કીર્તિધરે કહ્યુ 'મંત્રીઓ! મને સંસાર વિષમ લાગે છે. રાજ્યઋદ્ધિ અને ભોગ બીહામણા લાગે છે. કોઈ યોગ્યને રાજ્ય ઉપર બેસાડો અને મને આ ભારમાંથી મુકત કરો'

'રાજન્! રાજ્યનો અધિકારી થોડોજ વેચાતો મળે છે! તે તો પરંપરાના સંસ્કારથી ઝીલતા રાજ્યકુળમાં પાકે તોજ સાચો અધિકારી પ્રાપ્ત થાય અને આપ એકલા આપના સ્વાર્થ ખાતર લાખો પ્રજાજનોના હિતનો વિચાર ન કરો તે શું ઠીક છે?'

કીર્તિધર રાજા ગુંચવાયા અને રાજ્યવારસની ચિંતામાં પડયા. ત્યાં થોડા વખતમાં તેની સહદેવી રાણીએ પુત્રનો જન્મ આપ્યો. રાણી અને અમાત્યો સારી રીતે જાણુતા હતા કે 'પુત્ર જન્મ્યો' એ શબ્દ રાજા સાંભળશે તો તુર્ત સંયમને માર્ગે પ્રયાણ કરશે તેથી તે વાત તેમણે છાની રાખી. પણ આ છાનું રાખ્યું રહે કેમ? પંદર દીવસમાંજ વાત બહાર પડી ગઇ અને રાજાએ જાણ્યું કે મારો ભાર ઉતારનાર પુત્ર જન્મ્યો છે.

રાજાએ પંદર દીવસના પુત્રને સભામાં હાજર કર્યો. તેનું નામ **સુકોશલ** પાડયું અને પ્રધાનો તથા પ્રજાજનો સમક્ષ કહ્યું કે તમે જે રાજ્યનો અધિકારી ઇચ્છતા હતા

તે સાંપડયો છે. હું સંયમ લઉં છું. સૌએ કચવાતા દીલે સંમતિ આપી અને કીર્તિધર રાજવી કીર્તિધર મુનિ બન્યા.

( ૪ )

પ્રજા અને પ્રધાનો બાળરાજા સુકોશલનું કીર્તિધર રાજાની પેઠે બહુમાન અને સન્માન કરે છે અને તેને રત્નની પેઠે ઉછેરે છે. રાજમાતા સહદેવી પુત્રની વૃદ્ધિ અને પ્રજાજનોનો પ્રેમ દેખી આનંદ પામે છે. છતાં તેને એક વાત તો હૃદયમાં બરાબર ડંખે છે કે પતિનું કુળ યુવાન વયે રાજ્યને છોડી સંયમ માર્ગે સંચરનાર છે. અને આ મારો પુત્ર સાચો રાજા બની દિગ્વિજયી થાય તે પહેલાં રખે સંયમ માર્ગે ન ચડી જાય. આથી તેણે નગરમાં આવતા ત્યાગીઓને અટકાવ્યા અને હતા તેઓને દૂર ખસેડયા. કેમકે રખેને કોઇ ત્યાગીને દેખી તેને ત્યાગના સંસ્કાર જાગે. હંમેશાં દર્શનજ શ્રદ્ધા અને જિજ્ઞાસા પ્રગટાવે છે.

સુકોશલકુમાર દિનપ્રતિદિન વધતો યુવાવસ્થાને પામ્યો. તેને સહદેવીએ સુંદર રાજકન્યાઓ સાથે પરણાવ્યો. અને તેના સુખથી સુખ માનતી સહદેવી પણ સુખપૂર્વક સમય પસાર કરવા લાગી.

કીર્તિધર મુનિ ગ્રામાનુગ્રામ વિચરતા સાંકેતપુર પધાર્યા. વૃદ્ધ દ્વારપાલકે રાજર્ષિને ઓળખ્યા એટલે નગરમાં પેસતાં ન રોકયા. મુનિ રોજ આમ ગોચરી સમયે નગરમાં આવે છે અને વહોરી પાછા નગર બહાર જાય છે.

એક વખત સહદેવી અને સુકોશળની ધાવમાતા ગોખે બેઠાં હતાં સહદેવીએ દૂર દૂર મધ્યાહ્નને ગોચરીએ નીકળેલ કીર્તિધરને જોયા. જોતાં તેનું મસ્તક નમ્યું પણ સાથેજ મોહે

ઉછાળો માર્યો અને તે વિચારવા લાગી કે જો સુકોશળ આ મહર્ષિને મળશે તો રાજ્ય છોડી સંયમ માર્ગે જશે અને પતિવિહોણી બનેલ હું પુત્રવિહોણી થઇશ અને રાજ્ય રાજવીવિહોણું બનશે.'

તુર્ત તેણે સેવકોને બોલાવ્યા અને હડસેલા મારી તે મુનિને નગર બહાર કઢાવ્યા. સમતા સાગર કીર્તિધર મુનિએ હૃદયને સમજાવ્યું કે 'જીવ! ક્રોધ ન કરીશ. આ રાજ્ય કે રાજવી સાથે તારે શું લેવા દેવા છે?'

થોડા વખત બાદ ધાવમાતાને ધ્રુસકે ધ્રુસકે રડતી સુકોશળે દીઠી અને તેણે તેને પુછયું 'શા માટે માતા રડે છે?'

'શું કહું પુત્ર! રાજા જેવો રાજા તારો પિતા કીર્તિધર રાજવી માસ ખમણને પારણે નગરીમાં પેઠા અને તારી માતાએ હડસેલા મારી તેમને નગર બહાર ધકેલ્યા. સંયમીપ્રત્યેનો મમત્વભાવ તો ગયો પણ આપણી માનવતા પણ પરવારી. રાજર્ષિના દર્શન માટે પ્રજા રાજા બધા ઉલટવાં જોઇએ આનંદ આનંદ થવો જોઇએ તેને બદલે તેને હડસેલા આપણે મારીએ?

'માતા! આમ કેમ બન્યું હશે?'

'પુત્ર! સહદેવીને મનમાં એમ કે રખેને તું તેમના પરિચયમાં આવી ત્યાગી ન બને. મોહ માણસને વિવેક થોડો આવવા દે છે?'

( ૫ )

લઘુકર્મી સુકોશલે પડહો બજાવ્યો. તે અને આખું નગર રાજર્ષિને વંદન કરવા નીકળ્યું. શરમીંદી બનેલ રાજ માતા સહદેવી પણ વંદન માટે નીકળી. મુનિએ વૈરાગ્યવાહી દેશના આપી

દેશના બાદ સુકોશલ બોલ્યો, 'હે ભગવંત ? આપના દર્શનથી મારો જન્મ સફલ થયો છે. આપ મારા પિતા હું આપનો બાળક, આપને હિત સંયમમાં લાગ્યું તો શું મારૂં હિત સંયમમાં નથી? હે પિતા! મને ચરિત્ર અમૃતનું પાન કરાવો.'

સુકોશલ ફરી માતા તરફ વળ્યો અને કહ્યું 'માતા! હું તારો વ્હાલો પુત્ર છું. તું મને ચારિત્ર લેવા માટે રજા આપ. પુત્રનું હિત અને સુખ માતા ઇચ્છે. મારૂં અને બધાનું હિત છેવટે સંયમમાં છે.

સ્રીને ઉદ્દેશી સુકોશલે કહ્યું 'હે પ્રિયે! તું મને વિઘ્નરૂપ ન બનીશ, રાજ્યનો સાચવનાર તારે પુત્ર થશે, કેમકે હાલ તું ગર્ભિણી છે.'

સુકોશલે મોહ નિદ્રા તજાવી અનુમતિ મેળવી સંયમ લીધું. અને પિતા પુત્ર બન્નેએ વિહાર કર્યો.

સુકોશલે કનકાવલી વિગેરે ઘણા તપ કરી શરીર સૂકાવ્યું અને પિતા પુત્ર બન્ને મૌદગિલ્ય પર્વત પાસે કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા.

સહદેવી પુત્રવિહોણી બની લોકોથી નિન્દિત બની. થોડો વખત પસાર કરી અંતે મૃત્યુ પામી વાઘણ બની.

( ૬ )

એક વખત આ વાઘણ ફરતી ફરતી મૌદગિલ્ય પર્વતની ખીણમાંથી ભૂખી તરસી નીકળી સામે તેણે આ બે મુનિને દેખ્યા અને એકદમ તેના શરીરમાં ક્રોધ વ્યાપ્યો.

કીર્તિધર અને સુકોશલ મુનિએ વાઘણને દેખી અને તુર્ત સુકોશલ તેના માર્ગમાં આવી ઉભો રહ્યો. કીર્તિધરે

બાળમુનિ સુકોશલને સમજાવ્યું કે પરિસહ માટે તૈયાર થવું સહેલું છે પણ સહેવો કઠણ છે. આ સમજાવે છે ત્યાં વાઘણે સુકોશલ ઉપર પંજો માર્યો અને તેનું શરીર વિંખી નાખ્યું.

સુકોશલ! કર્મના નાશનો ખરો સમય આ છે. ધીરજ ધરજે, ક્રોધને અવકાશ આપીશ નહિ, પૂર્ણ સદ્ભાગ્યે ત્યાગી મુનિઓને આકરા ઉપસર્ગો સાંપડે છે. અને તેમાં તેઓ કલ્યાણ સાધે છે.

સુકોશલે વિચાર્યું નરક અને નિગોદમાં દુઃખ આના કરતાં ઘણા આકરા મેં ઘણીવાર સહ્યાં છે. પણ તે સયમ બુદ્ધિથી નહિ સહેલ હોવાથી કલ્યાણ થયું નથી, તેણે ન કર્યો ક્રોધ વાઘણ ઉપર કે ન કર્યો ક્રોધ તેના અવિચારીપણા ઉપર. આ બાજુ તેહનો દેહપિંજર વેર વિખેર બન્યો, અને પેલી બાજુ તેના કર્મો વિખરાયાં અને તે કેવળજ્ઞાન પામી તત્કાળ મોક્ષે ગયા

અતિક્રુરતાપૂર્વક વાઘણે મુનિના શરીરના અવયવો ફેંદ્યા ત્યાં તેની નજર તેમની દંતપંક્તિ ઉપર પડી દંતપંક્તિ જોતાં વાઘણને જાતિસ્મરણ જ્ઞાન થયું. પુત્ર સાંભર્યો તેને પશ્ચાતાપ થયો અને તે પણ દેશવિરતિ ધર્મ સ્વીકારી હિંસાત્યાગી દેવલોકે ગઈ.

કીર્તિધર મુનિ પણ શુદ્ધ સંયમ પાળી કેવળજ્ઞાન પામી મુક્તિપદને વર્યા.

આમ પિતા પુત્રની બેલડી જગત્‌માં પ્રસિદ્ધ થઇ અને સદાકાળ વંદનીય બની.

[ ઋષિમંડલવૃત્તિ ]

———

# ૨૮

# જિનવચન શ્રવણ
## યાને
# રૌહિણેય ચોર કથા

## (૧)

'પુત્ર રૌહિણેય! પ્રેસેનજિત્‌નો પ્રતાપ દેશ વિદેશ છે છતાં તે મારા નામથી ધ્રુજે છે. તેના બુદ્ધિનિધાન મંત્રીઓએ અનેક બુદ્ધિઓ લડાવી પણ મને ન પહોંચ્યા. શૂરા સેનાપતિઓ અનેક યુદ્ધો જીત્યા પણ મને ન જીત્યા. હું હવે થાકયો છું કાલે મરણ પામીશ. પણ આપણાથી રાજરાજેશ્વરો સરખા કંપે છે તેવી ધાક તું ઓછી ન થવા દઈશ તારી શૂરવીરતા, નિર્દયતા માટે મને પુરો વિશ્વાસ છે પણ એક પ્રતિજ્ઞા તું મારી આગળ લે.' લોહખુરે ખરી શિખામણ આપતાં કહ્યું.

'પિતાજી! કઈ પ્રતિજ્ઞા?'

'શ્રી વીરની વાણી તારે નહિ સાંભળવી.'

'કેમ?'

પુત્ર! ભૂલે ચૂકે પણ જો તેમની વાણી સંભળાય તો જે શૂરવીરતા નિર્દયતા અને ક્રૂરતાનો આપણામાં વેગ છે તે ઓસરી જાય તેમ સૌ કહે છે. આથી મેં પ્રતિજ્ઞા લીધી છે કે ભૂલે ચૂકે તેમનો અક્ષર કાને ન પડે અને તું પણ તે પ્રતિજ્ઞા લે.

પિતાજી! ગાન મજબુત તો તેમની વાણી શું કરવાની છે?

પુત્ર! મારૂં વચન માન અને કબુલ કર. ભયની સામે જાણી બુઝીને હોડ ન રમાય.

થોડા વખત બાદ લોહખુર મરણ પામ્યો અને પ્રસેનજિત્ રાજા પણ મૃત્યુ પામ્યો.

રાજગૃહીની ગાદીએ શ્રેણિક રાજવી તરીકે આવ્યો. તેનો પ્રતાપ પ્રસેનજિત્ કરતાં સવાયો વધ્યો. તે મહા બુદ્ધિનિધાન પરાક્રમી અને દુરંદેશી તરીકે પંકાયો. અને તેણે અનેક બુદ્ધિનિધાનોને મંત્રીપદે સ્થાપ્યા.

શ્રેણિકના રાજ્યમાં શત્રુઓનો ભય નહોતો. રાજા તરફથી પ્રજાને રંજાડ ન હતી તેને ત્યાં અદ્દલ ન્યાય મળતો હતો. પણ લોહખુરના પુત્ર રૌહિણેયનો ભય હરહંમેશાં ધનાઢ્યોને અને રાજવીને રહ્યા કરતો. રાજાને કાને એ વાત આવી ચૂકી હતી કે રૌહિણેય માત્ર સામાન્ય લુંટારો ન હતો પણ એક વખત રાજગૃહીના રાજા બનવાના કોડ સાથે જીવસટોસટ ઝુઝુમનારો કુનેહપૂર્વક ધાડ પાડનારો ધાડપાડુ હતો.

અભયકુમાર જેવા બુદ્ધિનિધાન મંત્રીએ તેને પકડવાના ઘણા પ્રયત્ન કર્યા પણ વૈભાર પર્વતની ગુફામાંથી સાથીતો સાથે આવી ધાડ પાડી પાણીની માફક ક્યાં તે અદૃશ્ય થઇ જતો તેની કોઇને ખબર ન પડતી.

અભયકુમારે છટકું શોધી રૌહિણેયને પકડવાનો પ્રયત્ન કર્યો તેમાં તે ઝડપાયો તેમ સૈનિકોને લાગ્યું પણ વિજળીના ઝબકારાની પેઠે સેંકડો સૈનિકોમાંથી તે નાઠયો અને રાજગૃહીના દરવાજે આવ્યો. સૈનિકો પાછળ પડ્યા પણ તેઓ તેને પકડે તે પહેલાં તો તે સિંહની પેઠે છલંગ મારી રાજગૃહીનો ગઢ કુદી એકલો રૌહિણેય નાઠયો.

શિકારીઓના મોટા ટોળાને કે તેમના અવાજોની દરકાર રાખ્યા વિના વનનો કેસરી માર્ગ કુમાર્ગ ન દેખે અને

આ કુંજમાંથી પેલી કુંજમાં પસાર થઇ ઉંડી શૈલગુફામાં ચાલ્યો જાય તેમ પાછળ પડેલા સૈનિકોની દરકાર રાખ્યા વિના માર્ગ કુમાર્ગ જોયા વિના ઝાડીમાંથી પસાર થતા રૌહિણેયને કાને એક મધુર શબ્દ સંભળાયો. જરા નજીક ગયો તો જાણ્યું કે આ શબ્દ કોઇનો નહિ પણ લોકોને પ્રતિબોધતા શ્રી મહાવીર પરમાત્માનો છે.

મહાવીરનું નામ સાંભળતાં તેને લોહખુર–પિતાની આપેલ પ્રતિજ્ઞા યાદ આવી. થોડીક ઉત્કંઠા તો થઈ કે લાવ તેમની વાણી સાંભળું કે તેમાં એવું તે કેવું પિતાને ભયસ્થાન લાગ્યું છે તે અનુભવું. પણ સાથેજ વિચાર આવ્યો કે પિતાની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ શા માટે કરવો? આથી પરમાત્મા મહાવીર દેવનો શબ્દ રખે કાનમાં ન પેસી જાય તે માટે કાનમાં આંગળીઓ ઘાલી તે આગળ ધસ્યો ત્યાં દૈવયોગે પગે કાંટો વાગ્યો. રોહિણેય નીચે વળ્યો તે કાનમાંથી આંગળી દૂર કરી હાથથી કાંટો ખેંચવા માંડયો ત્યાં તેના કાને ભગવાન મહાવીરના મુખથી ઉચ્ચારેલ

**अनिमिसनयणा मणकज्झसाहणा पुष्फदाम-अमिलाणा**
**चउरंगुलेण भूमिं न छिवंति सुरा जिणा बिंति**

'જેની આંખ મટકા ન મારતી હોય, જે મનની ઇચ્છા પ્રમાણે કરી શકતા હોય, જેમના કંઠની પુષ્પની માળા કદાપિ કરમાતી ન હોય અને ભૂમિથી ચાર આગળ અદ્ધર રહેતા હોય તે દેવતા કહેવાય તેમ જ્ઞાનીઓ કહે છે.' શબ્દો પડયા.

રૌહિણેયને ભલભલા ઘા વાગ્યા ત્યારે જે વેદના નહોતી થઇ તેવી વેદના આ કાંટાથી થઇ અને તે કરતાં પણ કારી

વેદના તો તેને પિતા આગળ લીધેલી પ્રતિજ્ઞા કે મહાવીરની વાણી ન સાંભળવી તેનો ભંગ કર્યો હતો તેની હતી.

થોડેક દુર ગયો ત્યા તો તે ચારે બાજુથી રાજસૈનિકોથી ઘેરાઇ ગયો અને તેમણે તેને પકડી શ્રેણિક પાસે હાજર કર્યો.

( ૨ )

અનેકને રંજાડનાર રૌહિણેય પકડાયો આ સમાચારે નગરવાસીઓમાં આનંદ ફેલાયો. અને રાજા પણ સુખેથી નહિ બેસવા દેનાર લુંટારાના ઝડપાયાથી ખુબ પ્રસન્નતા પામ્યો.

શરીર ઉપરના અનેક જખમો તેનીી શુરવીરતા, આકાશમાં પવનથી ફરફરતી કેશરાજી તેની બેફીકરતા, સ્તબ્ધ અને સ્થિર તેનો દેહ તેની અકડાઇને જણાવતો હતો. રાજાને ઘડીક તો તે રાજકુમાર શા સુંદર આકૃતિવાન લુંટારાને જોઇ પ્રેમ ઉપજ્યો પણ સાથે બીજીજ ક્ષણે તેના કૃત્યો સંભાળતાં તિરસ્કાર જાગ્યો અને તેને શિરચ્છેદ કરવાની તેણે રાજસેવકોને આજ્ઞા આપી.

અભયકુમારને લાગ્યું કે આ ઉતાવળ થાય છે તેથી તેણે શ્રેણિકને વિજ્ઞપ્તિ કરી. 'મહારાજા! રૌહિણેયને તેના કૃત્યો બદલ શિક્ષા તો એવીજ ઘટે. પણ ચોરની મુદ્દામાલ તપાસ થાય તો તે ન્યાય છણાયેલો ગણાય.'

રાજાએ સંમતિ આપી એટલે અભયકુમારે પુછયું 'રાજગૃહીમાં અનેક લુંટો કરનાર, પ્રજાને રંજાડનાર અને અનેક નિર્દોષના લોહીથી રંગાયેલા હાથવાળા રૌહિણેય તારે કાંઇ કહેવું છે?'

રૌહિણેય બોલ્યો 'રાજન્! આ શું થાય છે તેની મને ખબર નથી. હું શાલિપુર નામના ગામડાનો દુર્ગચંદ્ર (કણબી)

કુટુંબી છું. રાજગૃહીમાં કામ માટે આવ્યો હતો. દરવાજે આવ્યો ત્યાં મેં દરવાજો બંધ દેખ્યો રાજસૈનિકોને આમતેમ ફરતા જોયા મને ભય લાગ્યો એટલે કીલ્લો કુદી મારા ગામ તરફ નાઠયો, સૈનિકો મારી પાછળ પડ્યા અને પકડી આપની પાસે હાજર કર્યો. રાજન્! રૌહિણેય કોણ છે? તેનાં કેવાં કામ છે? તે હું જાણુતો નથી. હું ગામડું છોડી રાજગૃહી જોવા આવ્યો અને આમ ફસાયો.

બુદ્ધિનિધાન અભયકુમાર મુઝાયા. ન્યાયની વાત ઉપાડી તો ખરી પણ હવે તેનો પુરેપુરો રસ્તો નહિ અપાય અને શિક્ષા થશે તો શ્રેણિકનો ન્યાય લજવાશે અને જો ન્યાયની પ્રતિષ્ઠાને આગળ ધરશુ તો કદાચ સાચા લુટારા રૌહિણેયને છોડી દેવો પડશે. તેણે રાજદૂતોને શાલિગ્રામ મોકલ્યા તે ત્યાંના આગેવાન પાંચસાત કણબીઓને લઇ આવ્યા. કોઈ કાકા, કોઇ ભાઇ, કોઇ મિત્ર કુરૂચંદ, કુરૂચંદ્ર કહેતા રડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તને રાજગૃહી જોવાના કયાં કોડ જાગ્યા કે નિર્દોષ એવા તારે રાજાના કેદી બનવુ પડયું.

અભયકુમાર આ બધું રૌહિણેયનું પ્રથમ ગોઠવેલું તર્કટ છે તે પૂરૂં સમજ્યો પણ ન્યાયની સરાણ ઉપર હવે તેને સિદ્ધ કર્યા વિના છૂટકો નહતો. રૌહિણેયને તેણે તુર્ત માટે તો અટકમાં રાખ્યો.

(૩)

નાથ! જય પામો આનંદ પામો આનંદ પામો. આપ આ દેવવિમાનના સ્વામિ દેવ તરીકે ઉત્પન્ન થયા છો. આ દેવઋદ્ધિ આપની છે. આ દેવાંગનાઓ દેવશય્યા, અને વૈભવ

સર્વ આપના પૂણ્યનો પ્રતાપ છે.' આમ એક છડીદારે આંખો ચોળી બેઠા થતા રૌહિણેયને કહ્યું.

રૌહિણેયે જોયું તો પોતે રેશમી વસ્ત્રોથી આચ્છાદિત થયેલ મહાકાય પલંગ ઉપર ૧૫-૨૦ અપ્સરાઓથી વીંટળાઈ બેઠો હતો. સામે સંગીતનો નાચ થતો હતો. જે ખંડમાં રૌહિણેય હતો તે ખંડના પવનથી હાલતા હીરાઓ પરસ્પર અફળાઈ સુંદર સંગીત ઉત્પન્ન કરતા હતા. પોતાને શું થયું, કોણ અહિં લાવ્યું આ કેમ બન્યું! તે બધા વિચારો સાથે દેવ કોને કહેવાય તે શ્રી મહાવીર પરમાત્માનું **'अनिमिसनयणा'** વચન યાદ આવ્યું. તેણે દેવાંગનાઓ નર્તકીઓ બધાને ધારીધારીને જોયાં તો તેમની આંખો હાલતી હતી. તેમના પગ જમીનને અડતા હતા તેણે નક્કી કર્યું કે આ નથી દેવભવન, કે આ નથી દેવાંગનાઓ. આ બધો પ્રપંચ માત્ર મને ફસાવવા માટે અભયકુમારે યોજેલ લાગે છે. તેણે મને મદિરાથી ભાનરહિત બનાવી અહિં મોકલ્યો લાગે છે પણ હું દેવ નથી કેમકે મારા પગ જમીનને અટકે છે. મારી આંખો હાલે છે. હું તો તેજ લોહખુરનો પુત્ર રૌહિણેય છું. આ બધા વિચારવમળમાં ગુંથાયો છે ત્યાં એક સેવક આગળ આવ્યો અને બોલ્યો.

'નાથ! આ દેવભવન છે. આપ તેના માલિક દેવ છો. અમારા દેવલોકનો આચાર છે નવીન દેવ ઉત્પન્ન થાય તે પોતાના પૂર્વભવના કૃત્યો કહે કે આવાં આવાં કામ કરવાથી હું અહિં ઉત્પન્ન થયો છું. આપ આપના પૂર્વકૃત્યો કહો જેથી અમે અનુમોદના કરી પાવન થઈએ.' એક સેવકે નમસ્કાર કરી રૌહિણેયને કહ્યું.

રૌહિણેય આ બધી માયા સમજી ગયો હતો એટલે તે સાવધ થઇ બોલ્યો. 'દેવો! હું પૂર્વભવમાં શાલિગ્રામનો ખેડૂત હતો. નિર્દોષ રીતે જીવન જીવતો હતો. કોઇ દીવસ મેં ચોરી કરી નથી સાતે ક્ષેત્રોમાં દાન આપ્યું છે અને પવિત્ર જીવન જીવ્યો છું.'

અભયકુમારે આ બધી વાત જાણી તેને લાગ્યું કે આ રૌહિણેય હોય તો પણ ન્યાયથી નક્કી ન થાય તો તેને હવે કેદમાં રાખવો તે વ્યાજબી નથી તેથી રૌહિણેયને છોડી મુકયો.

રૌહિણેય છુટયો પણ હવે તેને ચોરીમાં, લુટમાં કે તોફાનમાં રસ રહ્યો નહિ. તેનું મન **'अनिमिसनयणा'** ની મહાવીરની વાણીમાંજ પરોવાયું. ઇચ્છાવિના આ સાંભળેલ વચને મને જીવિતદાન અપાવ્યું તો ખરેખર સમજ અને ઇચ્છાથી એમની વાણી સાંભળવામાં આવે તો શું શ્રેય ન થાય? પિતા ભૂલ્યા હતા. હું પણ તેમના વચને ભૂલો પડયો હતો. હવે તો તેમનાજ વચનનું નિરંતર પાન કરૂં અને તે ભગવાનને શરણે જાઉં.

રૌહિણેય ભગવાન પાસે પહોંચ્યો. તેમને વંદન કર્યું ચોરી નહિ કરવાનો તેણે નિયમ લીધો અને એક વખતનો ધાડપાડુ રૌહિણેય મહાસજ્જન સંત, પરગજુ, નિરૂપદ્રવી બની સાચી સ્વર્ગ લક્ષ્મીને પામ્યો. અને જગત્ સમક્ષ અનિચ્છાએ પણ શ્રવણ કરેલ જિનવચન કેવું કલ્યાણ સાધી આપે છે તેનો આદર્શ જગત આગળ મુકતો ગયો.

(ઉપદેશ પ્રાસાદ)

———

## ૨૯

# દૃઢ સંકલ્પ

## યાને

# મહાત્મા દૃઢપ્રહારી

## (૧)

દૃઢપ્રહારીનું નામ તો બીજું પણ તે ક્રુર અને તેનો ઘા જેના ઉપર પડે તે ઉભો ન થાય તેથી લોકો તેને દૃઢપ્રહારી કહેતા.

આ દૃઢપ્રહારી જ્ઞાતિએ બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ સમુદ્રદત્ત અને માતાનું નામ સમુદ્રદત્તા. આ છોકરો સાત વર્ષનો થયો ત્યારથીજ કુટેવે ચડયો. જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેની બુમો વધવા માંડી. કોઇને મારે ઝુડે તો કોઈની ચોરી કરી લાવે. સોળ વર્ષનો થયો ત્યાં તો તેની રાડ રાજા પાસે ગઈ. રાજાએ થોડો વખત શિક્ષા કરી પણ પછી તો તેણે પણ કંટાળીને મારી કુટી ગામ બહાર કાઢી મુકયો.

દૃઢપ્રહારી રખડતો રખડતો જંગલમાં ગયો અને ચોરોની પલ્લીમાં જઇ રહ્યો. છોકરો રૂપાળો જુવાન અને પોતાના ધંધામાં પાવરધો દેખી ચોરોના નાયકે તેને પુત્ર તરીકે રાખ્યો.

થોડા દીવસમાં તો દૃઢપ્રહારીની હાક વાગવા લાગી. ગામડાં તો શું પણ મોટાં શહેરો પણ તેનાથી ધ્રુજવા લાગ્યાં. દૃઢપ્રહારીનું નામ પડે અને લોક માલમિલ્કત છોડી નાસી જાય. કોઇ ભૂલે ચૂકે સામો થાય તો દૃઢપ્રહારી એક ઝટકે બે ઘા કરી નાંખે. તેણે ઘણી લુંટો કરી અને ઘણાના જાન લીધા.

(૨)

એક વખત દૃઢપ્રહારી સાથીદારો સાથે કુશસ્થળ ઉપર ત્રાટક્યો. આ ગામમાં એક દેવશર્મા બ્રાહ્મણ રહે. તે નિર્ધન ઘણો તેમ છોકરાં છૈયાંથી વીંટળાયેલો પણ ઘણો. ઘણા દીવસથી તેનાં છોકરાં તેને કહે કે 'બાપા! આપણે ત્યાં ખીર બનાવોને?' દેવશર્માએ કોઇના ત્યાંથી દૂધ, કોઇના ત્યાંથી સાકર તો કોઇના ત્યાંથી ચોખા માગી બ્રાહ્મણી પાસે ખીર બનાવરાવી પોતે નદીએ નાવા ગયો. થોડી વાર થઇ ત્યાં ઉઘાડા શરીરે શ્વાસભેર રડતાં નાઠા આવતાં પોતાના બે છોકરાંને દેખ્યાં. બ્રાહ્મણે ભીના કપડે નદીમાંથી બહાર નીકળી પુછયું કે 'કેમ રડો છો?' છોકરાઓએ કહ્યું 'ગામમાં લુંટારા આવ્યા છે. તેગાને કોઇનું ઘર ન મળ્યું તે આપણે ત્યાં આવી કાગડાની પેઠે ટપોટપ ખીર ખાઇ જાય છે. બાપા! અમને ખીર અપાવો. અમારા માટે તે જરાય નહિ રહેવા દે.'

બ્રાહ્મણ ગામ તરફ દોડયો અને એક જાડી દરવાજાની ભુંગળ લઇ ખીર ખાતા લુંટારાના માથામાં એક પછી એક ચોંઢી. એક પડયો, બીજાનો ટાંટીયો ભાગ્યો તો ત્રીજો લોહી

ચુતો થયો. આ વાત તેજ ગામમાં બીજે લુંટ કરતા દૃઢપ્રહારીએ જાણી. તે બ્રાહ્મણના ઘેર આવ્યો અને ભુંગળ લઇ પોતાની સામે ધસતા બ્રાહ્મણના એક ઝાટકે તેણે બે કકડા કર્યા. આ બ્રાહ્મણને ઘેર ઘણા વર્ષથી એક ગાય રહેતી હતી. તે પોતાના માલીકને કપાતો જોઈ શકી નહિ આથી જોર કરી તેણે ખીલો કાઢી નાંખ્યો અને તે દૃઢપ્રહારી સામે સીંગડા ભરાવતી દોડી, તુર્ત દૃઢપ્રહારી તલવાર સાથે તેની સામે ધસ્યો અને તેના પણ દેવશર્મા જેવા બે ફાડચાં કર્યાં. બ્રાહ્મણીને થયું કે આટલો વસ્તાર, કમાનાર કોઇ નહિ, જીવીને કરવું છે શું? તે રોતી કકળતી દૃઢપ્રહારી સામે આવી અને કહેવા લાગી કે 'ચંડાળ માર માર તું બધાને માર.' દૃઢપ્રહારી ક્રોધથી ધમતો હતો તેણે તુર્ત તેની તરવાર તેના પેટમાં ખોસી ઘાલી. બ્રાહ્મણી હેઠી પડી અને સાથે તેના પેટમાંથી નીકળેલો ગર્ભ પણ નીચે પડી તરફડવા લાગ્યો. બ્રાહ્મણનાં બચ્ચાં 'ઓ મા, ઓ બાપા, બચાવો બચાવો કરી ચિચિઆરી નાંખવા લાગ્યા. પણ કોણ મરવા આગળ આવે?'

દૃઢપ્રહારીનો બ્રાહ્મણ અને ગાય માર્યાથી જે હાથ નહોતો કંપ્યો તે બ્રાહ્મણીના ગર્ભના તરફડવાથી અને બચ્ચાંઓની રોકકળથી કંપ્યો. તેણે છોકરાંને ચીસાચીસ નાંખતાં દેખ્યાં અને એકદમ તેને પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો. તેણે તરવાર દુર ફેંકી અને રડતા બાળકના આંસુ આગળ હાથ ધર્યો. ઘડી પહેલાં જે બાળકો બ્રાહ્મણીને નિરાધાર લાગ્યાં હતાં તે તેને નિરાધાર લાગ્યાં અને તે બોલી ઉઠયો 'આ બિચારાં નિરાધાર બાળકો શું કરશે?' હું મહા

પાપી, બ્રાહ્મણ, સ્રી, ગાય, બાળકનો હત્યારો, એકે પાપમાં મારી ક્યાશ નહિ, હું ક્યાં છૂટીશ અને મારૂં શું થશે?'

દૃઢપ્રહારી કુશસ્થળથી બહાર નીકળ્યો. સાથીદારો ક્યાં ગયા અને હું ક્યાં જાઉં છું તેની તેને ખબર ન હતી. તેની નજર સમક્ષ તરફડતો ગર્ભ અને બાળકોની રોકકળ તરવરતી હતી. અને તેને મનમાં થયા કરતું કે 'મારાથી અધિક કોઇ મહાપાપી માનવી જગત્‌માં હશે ખરો.' થોડે દૂર ગયો અને એક વડના ઝાડ તળે બેઠો. પરાક્રમ અને ખુમારીથી આજે થનથનતો દૃઢપ્રહારી સાવ લોથ જેવો થઇ ગયો હતો. તેને તેનું બળ અને પરાક્રમ કારમા લાગ્યાં. ચોરી ઉપર કંટાળો ઉપજ્યો અને જીવન ઉપર પણ કંટાળો આવ્યો. તેને થવા માંડ્યું કે હું કોની પાસે જાઉં તો શાંતિ વળે અને કોણ મારો ઉદ્ધાર કરે. ત્યાં આકાશમાંથી પસાર થતા બે ચારણ મુનિઓને તેણે જોયા. દૃઢપ્રહારી ઉભો થયો. તેણે હાથ જોડયા. મુનિઓ નીચે ઉતર્યા. અથથી ઇતિ સુધીનાં પોતાના પાપો નિખાલસભાવે દૃઢપ્રહારીએ કહ્યાં અને કહ્યુ 'મહારાજ! મારા સરખા પાપીનો ઉદ્ધાર થશે ખરો.'

સાધુએ કહ્યું 'ઉદ્ધાર અને અધઃપાત પોતાના હાથની વાત છે. આકરામાં આકરાં પાપ આકરા પશ્ચાતાપ અને સંયમથી જરૂર દૂર થઇ શકે છે.'

દૃઢપ્રહારીએ કહ્યું 'ભગવંત! તો હું કરેલા પાપના પશ્ચાતાપ માટે આકરામાં આકરા જે કાંઇ ઉપાય હોય તે બધા સ્વીકારવા તૈયાર છું.'

દૃઢપ્રહારીએ સંયમ લીધું અને સાથેજ નિશ્ચય કીધો

કે 'બ્રાહ્મણ, સ્ત્રી, બાળક અને ગાય આ ચારની હત્યા મેં કરી છે તે જ્યાં સુધી મારા સ્મૃતિપથમાંથી ન ભૂસાય ત્યાં સુધી મારે અન્નપાણી ન વાપરવાં અને મારે બધું સહન કરવું.'

( ૩ )

ચારણર્ષિ તો ચાલ્યા ગયા અને દૃઢપ્રહારી એજ કુશસ્થળના વૃક્ષ નીચે સંયમ ધરી કાઉસ્સગ ધ્યાને રહ્યો.

સવાર પડયું. લોકોના ટોળાં એક પછી એક ગામના પાદરે આવ્યાં. ગઇ કાલે જેનું નામ સાંભળતા કંપતા તે લોકો 'મારો આ પાપી, ચોર, ઢોંગીને.' કહી કોઇ પત્થર ફેંકે છે, તો કોઈ આણે 'મારા ભાઈને માર્યો હતો' તે સંભાળી બે ચાર લાકડીના ઘા મારી લોહીચૂતો કરે છે. પણ દૃઢપ્રહારી તો ઝાડના ઠુંઠાની પેઠે સ્થિર રહે છે. એક દીવસ બે દીવસ આમ રોજ તેનો તિરસ્કાર થાય છે. દોઢ મહિનો વીત્યો એટલે દૃઢપ્રહારી ત્યાંથી નીકળી બીજે દરવાજે કાઉસ્સગ્ગ ધ્યાને ઉભો. અહિં પણ તેજ પ્રહાર, ગાળો અને તર્જના સહન કરી દોઢ મહિનો ગાળ્યો. આમ ચારે દરવાજે લોકોએ તેને જેટલી ગાળો તર્જના અને તાડન કરવું હતું તે કર્યું. દૃઢપ્રહારીએ પણ મન મજબુત કર્યું અને વિચાર્યું કે 'મેં ક્યાં પાપ ઓછાં કર્યાં છે. કેઈનું ધન હર્યું છે! કેઈના બાપ દીકરા અને બાંધવ માર્યા છે! કેઈ નિર્દોષ માનવોના જાન લીધા છે. આ તો બિચારા મને મારે છે પણ મને જેટલી શિક્ષા કરે તેટલી મારા પાપ આગળ ઓછી છે.'

દૃઢપ્રહારીનું શરીર ચાલણી જેવું અને સુકા લાકડા જેવું થયું. તે ચાલે ત્યારે તેનાં હાડકાં ખડખડતાં હતાં. તેની તમામ નસો બહાર ઉપસી આવી હતી. એક વખતનો કદ્દાવર દૃઢપ્રહારી હાડપિંજર જેવો બની ગયો હતો.

હવે કોઇ દૃઢપ્રહારીને ચોર લુંટારો હત્યારો પાપી કહેતું ન હતું કેમકે તે કહીને અને તેને શિક્ષા આપીને સૌ થાકી ગયું હતું.

એજ કુશસ્થળ નગરની બહાર આજે લોકોનાં ટોળે-ટોળાં નગરને લુંટનારા, અને નગરવાસીના જાન લેનારા તે દૃઢપ્રહારીને વંદન કરતા હતા, નમતા હતા અને બોલતા હતા કે 'ધન્ય છે આમના ત્યાગને અને સંયમને, જેણે આટલા આટલા તિરસ્કાર, આટલા આટલા વધ અને આટલી આટલી અપભ્રાજના સહ્યા છતાં જેણે સ્હેજ આંખ પણ ઉઘાડી નથી કે જેનું રૂવાડું પણ ગરમ થયું નથી.'

**'धम्मे शूरा ते कम्मे शूरा'**ની કિંવદંતી આવાજ પુરૂષોને આભારી છે.

દૃઢપ્રહારી ચાર હત્યાને ભૂલ્યો. નગરવાસીઓ દૃઢપ્રહારીના પૂર્વ પાપાપણાને ભૂલ્યા. દૃઢપ્રહારી આત્મરમણમાં આગળ વધ્યો, મિત્ર શત્રુ તેને કોઇ રહ્યું નહિ. તેણે ઘોરકર્મો ખપાવ્યાં અને એક વખત રૌરવ નરકનો અધિકારી દૃઢપ્રહારી પૂર્ણ યોગબળે કેવળજ્ઞાન પામ્યો.

કેવળજ્ઞાન બાદ દૃઢપ્રહારી કેવળી બની કેટલાક વખત જગત્ ઉપર વિચરી જગત્‌ના જીવોના કર્મશત્રુઓ ઉપર દૃઢપ્રહાર કરી કેઇ લોકોને તેનાથી મુકત કર્યા.

દૃઢસંકલ્પ બળે સંયમના આરાધનથી બાળ, સ્ત્રી, બ્રાહ્મણ અને ગાયના હત્યારા માનવો પણ તેજ ભવે કલ્યાણ સાધી શકે છે તેના આદર્શમાં ઉજ્વળ નામ મુકનાર દૃઢપ્રહારી મહાત્માનું સ્મરણ આજે પણ જગત્‌ને તારે છે. કહ્યું છે કે

बालस्त्रीभ्रूणगोघात पातकान्नरकातिथेः
दृढप्रहारिप्रभृतेर्योगो, हस्तावलंबनम् ॥ १२ ॥

બ્રાહ્મણ, સ્ત્રી, બાળક અને ગાયના ઘાત કરવાના પાપથી નરકના અતિથિ બનેલા જે દૃઢપ્રહારી તર્યા તેમાં યોગ-દૃઢ સંકલ્પ બળજ કારણ છે.

माहणमहिलं सपइं, सगब्भमत्ति च्छिन्नुपत्तवेरग्गो ॥
घोरागारं च तवं, काउं सिद्धो दढप्रहारी ॥ ७५ ॥

ગર્ભ અને પતિ સહિત બ્રાહ્મણ સ્ત્રીને તથા ગાયને હણી વૈરાગ્ય પામેલો દૃઢપ્રહારિ અતિ દુષ્કર એવા તપને કરી સિદ્ધિ પદ પામ્યો. ॥ ૭૫ ॥

[ યોગશાસ્ત્ર ]



# ૩૦

# સતીની સહનશીલતા

## યાને

# સતી અંજના

## (૧)

**માહેન્દ્રપુરના** રાજા **મહેન્દ્રને** **અંજનાસુંદરી** નાગની એક સ્વરૂપવાન પુત્રી હતી. અંજનાસુંદરીના લગ્ન માટે બે જણનાં નામ હતાં. એક **પ્રહ્લાદ** રાજાના પુત્ર **પવનંજયનું** અને બીજું **હિરણ્યાભના** પુત્ર **વિદ્યુત્પ્રભનું**. પરંતુ જોશીઓએ મહેન્દ્ર રાજાને એમ જણાવ્યું કે વિદ્યુત્પ્રભનું આયુષ્ય અતિ ટૂંકુ છે માટે એની સાથે અંજનાનો વિવાહ યોજવો ઉચિત નથી. આથી મહેન્દ્ર રાજાએ અંજનાનો વિવાહ પવનંજય સાથે કરવા વિચાર કર્યો.

લગ્નની તિથિ નક્કી કરવામાં આવી. પણ આ બાજુ પવનંજયને અંજનાસુંદરીને લગ્નતિથિ પહેલાં મળવાની તીવ્ર ઇચ્છા થઇ. આ વાત એણે પોતાના મિત્ર **પ્રહસિતને** જણાવી. પ્રહસિતની યોજના અનુસાર પવનંજય અને પ્રહસિત બન્ને જણ રાત્રિના સમયે છુપા વેશે, અંજના જે ઉદ્યાનમાં સખીઓ સહિત ફરી રહી હતી ત્યાં ગયા. અંજનાની એક સખી પવનંજયનાં વખાણ કરી રહી હતી તો એની બીજી સખી **વસંતતિલકા** વિદ્યુત્પ્રભનાં વખાણ કરી રહી હતી અંજના-

સુંદરી શાંત ચિત્તે બેય સખીઓનું કહેવું સાંભળી રહી હતી. પવનંજયને આ જોઇને મનમાં ઘણોજ ખેદ થવા લાગ્યો. એના મનમાં વિચાર આવ્યો કે શા માટે અંજનાસુંદરી વિદ્યુત્પ્રભનાં વખાણ કરતી એની સખીને બોલતાં અટકાવતી નથી. આ વિચારથી પવનંજયને અંજના ઉપર ઘણોજ ગુસ્સો ચડયો. એ તરવાર ખેંચીને અંજનાસુંદરીને મારવા તૈયાર થયો. પરંતુ એના મિત્ર પ્રહસિતે એને એમ કરતાં અટકાવ્યો અને કહ્યું 'હે મિત્ર! આમ ગુસ્સો કરવાથી કે અંજના પર ક્રોધ કરવાથી કશુંજ વળવાનું નથી. અંજનાસુંદરી માત્ર લજ્જાને લીધેજ પેલી સખીને બોલતાં અટકાવતી નથી.'

પ્રહસિતનાં આ વચનોથી પવનંજયે તરવાર મ્યાન કરી. પણ એના મનમાં અંજના પ્રત્યે જાગી ઉઠેલો ક્રોધાગ્નિ ન બુઝાયો. અંજનાની સાથે એનું લગ્ન થયું. તેઓ પરણીને ઘેર આવ્યાં તો પણ પવનંજયના મનમાં અંજના પ્રતિ જાગેલો ગુસ્સો ભડભડ બળતોજ રહ્યો. એથી પવનંજયે કોડભરી સાસરે આવેલી અંજનાને મીઠી વાણીથી બોલાવી નહિ. અંજનાની આ વિપત્તિ અન્ય માણસો ક્યાંથી જાણી શકે?

( ૨ )

આજ અરસામાં રાવણને ઇન્દ્ર રાજાના દિક્પાળ વરૂણની સાથે યુદ્ધમાં ઉતરવાની ફરજ પડી. વરૂણ રાજા ભારે બળવાન અને પરાક્રમી હોવાથી રાવણે વિદ્યાધર રાજાઓની પણ મદદ માગી. પ્રહ્લાદ રાજાએ પોતાના પુત્ર પવનંજયને રાવણની મદદે મોકલવા નિશ્ચય કર્યો પિતા આજ્ઞા

પાલક પવનંજયે તત્કાળ પિતાના એ નિર્ણયને વધાવી રાવણની કુમકે જવાનું કબુલ્યું.

અંજનાસુંદરીને આ વાતની જાણ થઈ તેથી તે વિદાય થતા પતિને કહેવા લાગી 'હે પ્રાણનાથ! વિદાય થતાં તમે આપણાં અન્ય સગાં સંબંધીઓ સાથે હસો બોલો છો અને મારીજ સાથે આપ આમ ઉદાસીન વૃત્તિ કેમ કેળવો છો? મે એવાં કયાં પાપ કર્યાં છે કે જેથી હું આ પ્રકારનું દુઃખ ભોગવી રહી છું. હું તમારી પ્રત્યેક આજ્ઞાનું પાલન કરનાર આપની ધર્મપત્ની છું એ વાત શું આપના ખ્યાલમાં કદાપિ આવતીજ નથી. હશે! એમાં તમને હું શા માટે દોષ દઉં? મારાં પૂર્વકર્મ હશે કે જેથી આ ભવે હું આવી યાતના ભોગવી રહી છું. નાથ અંતરથી પ્રાર્થના કરૂં છું કે આપ વિજયી બની જલદી ઘર પાછા વળો.

પણ આ શબ્દોની અસર પવનંજય પર કશીજ ન થઇ. અંજનાના શબ્દો તરફ એણે કાંઈ લક્ષ આપ્યું નહિ. તેમ અંજનાસુંદરીને બે મીઠા શબ્દો પણ એણે કહ્યા નહિ. અંજનાને આમ રડતી મૂકી પવનંજય વિદાય થયો.

રસ્તામાં એક દિવસ પવનંજય એક સરોવરના કિનારે બેઠો હતો. ધરતી પર ચાંદનીનો શીતળ પ્રકાશ અમીધારા રેલાવી રહ્યો હતો એટલામાં પવનંજયે એક ચક્રવાકીને જોઇ. એ ચક્રવાકી પોતાના ચક્રવાકના વિયોગથી ભયંકર કલ્પાંત કરી રહી હતી.

આ જોતાંજ પવનંજયને વિચાર આવ્યો કે 'ઓહો! આખો દિવસ આ ચક્રવાકીએ એના પતિ સાથે ક્રીડા કરી

હશે! તો પણ એ રાત્રિના પતિવિરહને સહી શકતી નથી અને આવું ઘોર કલ્પાંત કરી રહી છે! જો એને પતિવિરહ આટલો વેદના ઉત્પન્ન કરે છે તો મારી પત્ની બિચારી અંજનાની શી દશા હશે? એને કેવી વિરહ વેદના થતી હશે? મેં એના ભણી ઉદાસીનવૃત્તિ સેવીને કેવો અપરાધ કર્યો છે! ખરેખર! હું એનો અપરાધી છું. એ અપરાધ મારે એની પાસે કબુલ કરવોજ રહ્યો.'

આ વાત એણે પોતાના મિત્ર પ્રહસિતને જણાવી. પછી બન્ને જણ રાત્રિનો ખ્યાલ કર્યા સિવાય આકાશમાર્ગે ઉડીને અંજનાના મહેલમાં આવ્યા. પવનંજયે અંજનાની માફી માગી. પ્રહસિત પહેરેગીર બની બહાર ઉભો રહ્યો. પવનંજય અને અંજના આનંદમા એટલાં બધાં મગન બની ગયાં કે રાત્રિના પહોરનું પણ એમને ભાન રહ્યું નહિ. પ્રહસિતે પવનંજયને બુમ પાડીને બોલાવ્યો એટલે તે મહેલની બહાર આવ્યો. પવનંજયને મનમાં દહેશત લાગી કે જો તે પોતાના માતાપિતા કે અન્ય સગાંઓને પોતાના આગમનની જાણ કરશે તો તે લોકો તેને ધિક્કારશે. આ દહેશતથી તે છાનોમાનો સરોવર ભણી વિદાય થઇ ગયો.

અંજનાસુંદરીને તે દિવસથી ચડતા દિવસ રહ્યા. સગાંવહાલાંને એ વાતની જાણ થઇ. એની સાસુએ કહ્યું 'હે પાપિણી! મારો પુત્ર યુદ્ધમાં છે અને તને ગર્ભ કઇ રીતે રહ્યો? તું કોઇ વ્યભિચારિણી છે. માટે હવે આ ઘરમાં તારૂં કોઇ સ્થાન નથી. તું અત્યારેજ મારા ઘરમાંથી બહાર નીકળ!'

પવનંજયે જતી વખતે અંજનાસુંદરીને વ્હાલથી પોતાના

નામની સંજ્ઞાવાળી એક રત્નજડિત મુદ્રિકા આપી હતી. એ મુદ્રિકા અંજનાએ બતાવી અને કહ્યું 'તમે મારા પર વિશ્વાસ રાખો, તેઓ રાત્રે અહિં આવ્યા હતા, પરપુરૂષનો સંગ મેં સેવ્યો નથી. હું તદ્દન નિર્દોષ છું.' પણ સાસુએ આ વાત માની નહિ અને તેણે પ્રહ્લાદ રાજાને કહ્યું 'પુત્રવધુ કુલટા છે મોકલો તેને તેના પિતાને ઘેર.'

( ૩ )

રાજાના અનુચરો અંજનાને એક રથમાં બેસાડી તેના પિતાના નગર મહેન્દ્રપુર નજીક મૂકી આવ્યા. અંજનાની સાથે હતી માત્ર એક એની પ્રિય સખી વસંતતિલકા.

અંજનાને મનમાં એમ હતું કે મારા પિતા મને જરૂર આશ્રય આપશે. આથી એણે પોતાની સખી વસંતતિલકાને પોતાના પિતાના પ્રતિહારી પાસે મોકલી. વસંતતિલકાએ એ પ્રતિહારી મારફત અંજનાના આગમનના સમાચાર તેના પિતા પાસે પહોંચાડયા. અંજનાની આ અવસ્થા જાણી પિતા ગંભીર વિચારમાં પડી ગયા અને કલંકવતી પુત્રીને ઘરમાં આશરો આપવો કે નહિ એ પ્રશ્નમાંજ એની બુદ્ધિ વમળ લેવા લાગી. એટલામાં એનો પુત્ર **પ્રસન્નકીર્તિ** આવ્યો. એને પિતાએ સર્વ હકીકત કહી વાકેફ કર્યો.

તત્કાળ પ્રસન્નકીર્તિએ અંજનાનો તિરસ્કાર કરતાં કહ્યુ કે 'જા દુષ્ટા! ચાલી જા! તારા જેવી કલંકિતાને અમારા ઘરમાં સ્થાન નથી.'

રાજાના એક બુદ્ધિમાન અને વિચારક મંત્રીએ રાજાને કહ્યું 'આપ આમ ગુસ્સે થાવ છો તે યોગ્ય નથી. એના પર

લગાડવામાં આવેલું કલંક સાચું છે કે ખોટું એની તમને ખબર નથી તો પછી તમે કેવી રીતે એને ભ્રષ્ટા કહી રહ્યા છો? ગમે તેમ તોએ તમે એના પિતા છો! તમારી એ પુત્રી છે! છોરૂકછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય એ કહેવત અનુસાર આપે ઉદાર મને એને આશરો આપવોજ જોઇએ.'

પરંતુ રાજાના મન પર મંત્રીનાં એ વચનોની કશીજ અસર થઈ નહિ. રાજાએ કહ્યું 'તમારૂં કહેવું ગમે તેટલું યથાર્થ હોય તો પણ હું તે માનવાને તૈયાર નથી. મને થાય છે કે પવનંજયને અંજના પ્રત્યે મૂળથી પ્રીતિ નથી. એ અંજનાને તિરસ્કારતો આવ્યો છે. એ સ્થિતિમાં અંજનાને પવનંજયથી ગર્ભ રહે એ વાત તદ્દન અસંભવિત છે. એની સાસુએ કાઢી મૂકી એ બરાબર છે. હું પણ કાઢી મુકીશ. હવે અરણ્ય એજ એનો આસરો છે.'

પોતાના પિતાના મુખથી આવા અપમાનભર્યા શબ્દો સાંભળી બિચારી અંજનાની આંખમાં આંસુની નીક વહેવા લાગી. એણે આંસુને રોકવા ઘણો પ્રયત્ન કર્યો પણ એનાથી આંસુ રોકી શકાયાં નહિ. એણે પોતાના પિતાને 'પિતા' એટલું સંબોધન કરવા પ્રયત્ન કર્યો પણ એ શબ્દો જીભ પર આવતાં પહેલાંજ મરી ગયા.

દુઃખની અવધિ જાણે બાકી રહી હોય એમ પ્રતિહારીએ અંજનાનો હાથ ખેંચી એને બારણા બહાર ધકેલી દીધી. ચોધાર આંસુએ રડતી નોધાર અંજના એની પ્રિય સખી વસંતતિલકાની સાથે નગર બહાર પાછી ફરી.

પાછી ફરીને એ ક્યાં જાય! ઊંચે આભ નીચે ધરતી! એને આશરો આપનાર કોણ હતું? માનવી માત્ર એને જાકારો દેતું હતું. કોઇ એના ભગ્ન હૃદયને આશ્વાસન આપે એમ હતું નહિ.

ભૂખ અને તરસથી પીડાતી અંજનાએ બબડવા માંડયું 'હે કુળની આબરૂનું જતન કરનાર મારી સાસુ! તમે મને ભ્રષ્ટાને ઘરમાંથી કાઢી મૂકીને તમારા ઘરની આબરૂને અખંડિત રાખી એ સારૂંજ કર્યું છે! અને પિતાજી! તમે પણ તમારી કલંકવાન પુત્રીને તમારા બારણેથી ધક્કા મરાવીને દૂર કરી એ સર્વથા યોગ્યજ છે! અને પ્રિય પ્રસન્નકીર્તિભાઇ! તને પણ મારા અભિનંદન છે કે તેં તારી બહેનની પાપમય કાયાને અરણ્ય ભેગી કરી. પણ હું આમ કટાક્ષ શા માટે કરૂં છું! એમાં એ લોકોનો શો દોષ! મારા નશીબનોજ વાંક! વિધિની સામે થવાથી ફાયદો પણ શો? કર્મનોજ કંઈ વાંક હશે? આજે મારા પતિ મારી નિકટ નથી. પતિ વિનાની પત્નીને કેવાં કેવાં કષ્ટો સહન કરવાં પડે છે એનો અનુભવ મને આજે થાય છે!'

આમ રોતી કકળતી અંજનાએ જંગલનાં ઝાડો અને પશુઓને રોવરાવ્યાંજ હોય એમ ઝાડ ઉપરથી પાન ખરવા લાગ્યાં. આ અરસામાં અમિતગતિ મુનિ મળ્યા. તેમણે ધર્મલાભ આશિષ આપી અને તેને તેનો પૂર્વભવ કહી સંભળાવી ધીરજ આપી.

( ૪ )

નવમાસ બાદ અંજનાએ એક પરાક્રમી પુત્રનો જન્મ આપ્યો. પણ એ પુત્રજન્મનો ઉત્સવ ઉજવવા માટે અત્યારે

અંજના પાસે એક ફૂટી બદામ પણ ક્યાં હતી? એવામાં **પ્રતિસુર્ય** નામનો એક ખેચર ત્યાં આવ્યો. એણે અંજનાનો વૃત્તાંત સાંભળીને અંજનાને કહ્યું 'હે અંજના! તું મને ઓળખતી નથી પરંતુ હું તારો મામો થાઉં છું. માટે તમે બધાં મારી સાથે ચાલો.' પછી તે બધાંને એક વિમાનમાં બેસાડી પોતાના નગર **હનુમાનપુર** જવા નીકળ્યો. રસ્તામાં અંજનાનો પુત્ર વિમાનમાં રહેલા રત્નમય ઝુમખાને પકડવા માટે માતાના ખોળામાંથી બહાર કૂદી પડયો. તે કુદેલો બાળક એક પર્વત પર પડયો; અને તેના અંગના આઘાત માત્રથી તે પર્વતના ચૂરેચૂરા થઇ ગયા. પ્રતિસૂર્યે તે બાળકને પાછો તેની માતાના ખોળામાં લાવી મૂક્યો. તે બાળક પ્રથમ હનુમાનપુર નગરમાં આવેલ હોવાથી તેનું નામ **હનુમાન** એમ રાખવામાં આવ્યું. અને પર્વતના ચૂરેચૂરા કરેલ હોવાથી એનું બીજું નામ **શ્રીશૈલ** રાખવામાં આવ્યું. દિવસે દિવસે હનુમાન મોટો થવા લાગ્યો.

રાવણની સાથે ગયેલ પવનંજયે વરૂણનો પરાજય કર્યો અને પોતાનું પરાક્રમ અન્ય રાજાઓને બતાવ્યું. તે રાવણની રજા લઇ ઘેર આવ્યો ત્યારે તેને ખબર પડી કે ગર્ભસંભાવનાને લીધે અંજનાને ઘરમાંથી કાઢી મુકવામાં આવી છે. પવનંજય અત્યંત વિલાપ કરતો કરતો જંગલમાં ચાલી નીકળ્યો. અંજનાના પિયેર ગયો. ત્યાં પણ અંજનાનો કોઇએ સત્કાર કર્યો નહોતો એ સાંભળીને પવનંજય ઘણોજ દુઃખી થયો. એણે અગ્નિ પ્રવેશ કરવાનો નિર્ણય કર્યો. એણે એના માતાપિતાને પોતાના આ અગ્નિ પ્રવેશના નિર્ણયની જાણ

કરી. એના પિતા તરતજ બેબાકળા બની ગયા. દિશેદિશામાં અંજનાની શોધ કરવા એમણે પોતાના અનુચરોને સત્વર રવાના કર્યા; અને પોતે પોતાની પત્ની સાથે જ્યાં પવનંજય અગ્નિ પ્રવેશ કરવાનો હતો ત્યાં આવી પહોંચ્યા. એના અનુચરો ફરતા ફરતા હનુપુર પહોંચ્યા, અંજનાએ પવનંજયનો નિર્ણય સાંભળી ભારે વિલાપ કરવા માંડયો. એનો વિલાપ સાંભળી પ્રતિસૂર્યે એને આશ્વાસન આપ્યું અને તે એક વિમાનમાં અંજના તથા હનુમાનને બેસાડી જ્યાં પવનંજય હતો તે જંગલમાં આવી પહોંચ્યો. અંજનાને જોઇને પવનંજયે પોતાની ભૂલની માફી માગી.

આ પછી અંજનાના પિતા, ભાઇ, સાસુ, સસરા બધા મળ્યા બધાએ અંજનાની ધીરજની પ્રશંસા કરી અને પોતાની ભૂલની ક્ષમા માગી. પવનંજય અને અંજના આ પછી વૈરાગ્ય માર્ગે વળ્યાં અને આ શ્રેય સાધ્યું.

એટલામાં ફરી વખત રાવણને વરૂણ સાથે યુદ્ધ કરવાની ફરજ પડી. તેમાં હનુમાન કેટલાક સામંતો લઈ યુદ્ધમા ગયો. વરૂણ પોતાના સો પુત્રો લઇને યુદ્ધમાં આવ્યો. હનુમાને એના સો પુત્રોને પશુઓની જેમ બાંધી લીધા. રાવણ અને વરૂણ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું અંતે રાવણ વરૂણ અને એના પુત્રોને પકડીને પોતાની છાવણીમાં લાવ્યો અને પછી એ બધાને છોડી મુકયા. વરૂણે પોતાની **સત્યવતી** નામની પુત્રી હનુમાનને પરણાવી અને રાવણે સૂર્પનખાની પુત્રી **અનંગકુસુમા** હનુમાનને આપી. એવી હજાર કન્યાઓને પરણી પરાક્રમી હનુમાન ઘેર પાછો ફર્યો.

(લઘુત્રિપષ્ઠિશલાકા પુરુષચરિત્ર)

---

# ૩૧

# ન્યાયસંપન્નવૈભવ

## યાને

# હેલાક શ્રેષ્ઠીની કથા

(૧)

હેલાક શેઠનો પુત્ર સારા ઘેર પરણ્યો. સુલક્ષણા પુત્રવધૂએ ઘરમાં પગ મુકયો અને તેણે રાતે સવારે સસરાને લોકો બોલાવવા આવતા અને કહેતા કે ક્યાં ગયો પેલો 'વંચક વાણિયો.' આ શબ્દ સાંભળ્યા.

આ શબ્દ પુત્રવધૂને સાલ્યા. પોતાનું ઘર આમ વગોવાય તેનું કારણ શું? તપાસ કરતાં સુલક્ષણા પુત્રવધૂને જણાયું કે સસરાજી સવાશેર આપવાનું હોય તેને પોણોશેર આપે છે અને લેવામાં પોણાશેરના બદલે સવાશેર જોખી લે છે. આથી તેમનું નામ હેલાક છતાં લોકો તેમને વંચક શેઠ કહે છે તે રહસ્ય જાણી લીધું.

પુત્રવધૂએ ઘરનો તમામ બોજો સંભાળી લીધો. ઘરને વ્યવસ્થિત કર્યું પણ સસરાજીનો આ વ્યવહાર તેના હૃદયમાં ખુબ સાલવા લાગ્યો. તેના મનમાં થયું કે ગામમાં આપણું ઘર ન્યાય નીતિ અને આબરૂમાટે કેમ પંકાવું ન જોઇએ.

(૨)

બરાબર બપોરનો સમય હતો. સસરાજી જમી ઉઠવાની તૈયારી કરતા હતા ત્યાં પુત્રવધૂએ ધીમા અવાજે

કહ્યું 'સસરાજી! આપનું નામ હેલાક અને લોકવંચક શેઠ કહે એ કેટલું ખોટું ગણાય, આપ ન્યાય નીતિથી ધંધો ચલાવો તો લોકો આમ બોલે ખરા.'

'બેટા! વ્યાપાર ધંધામાં નીતિ અને સાચ ન રખાય. ત્યાં નીતિ અને સાચ રાખીએ તો કાંઈ કમાણી ન થાય. લોક ભલેને ગમે તે કહે આપણને આપણા સ્વાર્થથી કામ. બેટા! તેમાં તારે ચિંતા ન કરવી. મારો તો આ ધંધો કરતાં જન્મારો ગયો.' શેઠે સ્પષ્ટ કરતાં કહ્યું.

'પિતાજી! આપ પૈસા પેદા કરતા હશો અને કરશો પણ આ ધન આપણને શાંતિ નહિ આપે. માંદા પાડશે. અનેક ઉપાધિઓ લાવશે અને કદાચ તે ધન ખચશે તો પણ સારા ઠેકાણે નહિ ખર્ચાય; ન્યાયપૂર્વક થોડી કમાણી થશે તો પણ હું સરસ રીતે ઘરવ્યવહાર ચલાવીશ. આપણને બધાને શાંતિ રહેશે. હું ઈચ્છું છું કે મારી ખાતર છ મહિના કોઈને ઠગવા નહિ. ન્યાય નીતિથી વ્યવહાર કરવો તેટલું ન કરો અને જો તેમાં ફાયદો ન થાય તો પછી આપને ઠીક લાગે તેમ કરજો.' પુત્રવધૂએ વિજ્ઞપ્તિ કરતાં કહ્યું.

હેલાકને પુત્રવધુની વાત લાગી તો સાચી પણ જીંદગીભર દાંડીને વાંકી રાખી જોખેલ શેઠ શી રીતે સીધી રીતે જોખી શકે. જીંદગીથી વ્યાપાર એ ઠગીનેજ થાય આવું પાકું કરેલ જ્ઞાન તેમનાથી જલદી કેમ ભૂલાય? પણ સાથે સાથે પુત્રવધૂને ઘરના કામકાજ સાથે કુટુંબની ઇજ્જતની ચિંતા કરતી દેખી આનંદ થયો અને પુત્રવધૂના માન ખાતર છ મહિના સુધી કોઇને ન ઠગવાનો નિર્ણય તેમણે કર્યો અને કહ્યું "બેટા!

વ્યવહારમાં ન્યાય નીતિનું કામ નહિ છતાં તારી ખાતર ૭ મહિના આનો અખતરો કરીશ.'

( ૩ )

હેલાક શેઠે તાજુડી બદલી દુકાનની પદ્ધતિ બદલી અને હૃદય પણ બદલ્યું. નાનું છોકરું જાય કે મોટો જાય બધાનો ભાવ સરખો, બધાનો તોલ સરખો અને બધાનો માલ સરખો. રાતે જાઓ કે દિવસે જાઓ છેતરવાનો ભય નહિ ગામલોકોને થયું કે જીંદગી સુધી લોકોને ઠગનાર શેઠ કેમ એકાએક આમ પલટાણો. વાતવાતમાં જુઠું બોલનાર છતી આંખે ડાંડી ઉંચી નીચી રાખી ઓછું આપનાર શેઠ આજે નથી બોલતો બીજો બોલ કે નથી તોલતો બીજો તોલ

હેલાક શેઠને ત્યાં ઘરાકી વધી. જુની રીત મુજબ કોઇ વંચક શેઠ બોલતા તો લોકો રોકતા કે ભલા માણસ આવા ન્યાયી શેઠને વંચક કહેતાં તારી જીભ કેમ અટકતી નથી સુને માલ મંગાવો સુને વસ્તુ મુકો તો પણ તેમને ત્યાં તેમાં થોડો જ આજે ફેર પડે છે.

૭ મહિના થતાં થતાં શેઠની કીર્તિ ગામમાં ચારે કોર પ્રસરી અને શેઠ જે ઠગવાથી કમાતા તેના કરતાં આઠ દસ ગણું કમાયા. બરાબર ૭ મહિના થયા એટલે શેઠે હિસાબ કર્યો તો પાંચ શેર સોના જેટલો નફો થયો.

( ૪ )

૭ મહિનાને અંતે શેઠે પુત્રવધુને કહ્યું 'બેટા તારા કહેવા મુજબ મેં ૭ મહિના બરાબર સાચવ્યા. મેં કોઇનો

ખોટો તોલ કર્યો નથી કે કોઇને ખોટો માલ આપ્યો નથી. કમાણી પહેલા કરતાં છ સાત ગણી થઇ છે અને આપણે પાંચશેર સોનું કમાયા છીએ. બેટા! તું કહે તેમ તેની વ્યવસ્થા કરૂં.'

પિતાજી! રોજની જુની ટેવ કદાચ છ મહિનામાં આવી તો નથી તેની ખાત્રી માટે પાંચશેર સોનાની પાંચશેરી કરાવો અને ચામડે મઢાવી ઉપર નામ લખાવી રખડતી રાખો. ન્યાયથી મેળવેલું તે ધન હશે તો કોઇ નહિ લે. ન્યાયથી ઉપાર્જન કરેલ આ ધન હશે તો કુવામાં ફેંકી આવશો તો પણ પાછું આવશે, નહિ તો તીજોરીમાંથી પણ પગ કરી ચાલ્યું જશે.' પુત્રવધુએ હૃદય ખોલી ધીમા અવાજે કહ્યું.

'તો બેટા! પાંચશેરી બનાવી રખડતું રાખું, એમને?'

'હા.'

શેઠે પાંચશેરી બનાવી અને તેના ઉપર ચામડું મઢાવ્યું અને તેના ઉપર હેલાક શેઠનું નામ લખ્યું. ગામમાં જેને જરૂર પડે તે આ પાંચશેરી જોખવા લઇ જાય અને પાછી આપી જાય, આમ છ મહિના ચાલ્યું. પાંચશેરી ગમે તેને ત્યાં જાય પણ પાછી આવે. નવટાંકી, પાશેરા, અચ્છેરા બીજા બધાં માપ આડાં અવળાં થાય પણ આ પાંચશેરી જરાય ખોવાય જ નહિ.

આ ખાત્રી પછી શેઠે પુત્રવધુને કહ્યું 'બેટા! કેમ હવે તે સોનું ઘરમાં રાખશું. પાંચશેરીને કોઇ અડકતું નથી અને પાછી જ આવે છે.'

'પિતાજી! મારી એક ઇચ્છા છે કે આ પાંચશેરીને આપ આપણા ગામની ભાગોળે એક મોટું તળાવ છે. તેમાં

જઈ નાંખી આવો અને તે પાછી આવે તો સાચું ધન આપણે કમાયા હતા તેમ માનવું. પુત્રવધુએ ન્યાયી ધનની વધુ ચકાસણી કરતાં જણાવ્યું.

'બેટા! એમ તે સગા હાથે સોનાની પાંછેરી તળાવમાં ફેંકી દેવાય અને વળી પાછી આવે પણ ખરી.'

'પિતાજી! સાચું ધન હશે તો તે તમને શોધતું તમારી પાસે આવશે. જેના હાથમાં જશે તે તમને આપ્યા વિના નહિ રહે.' સાચા ધનનું મર્મજ્ઞાન સમજાવતાં પુત્રવધુએ કહ્યું.

શેઠને પુત્રવધુની સુલક્ષણતા અને ગુણીયલતાનો વિશ્વાસ બેઠેલ હોવાથી પુત્રવધુનું વચન માનવાનું મન થયું કેમકે સ્ત્રીવિનાનું પોતાનું ઘર તેણે કેળવ્યું હતું અને ઇજ્જત આબરૂ અને ધનથી સવાયું કર્યું હતું. આથી હૃદય સોનાની પાંચશેરી તળાવમાં નાંખી આવવા માટે ના કહેતું હતું છતાં હેલાક શેઠ પુત્રવધુની ખાતર સગે હાથે જઇ છાની રીતે જળાશયમાં તે પાંચશેરી ફેંકી આવ્યા.

( ૫ )

ત્રણ વાગ્યાનો સમય હતો. બે માછીમાર પછેડીમાં એક વજન બાંધી હેલાક શેઠની દુકાને આવ્યા અને કહ્યું 'શેઠ! અમે આપણા ગામના ઉંડા સરોવરમાં જાળ નાંખી તેમાં આ પાંચશેરી આવી. અમારે આનું શું કરવું છે? આપ લો અને પાંચશેર દાણા આપો. શેઠે પાંચશેરી ઓળખી પોતાનું નામ વાંચ્યું. સંતોષ આપ્યો અને મચ્છીમારોને તેમની પાસેથી પાંચશેરી લઇ પુત્રવધુને બતાવી.

આ પછી શેઠને ન્યાયનીતિના ધંધા ઉપર ખુબ વિશ્વાસ બેઠો અને ત્યારપછી તેણે જીંદગીભર ન્યાયનીતિથી ધંધો ચલાવ્યો.

વંચકશેઠ ન્યાયીશેઠ બન્યો. ગામે જતા લોકો તેનું નામ સંભાળી પ્રયાણ કરતા અને હોડી ચલાવનારા હોડી ચલાવતાં હેલાસા હેલાસા કહી પોકારી સમુદ્રમાં મુસાફરી કરતા.

હજાર હજાર વર્ષનાં વ્હાણાંએ પણ આ ન્યાયસંપન્ન શેઠને આજે પણ વહાણવટીઓ વહાણ હંકારતાં હેલાસા હેલાસા નામનો પોકાર કરી વ્હાણ હંકારે છે. આમ ન્યાયસંપન્ન વિભવજ ખરેખર આરોગ્ય. સુખ, સંપત્તિ અને ધર્મમાં નિશ્ચિન્તતા આપે છે. કહ્યું છે કે

अन्यायोपार्जितं वित्तं दश वर्षाणि तिष्ठति
प्राप्ते चैकादशे वर्षे, समूलं च विनश्यति ॥ १ ॥

'અન્યાયથી ઉપાર્જિત કરેલ ધન બહુ તો દશ વર્ષ માંડ ટકે છે. અગિયારમું વર્ષ બેસે એટલે તે મૂળસહિત નાશ થઇ જાય છે.'

આ હેલાક શેઠની કથા સાંભળી ધન કમાવામાં ન્યાયને જરાપણ ન ચૂકવો જોઇએ.

[ ઉપદેશપ્રાસાદ–શ્રાદ્ધવિધિ ]

# ૩૨

# લાભ ત્યાં લોભ

## યાને

# કપિલકેવલીકથા

(૧)

કપિલ કૌશામ્બી નગરના રાજા જિતશત્રુના કાશ્યપ પુરોહિતનો પુત્ર હતો. તેની માતાનું નામ યશા હતું. કાશ્યપ અને યશાને એકનો એક આ પુત્ર મોટી ઉંમરે જન્મ્યો. રાજપુરોહિત કાશ્યપે તેને ખુબ લડાવ્યો સાથે તેણે ભણાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તે કેમે કરી ન ભણ્યો. આથી કાશ્યપે 'જેનું જેવું પ્રારબ્ધ' કહી મન વાળ્યું.

કપિલ મોટો થાય તે પહેલાં તો કાશ્યપ પરલોકે સિધાવ્યો.

જિતશત્રુએ કપિલ સામે નજર નાંખી. તેની ઉંમર નાની હતી અને ઉંમરના પ્રમાણમાં બુદ્ધિપણ નાની દેખી. આથી રાજાએ આ પછી બીજા કોઇ મહાવિદ્વાનને રાજ્યનો પુરોહિત બનાવ્યો.

(૨)

મા! મા! કેમ રડે છે? તને શું થાય છે? શું તારૂં માથું દુઃખે છે? તારૂં કોઇએ અપમાન કર્યું? આ પ્રમાણે ધ્રુસકે ધ્રુસકે રોતી યશાને ચૌદવર્ષના કપિલે પુછવા માંડયું.

યશા બોલી ‘બેટા! નથી મારૂં માથું દુઃખતું કે નથી કોઇએ મને દૂભવી. હું રડું છું તારા દેદાર જોઇને’

તારા પિતા રાજપુરોહિત હતા ત્યારે ઘોડા ઉપર બેસતા, જરીયાન દુપટ્ટા રાખતા અને ખમા ખમા પોકારાતા. રાજાનું અને પ્રજાનું બન્નેનું તેમના પ્રત્યે માન એટલું કે ન પુછો વાત. તે ગયા અને બધું ગયું. રાજાએ તારી તપાસ કરી પણ તું કાંઇ ભણ્યો નહિ અને ભણે તેવો લાગ્યો નહિ. આથી તેમણે નવા પુરોહિતને સ્થાપ્યા. તે નવા પુરોહિત રોજ આપણા ઘર આગળથી જાય છે. આજે મેં તેમને જતા જોયા અને મને તારા બાપની ઋદ્ધિ અને સન્માન યાદ આવ્યાં અને આ બાજુ તારી બાળચેષ્ટા અને અજ્ઞાનતા વિચારતાં મારૂં મન દુભાયું. બેટા! તું ભણ્યો હોત તો રાજપુરોહિત ન થાત? બ્રાહ્મણનો છોકરો ભણે નહિ તો પૂજાય શી રીતે? તેના બધા કામ ભણતર વગર થોડાંજ આગળ આવે છે.’

કપિલની આખમાં જળહળીયાં આવ્યાં તેના હૃદયમાં પશ્ચાતાપ થયો અને બોલ્યો ‘માતા! છતે પુત્રે તું પુત્ર વિના જેવી થઇ ખરૂંને? પિતાના જીવતાં હું ન સમજ્યો. મરતાં મરતાં તેમની આંખ મેં ન ઠારી. માતા! ધીરજ ધર. હું ઘરડો થયો નથી. હું મહેનત કરીશ અને વિદ્વાન બની તને આનંદ આપીશ. માતા બોલ કોની પાસે ભણવા જાઉં?’

યશાએ કહ્યું ‘બેટા! કૌશામ્બીમાં વિદ્વાનો તો ઘણા છે પણ ‘ઉતર્યો અમલદાર કોડીનો’ તેમ તારા બાપ નહિ એટલે હવે કોને તારી શરમ અડે. તું પુરોહિતનો પુત્ર એટલે તને બીજા ભણાવતાં અચકાશે કેમકે સૌને નવા પુરોહિતની

બીક લાગે. તેમના મનમાં થાય કે રખે નવા પુરોહિતને ખોટું લાગે.'

'માતા! કૌશામ્બી સિવાય બીજે સારા વિદ્વાનો નથી.' કપિલે બધી તૈયારી બતાવતાં કહ્યું.

'શ્રાવસ્તીમાં તારા પિતાના પ્રિય મિત્ર ઈન્દ્રદત્ત મહાન વિદ્વાન્ છે. ત્યાં તું જાય તો તે તને પુત્રની પેઠે સાચવે અને સારીરીતે ભણાવે પણ મારૂં મન તને બહાર મોકલતાં અચકાય છે' યશાએ માર્ગ બતાવતાં જણાવ્યું.

'માતા હું શ્રાવસ્તી જઈશ અને ચીવટથી ભણી વિદ્વાન થઈશ અને તારા મનને ઠારીશ.'

સારો દીવસ અને સારા શુકન જોઇ માતાએ કરી આપેલ ભાથું લઈ, માતાને પગે લાગી કપિલે કૌશામ્બી છોડયું અને ક્રમેક્રમે તે શ્રાવસ્તી નગરીએ પહોંચ્યો.

( ૩ )

શ્રાવસ્તિ નગરમાં પંદર વર્ષનો યુવાન કપિલ ઉંચી ઉંચી હવેલીઓ જોતો આગળ જાય છે અને જે મળે તેને ઇંદ્રદત્ત વિદ્વાનનું નામ પુછતો જાય છે. ચૌટું વટાવી આગળ વધ્યો ત્યાં એક ચોગાનમાં ઘણા વિદ્યાર્થીઓનું ટોળું વિંટળાઇ વળેલ તેવા આધેડ ઉઘાડા શરીરવાળા તેજસ્વી બ્રાહ્મણને તેણે જોયા અને બધા વચ્ચે જઇ તે બોલ્યો "ઈન્દ્રદત્ત મહાવિદ્વાન્ કયાં રહે છે ?'

તેજસ્વી બ્રાહ્મણે મુખ ઉચું કર્યું અને યુવાન સામે જોયું તો મિત્ર કાશ્યપનીજ જાણે પ્રતિકૃતિ હોય તેવો આ યુવાન લાગ્યો. તેમણે કહ્યું 'બાળક! બોલો ઇન્દ્રદત્તનું શું કામ છે. હું જ ઇન્દ્રદત્ત.'

કપિલ તુર્ત પગે પડયો અને બોલ્યો 'માતા યશાએ મને આપની પાસે ભણવા મોકલ્યો છે. મારૂં નામ કપિલ અને હું કૌશામ્બીના રાજ્યપુરોહિત કાશ્યપનો પુત્ર છુ.'

ઇન્દ્રદત્ત અભ્યાસ પુરો થયા બાદ તેને સાથે લઈ ઘેર ગયા. તેને નવરાવ્યો, જમાડયો અને આદરથી પોતાને ત્યાં રાખ્યો

બે ચાર દીવસ થયા ત્યા ઇન્દ્રદત્ત વિમાસણમાં પડયા. મિત્ર પુત્રને ના કહેવાય નહિ અને રોજ ઘેર ખવરાવે. પોષાય પણ નહિ. શું કરવું? વિચાર કરતાં કરતાં પાડોશમાં રહેતા શાલિભદ્રના ઘરની તેમને યાદ આવી.

(૪)

અનાધ્યાયનો દિવસ હતો. ઉપાધ્યાય ઇન્દ્રદત્ત અને કપિલ બન્ને ઘેરથી નીકળ્યા. એક જાણે ગજરાજ અને બીજું જાણે યૌવનમાં પ્રવેશતું ગજ બચ્ચું. શાલિભદ્રને ઘેર જઈ ઇન્દ્રદત્તે 'ૐ ભુર્ભુવઃ સ્વઃ'નો મન્ત્રોચ્ચાર આરંભ્યો.

શાલિભદ્રે બન્નેનું સ્વાગત કર્યું અને મહાવિદ્વાન ઇન્દ્રદત્તને પધારવાનું કારણ પુછયું. ઇન્દ્રદત્તે કહ્યું 'શ્રેષ્ઠીવર! કામ તો બીજું કાંઇ નથી પણ આ સાથે આવેલ યુવાન મારા મિત્રનો પુત્ર છે. તેને ભણવું છે. બ્રાહ્મણપુત્ર ભિક્ષા માગી લાવી ભણી શકે છે પણ આની ઉંમર મોટી થઇ છે અને અભ્યાસ ઘણો કરવાનો છે તો કોઇ સારા ધનિકને ત્યાં જમવાની સગવડ થાય તો સુખે ભણી શકે. શ્રેષ્ઠિવર! ભણતાને ટેકો આપવો એ મહાફળ છે.'

શાલિભદ્રે કહ્યુ 'મહારાજ! સુખેથી તેમને મોકલજો. યુવાન સામું જોઇ તેણે કહ્યું 'તમે રોજ ઘેર આવજો અને બે વખત જમી જજો.'

ભણવાની તમન્ના, સહાધ્યાયીનો યોગ અને નિશ્ચિન્તતાએ તેને એકદમ જ્ઞાનમાં પ્રવેશ કરાવ્યો. જોત જોતામાં તેણે સારો અભ્યાસ કર્યો અને શાલિભદ્રને ત્યાં સાત્વિક ખોરાકથી તેનું શરીર પણ તેવુંજ રૂષ્ટપુષ્ટ થયું.

(૫)

કપિલ જ્યારે શ્રાવસ્તિમાં આવ્યો ત્યારે ઘડતર વિનાનો અસંસ્કારી હતો. હવે તે ચકોર અને બુદ્ધિશાળી બન્યો હતો. શાલિભદ્ર શેઠને ત્યાં મનોરમા નામે એક યુવાન દાસી હતી. શેઠને ત્યાં સૌ જમી રહે એટલે કપિલ આવે. કપિલને મનોરમા પીરસે અને વ્હાલથી ખવરાવે. દિવસો જતાં એક બીજાને પરસ્પર પ્રેમ થયો. કપિલ અને મનોરમા પરસ્પર લપટાયાં કોઇવાર ઇન્દ્રદત્તને આડું અવળું સમજાવી કપિલ શાલિભદ્રને ત્યાં રહે તો કોઇકવાર દાસી શેઠને ત્યાં બાનું કાઢી કપિલ સાથે આનંદ કરવા અન્યસ્થળે ચાલી જાય. દીવસો સુધી આમ એકબીજાનું ચાલ્યું.

એક વખત કૌશામ્બીમાં ભારે ઉત્સવ. બધી સ્ત્રીઓ સારાં સારાં કપડાં પહેરી ફરવા જાય. તેમાં પણ દાસ દાસીઓ તો ખાસ. મનોરમાએ કપિલને કહ્યું 'તારા જેવો જુવાન મારો પ્રિય અને મારે ફાટેલ કપડે રહેવું. જો ને આ બધી દાસદાસીઓ કેવો આનંદ કરે છે. તું મને કપડાં ન લાવી આપે ?'

કપિલ કમાવાનું જાણતો નહોતો. તેણે શ્રાવસ્તિમાં આવ્યા પછી પૈસાનું મોઢું પણ જોયું. નહોતું કેમકે ખાવાનું શેઠને ત્યાં હતું અને વસ્ત્ર પણ યજમાનને ત્યાંથી મળી રહેતાં. તેણે કહ્યું 'મનોરમા ! પૈસા વિના તે કયાંથી બને ?'

મનોરમાએ કહ્યું 'મારૂં કહેવું કરો તો કપડાં આવે તેટલા પૈસા તમને મળી રહેશે.'

'કઇ રીતે?'

'આ નગરમાં ધન નામનો મહાધનાઢય શેઠ છે. તેને સવારે જે સારા આશીર્વાદપૂર્વક જમાડે તેને તે બે સુવર્ણ-માસ આપે છે અને તે લઇ આવો તો મારા કપડાનું પૂરૂં થઈ જાય. દાસીએ માર્ગ બતાવતાં કહ્યું.

કપિલ રાજી થયો અને બોલ્યો 'મનોરમા! તો જરૂર હું શેઠને ત્યાં જઇશ અને બે સુવર્ણમાસ લાવી તને આપીશ.'

મનોરમા અને કપિલ વિખુટાં પડયાં. રાત ગળવા માંડી. કપિલને વિચાર આવ્યો કે સવારના વહેલાં બીજો કોઇ ધન શેઠને ત્યાં પહોંચી જશે તો આપણે લબડી પડશું. આથી તેણે મધ્યરાત્રિએ ઘર છોડયું ધન શેઠના ઘર તરફ ચાલ્યો. હજી રાત ઘણી બાકી હતી. કપિલ ધન શેઠના ઘરની આસપાસ આંટાફેરા મારવા લાગ્યો. ત્યાં પહેરેગીરો 'આલબેલ' કરતા આવ્યા. કપિલ આઘો ભાગ્યો. પહેરેગીરો તેની પાછળ પડયા કપિલ ઉતાવળો ઉતાવળો ચાલ્યો. પહેરેગીરોએ તેને નાસતો દેખી ચોર માની પકડયો અને બહુ પુછયા ગાછયા વિના તેને કસ્ટડીમાં–કેદમાં પુર્યો.

( ૬ )

શ્રાવસ્તી નગરીનો રાજા પ્રસેનજિત્ હતો. આ રાજા ન્યાયી બુદ્ધિશાળી અને પરોપકારી હતો. ન્યાય રાજાજ ચૂકવતો અને યોગ્ય શિક્ષા તથા શિખામણ પણ તે જાતેજ આપતો.

પ્રસેનજિત્ રાજ્ય સિંહાસન ઉપર બેઠા એટલે પહે-

રેગીરોએ કપિલને હાજર કર્યો. પ્રસેનજિતે કપિલ સામું જોઇ પુછયું 'સાચું બોલો તમે કોણ છો? અને શા માટે ચોરી કરી?'

કપિલે કહ્યું 'રાજન્! હું બ્રાહ્મણનો પુત્ર છું. અહિં ઇન્દ્રદત્ત પુરોહિતને ત્યાં ભણવા આવ્યો હતો. તેમની ભલામણથી શાલિભદ્રને ત્યાં જમતો હતો. ત્યાં મારે એક દાસી સાથે પ્રીતિ બંધાઇ અને તેના કાજે બે માસ સુવર્ણ મેળવવા નીકળ્યો હતો. માર્ગમાં મને ચોર માની પહેરેગીરોએ પકડયો.'

રાજા કપિલની સત્ય વાણી સાંભળી પ્રસન્ન થયો અને કહ્યું 'બ્રહ્મયુવાન! તમે માગો તે આપીશ. હું તમારી સત્યતા દેખી ખુબ ખુશી થયો છું.'

કપિલના મુખમાંથી નીકળ્યું 'રાજન્! શું માગવું તે વિચાર કરી કહું તો?'

રાજાએ કહ્યું 'ભલે તેમ કરો.'

કપિલ રાજ્યસભાની પાછળ અશોકવાટિકા હતી ત્યાં ગયો અને બેઠો બેઠો વિચારવા લાગ્યો. "મનોરમાએ બે માષ સુવર્ણ માગ્યું છે પણ તેનો થોડો ભરોંસો છે કે કાલે સોનાનાં ઘરેણાં નહિ માગે અને તે માગશે ત્યારે કયાંથી લાવવાં. લાવ ત્યારે રાજા પાસે સો માષજ સુવર્ણ માગું.' નિશ્ચય કરી ઉઠવા જાય છે ત્યાં વિચાર આવ્યો કે 'મનોરમા શાલિભદ્રને ઘેર રહે છે. કાલ-શેઠ કાઢી મુકે તો ઘર વિગેરે વસાવવું પડે તો સો માસ સુવર્ણે શું થવાનું? રાજા પ્રસન્ન થયો છે તો માગવા દેને હજાર માસ સુવર્ણ.' કપિલ હજાર માસ સુવર્ણ માગવાનો નિશ્ચય કરી ઉભો થયો, બે ડગલાં આગળ ચાલ્યો ત્યાં વિચાર આવ્યો કે 'આતે સંસા-

રવાસ. કાલે છોકરાં છેયાં થાય. બધાનું થોડુંજ હજાર માષે પુરૂં થવાનું છે, માગવું છે તો માગવા દેને લાખજ માસા. પણ આ તો મેં મારા સ્વાર્થની વાત કરી. રાજા રીઝયો તો કુટુંબ, સંબંધી, સ્નેહીનું પણ કેમ ભલું ન કરવું અને તે માટે તો ક્રોડ માસ હોય તોજ ઠીક રહે અને માગ્યું પણ પ્રમાણ ગણાય.'

કપિલનું મન લોભમાં આગળ વધ્યું અને વિચારવા લાગ્યું. 'આ બધું તો ઠીક પણ ગામમાં છપ્પન કોટીધ્વજોનો કયાં ટોટો છે? આપણે માગીએ તો પણ ગામના મોટા ધનાઢય તો નજ ગણાઈએ ને? માગીએ તો શું કામ ઓછું. લાવ ત્યારે માગું રાજાનું અડધું રાજ્ય કે જેથી બીજો કોઇ સમોવડીયો જ ન રહે' રાજા અર્ધું રાજ આપે તો પણ રાજા તો આપણો ઉપરી રહેવાનોજ ને? ત્યારે શું હું માગું આખું રાજ્ય? કપિલને હું રાજા થઇશ તેવી સુખની લહરી આવી પણ ક્ષણ ઉંડા ઉતરતાં તેને વિચાર આવ્યો અને તે પોતાના આત્માને સંબોધી બોલી ઉઠયો, 'ઓ કપિલ! તારે ખપ હતી માત્ર બે માસ સોનાની, તું વધતો વધતો આખું રાજ્ય લેવા તૈયાર થયો. જેણે તારા ઉપર ભલમનસાઇ કરી તેનેજ તું બાવો બનાવવા તૈયાર થયો આ તે કાંઈ તારી માણસાઇ કહેવાય. લોભને કોઇ થોભ છે. તે તો દાવાનળ જેવો છે, તે તો વધેજ જવાનો. તેમાં જેમજેમ લાકડાં નાખશો તેમ તેની દિગંત જવાળાઓ ફેલાશે. આની શાંતિ તો પાણી છાંટે થાય. લોભ દાવાનળની શાંતિ માટેનું પાણી એ સંતોષ—નિર્લોભતા છે. કપિલનું મન રાજાના

ધન ઉપરથી ઉતરી ગયું અને અને સાથેજ બે માસ સુવર્ણ માટેની લાલસા પણ ઠરી ગઇ.

તેને તેનો ભૂતકાળ યાદ આવ્યો. માતાએ મને શ્રાવસ્તી વિદ્યાભ્યાસ માટે મોકલ્યો. ઇન્દ્રદત્તે મને ખાવાની ગોઠવણ ભણવા માટે કરી આપી. હું માતાનો દ્રોહ કરી વિદ્યાભ્યાસને બદલે વિષયાભ્યાસમાં પરોવાયો. ઇન્દ્રદત્ત પુરોહિતની ભલી લાગણીનો મેં દુરૂપયોગ કર્યો. મિત્રપુત્ર જાણી મને ખાવાની વ્યવસ્થા કરી આપી મને જેને ઘેર વ્યવસ્થા કરી આપી તેનીજ દાસી સાથેજ હું હળ્યો. મેં વિચાર ન કર્યો માતાનો, ન કર્યો ઇન્દ્રદત્તનો, ન કર્યો બ્રાહ્મણધર્મના કુલાચારનો કે ન કર્યો પિતાની આબરૂનો. મારે હવે રાજાનું રાજ્ય જોઇતું નથી કે મારે દાસીની પ્રસન્નતા નથી જોઇતી. કપિલને પોતાના દુરાચાર પ્રત્યે તિરસ્કાર જાગ્યો. આ અતિ ગાઢ પશ્ચાતાપ પછી તેનું મન વૈરાગ્યે વળ્યું.

તેણે ત્યાંજ અને સ્વયં લોચ કરી મુનિનો વેષ ધારણ કર્યો અને તે પહેરી કપિલ રાજાની પર્ષદામાં આવ્યા અને બોલ્યા:

यथा लाभस्तथा लोभो लाभाल्लोभः प्रवर्धते
माषद्वयाश्रितं कार्यं, कोटयापि नहि निष्ठितम् ॥

હે રાજન્! જેમ લાભ થાય તેમ લોભ વધે છે. મારે કામ માત્ર બે માષનું હતું. આપ પ્રસન્ન થયા અને માગે તે આપું કહ્યું તેથી મારૂં ચિત્ત લોભે ચડયું. તે ચિત્ત લાખ અને કરોડે પણ શાંત નથી થતું. રાજન્ હવે મારે આપની પાસેથી કાંઇ જોઇતું નથી. જે જોઇએ તે મારામાં પોતાનામાંજ રહેલ સંતોષ ધન છે. અને તે આ

સંતોષધનના પ્રતાપે મારે જે જરૂર હતી તે મેં મુનિવેષ લીધો છે. 'રાજન ! તને હો મારો ધર્મલાભ.' આ કહી મુનિએ રાજ્યસભા છોડી પૃથ્વી ઉપર વિહાર આરંભ્યો.

( ૭ )

રાજગૃહી નગરથી થોડે દૂર એક અઢાર ગાઉની મોટી અટવી હતી. આ અટવીમાં પાંચસો ચોરો રહેતા. તે કોઈવાર અટવીમાંથી નીકળી શહેર કે ગામડાને લુંટી અટવીમાં ભરાઈ જતા.

કપિલ મુનિએ ભાવનાશ્રેણિએ ચઢી છ મહિનામાં કેવલ જ્ઞાન મેળવ્યું અને આ પાંચસો ચોરોને પ્રતિબોધ કરવા અટવીમાં દાખલ થયા. દૂરથી ચોરોએ તેમને દેખ્યા અને તે તેમના પલ્લીપતિ પાસે લઈ ગયા. પલ્લીપતિએ કહ્યું 'મહારાજ તમારી પાસે શું છે કે અમે તમોને લુંટીએ. અમે બધા ભેગા થયા છીએ તો તમે થોડો નાચ કરો. અને અમે તાબોટા પાડી વાજીંત્ર વગાડીએ.'

ચોરોએ તાબોટા પાડવા માંડયા અને કપિલ કેવલી નાચતા નાચતા આ ધ્રુવપદ બોલ્યાઃ

'અનિત્ય, અસ્થિર અને દુઃખથી ભરેલા સંસારમાં હું કયું કર્મ કરૂં કે જેથી દુર્ગતિ ન પામું.'

કપિલ કેવલીએ એક પછી એક ધ્રુવપદો ઉચ્ચાર્યાં. પાંચસોએ ચોરો બુઝયા અને કેવલી પાસે સંયમ લીધું. કપિલ કેવલીના ઉચ્ચારેલા ધ્રુવપદો કપિલ કેવલી અધ્યયન રૂપે ઉત્તરાધ્યયનમાં ગુંથાયાં.

કપિલકેવળી થોડો વખત વિચરી મુક્તિએ સંચર્યા.

( ઉતરાધ્યયન–ઋષિમંડલવૃત્તિ )

---

# ૩૩

# સંયોગ ત્યાગ

## યાને

# નમિરાજર્ષિ

### (૧)

મિથિલાના રાજા પદ્મરથ અને રાણી પદ્મમાળાને પુત્ર નહોતો. આથી રાજા રાણી બન્ને ખુબ ખિન્ન રહેતાં. પણ કુદરતના નિયમમાં માણસનું થોડું ચાલે છે. એક વખત પદ્મરથ વનમાં જઈ ચડયો અને તેણે એક વૃક્ષ નીચે કલ્લોલ કરતા તુર્તના જન્મેલા બાળકને દીઠો. રાજાએ તેને ઉપાડયો અને લાવીને પદ્મમાળા રાણીને આપ્યો.

રાજાએ મિથિલામાં પુત્રનો જન્મમહોત્સવ ઉજવ્યો. લોકોને શંકા તો પડી પણ તેમાં તે બહુ ઉંડા ન ઉતરતાં રાજા સાથે જન્મ મહોત્સવમાં જોડાયા. આ પુત્ર જ્યારથી ઘેર આવ્યો ત્યારથી રાજાનો પ્રતાપ વધવા લાગ્યો અને સીમાડાના રાજા એક પછી એક આવી નમવા લાગ્યા. રાજા આ બધો પ્રતાપ પુત્રના આગમનનો સમજ્યો અને તેથી તેણે તેનું નામ **નમિરાજ** પાડયું.

નમિરાજ ધાવમાતાથી ઉછેરાતો બાલ્યવય પસાર કરી કિશોર અવસ્થા અને ત્યારપછી યુવાવસ્થાને પહોંચ્યો. નમિરાજ જોત જોતામાં સેંકડો રૂપરૂપના અંબાર સરખી નવયૌવનાઓને પરણ્યો.

નમિરાજ પ્રત્યેનો પ્રજાનો પ્રેમ અને આવડત દેખી પદ્મરથ રાજાએ કૃતકૃત્યતા અનુભવી અને તેણે ચિત્ત વૈરાગ્ય-માર્ગે વાળ્યું. આ પછી પદ્મરથે સુવિહિત સાધુ પાસે ચારિત્ર લીધું અને તે સુંદરરીતે પાળી મુક્તિ મેળવી

( ૨ )

નમિરાજ મિથિલાનો રાજા બન્યો તેણે જોતજોતામાં રાજ્ય ઘણું વિસ્તાર્યું અને તેવોજ લોકોના હૃદયમાં પ્રેમ પણ વિસ્તાર્યો

નમિરાજને ત્યાં સારૂં હસ્તિદળ, અશ્વદળ અને પાયદળ હતું. આ હસ્તિદળમાં ઐરાવણ હાથી જેવો એક સુંદર ગજરાજ હતો. સોનાની સાંકળો, સુંદર આવાસ અને રાજાને ત્યાં ખમા ખમાપૂર્વકના ભોજન હોવા છતાં તે હસ્તિરાજને વિંધ્યાચળની સ્વતંત્રતા યાદ આવી. તેણે સોનાની સાંકળો તોડી, હસ્તિશાળા ભાગી અને મિથિલાને રમણભમણ કરી નાઠો. કોઈ તેને પકડી શક્યું નહિ. હાથી જંગલ, ગામડાં, શહેર વટાવતો સુદર્શનપુરના સીમાડે આવ્યો. ત્યાંના રખેવાળોએ તેને ઘેરી લીધો. હાથી થાક્યો પાક્યો અને ભુખ્યો હોવાથી શરણે આવ્યો. સુદર્શનપુરના રાજાએ તેને હસ્તિ-શાળામાં દાખલ કર્યો.

આ વાત નમિરાજાએ જાણી એટલે તેણે સુદર્શનપુર પોતાના દૂતોને મોકલી હાથીને પાછો સોંપવાની ત્યાંના રાજા ચંદ્રયશા પાસે માગણી કરી. ચંદ્રયશાએ તે વાત ન સ્વીકારી આથી આ બન્ને રાજવીઓ વચ્ચે યુદ્ધના પગરણ મંડાયાં

નમિરાજ વિશાળ સૈન્ય સહિત સુદર્શનપુર તરફ ચાલ્યો. ચંદ્રયશા પણ પુષ્કળ લશ્કર તૈયાર કરી સામે આવવા તૈયાર

થયો. પરંતુ તેને શુકનો સારા ન થયા એટલે અન્નપાણી ભરી નગરમાં જ રહ્યો. સુદર્શનપુરના સીમાડે સામસામા યુદ્ધના મોરચા મંડાયા. નમિરાજ સુદર્શનપુરમાં પેસવા મથતો હતો અને ચંદ્રયશા તેને ખાળવા મથતો હતો.

( ૩ )

'મહારાજ પધારો' કહી એક આધેડ વયનાં પોતાની શિબિર તરફ આવતાં સાધ્વીને નમિરાજે નમસ્કાર કર્યા.

સાધ્વી શિબિરની અંદર આવ્યાં. આસન પાથરી બેઠાં. રાજા સન્મુખ બેઠો એટલે સાધ્વીએ ઉચ્ચાર્યું 'રાજન્! આ યુદ્ધ શા માટે? એક હાથી વડીલ ભાઈએ લીધો તેમાં મિથિલા છોડી આટલી સૈન્ય સામગ્રી લઈ લડવા નીકળ્યા. હાથી, પાયદળ કે સમૃદ્ધિ થોડીજ સાથે આવવાની છે. અસાર લક્ષ્મી ખાતર ભાઈ ભાઈ વચ્ચે યુદ્ધ કરવું શું વ્યાજબી છે?'

નમિરાજથી રહેવાયું નહિ. તે વચ્ચે બોલી ઉઠયો: 'પૂજ્યઆર્યા! આપે સંયમ સ્વીકાર્યું છે. મહાવ્રતોને જીવન સાથે વણ્યાં છે. આપ જુઠું ન બોલો તે હું બરાબર માનું છું પણ આપ વારે ઘડીએ ચંદ્રયશાને મારા ભાઈ તરીકે કેમ ઓળખાવો છો? તેની મને ખબર નથી પડતી. જગપ્રસિદ્ધ વાત છે કે હું પદ્મરથ રાજાનો પુત્ર છું અને ચંદ્રયશા યુગબાહુનો પુત્ર છે. અમારી સાતમી પેઢીએ પણ કાંઈ સંબંધ નથી. વિદૂષી સાધ્વી! શું આપ માનવ માનવને ભાઈ તરીકે ગણવાના શુદ્ધ વિશાળ આશયથી તો ચંદ્રયશાને ભાઈ તરીકે તો નથી કહેતાં ને?'

'ના! ચંદ્રયશા તારો સગો ભાઇ છે. ચંદ્રયશાના પિતા અને માતા તે તારાં માતાપિતા છે તેથી હું તેને તારો ભાઇ કહું છું. માનવ માત્ર પ્રત્યેની બંધુત્વની ભાવના ક્રોધથી ધમધમતા રણગણમાં તારામાં અત્યારે ઉતરવી ઘણી કપરી છે. હું તો તારા સગા ભાઈ પ્રત્યે યુદ્ધ કરતાં રોકવા આવી છું.'

'પૂજ્ય! હું આમાં કાંઇ સમજતો નથી. આપ આ વાત ખુબ સ્પષ્ટતાથી કહો.' રાજાએ ઉત્કંઠાથી સાવધ થઈ પુછ્યું.

સાધ્વીએ ગંભીર વદને કહેવા માંડયું. "સાંભળ નમિરાજ! સુદર્શન નગરમાં મણિરથ રાજા હતા. તેના નાના ભાઇ યુવરાજ યુગબાહુ હતા. આ યુવરાજ યુગબાહુને મદનરેખા નામે એક સતી સ્ત્રી હતી. મદનરેખાએ ચંદ્રયશાનો જન્મ આપ્યો. આ ચંદ્રયશા દશ વર્ષનો થયો ત્યાં મદનરેખાએ બીજો ગર્ભ ધારણ કર્યો.

મણિરથ રાજાની દ્રષ્ટિ એકવાર મદનરેખા ઉપર પડી. તેણે તેને વશ કરવા ઘરેણાં વગેરે ઘણાં ભેટણાં મોકલ્યાં પણ મદનરેખાનું ચિત્ત તેની તરફ ન ખેંચાયું.

એક વખત યુગબાહુ અને મદનરેખા લતામંડપમાં હતાં. મણિરથને આની ખબર પડી. તે ઓચિંતો લતા મંડપમાં આવ્યો. યુગબાહુએ વિનય સાચવી મોટાભાઇને પ્રણામ કર્યા. પણ મણિરથે આ સુંદર તક સમજી નીચા નમેલા યુગબાહુ ઉપર તલવાર ચલાવી યુગબાહુને ભોંય ભેગો કર્યો. મદનરેખાએ રોવા માંડયું. આ રોકકળથી પહેરેગીરો દોડી આવ્યા પણ તે પહેલાં તો મણિરથ નાસી છૂટયો.

'કરે તેવું પામે અને વાવે તેવું લણે' તે કહેવત મુજબ વિષયાંધ મણિરથ નગરમાં પાછો ફર્યો પણ તેજ રાતે તેને ઝેરી સર્પ કરડયો આથી તે મૃત્યુ પામી નરકે ગયો. સવારે યુગબાહુના પુત્ર ચંદ્રયશાને મંત્રીઓએ રાજ્ય-ગાદીએ સ્થાપ્યો.

બેફાટ રૂદન કરતી ગર્ભવતી મદનરેખાએ પોતાના પતિ યુગબાહુને તરફડીયા ખાતા જોયા આમ છતાં ક્રોધથી તેમની આંખો લાલ હતી. ક્રોધ તેમના શરીરમાં માતો નહોતો. ઘડી ઘડી ઉભા થઇ 'ક્યાં ગયો મણિરથ કહી તે દોડવા મથતા હતા. સતી મદનરેખાએ મરણશય્યાએ પોઢેલ પતિને આશ્વાસન આપ્યું અને કહ્યું 'નાથ! ક્રોધ ન કરો. ભાઇ, પિતા માતા આ બધાં સગાં સ્વાર્થનાં છે. પોતાનું આત્મકાજ સુધારો. સૌને ખમાવો, દેવગુરુ ધર્મનું શરણું સ્વીકારો. મણિરથને દુશ્મન ન સમજો. કર્મવશ ભાનભૂલેલા તેના ઉપર દયા ચિંતવો.' મદનરેખા સામે ફાડી આંખે યુગબાહુએ જોયું. તેણે તેના ખોળામાં માથું નાંખ્યું અને તેણે પલકમાં દેહનો ત્યાગ કર્યો.

મદનરેખા થોડીવાર રોઇ પણ તુર્ત વિચાર આવ્યો કે મણિરથે મારા પતિનું ખુન મારા રૂપ અને મારા દેહ માટે કર્યું છે. તેને મારી કાયા ચુંથવાની ઘેલછા લાગી છે, હું શું કરૂં? ક્યાં જાઉં? મારૂં મણિરથના રાજ્યમાં કોણ રક્ષક? તેણે આંસુ લુછયાં. પતિના દેહને ખોળામાંથી હેઠો મુકયો. સતી પતિને પગે લાગી. લતા મંડપ છોડી નાઠી. તેણે ન જોયો માર્ગ કે ન જોયો કુમાર્ગ, તેણે ન ગણી

બીક વાઘની, વરૂની કે સર્પની. નાસતાં નાસતાં સવાર પડયું અને તે વિસામામાટે એક વૃક્ષ નીચે બેઠી. શ્રમ અને ભયને લઇ તેનું શરીર કંપતું હતું, ચિંતા અને પતિના શોકે તેનું મન ચમકતું હતું. થોડીવારે તેને પેટમાં અસહ્ય વેદના થઈ અને તેજ વૃક્ષ નીચે મદનરેખાએ પુત્રનો જન્મ આપ્યો.

રાજન્! રાજ્યના વારસદાર યુવરાજ યુગબાહુની અનાથ બનેલી પત્ની મદનરેખા આ જન્મેલા બાળકને સાફ કરવા પાસેના સરોવરે ગઇ. સરોવરમાં પગ મુકી પુત્રને સાફ કરે છે ત્યાં જળહસ્તિએ તેને ઉપાડી આકાશમાં ફેંકી. બાળક કાંઠે પડયું. સતીને આકાશમાંથી જ એક વિદ્યાધરે ઝડપી લીધી. પકડી ત્યારે તો તેના હૃદયમાં દયાનો અંકુર હતો. પણ જ્યારે તેણે તેનું મુખ જોયું એટલે તેને વિકાર જાગ્યો. અને તે બોલ્યો 'દેવિ! હું મણિપ્રભ નામનો વિદ્યાધર છું. 'હું જતો હતો તો ચતુર્જ્ઞાની મણિચૂડ ચારણ ઋષિને વાંદવા. પણ હવે હું તને લઇ મારી નગરીએ પાછો ફરીશ.' સતી તેના મુખના હાવભાવ સમજી બોલી 'શા માટે? ચાલો ચારણ મુનિ પાસે પછી પાછા કયાં નગરી તરફ નથી ફરાતું'. વિદ્યાધર અટકયો. મદનરેખાને લઇને ચારણ મુનિ પાસે આવ્યો. મુનિએ વિષયવિકાર કેવા ભયંકર છે તેની દેશના આપી. મણિપ્રભ વિદ્યાધર બોધ પામ્યો. તે મદનરેખા તરફ ફરી બોલ્યો 'સતી તું મારી બ્હેન છે. મારા તરફથી જરા પણ ભય રાખીશ નહિ.'

રાજન્! તેનો મોહ તુટયો તેણે સ્વદારાસંતોષવ્રત લીધું. સતીએ મુનિને પુત્રનો વૃત્તાન્ત પુછયો.

મુનિએ કહ્યું 'સતિ! થોડીવારે તે વનમાં પદ્મરથ રાજા આવ્યો. તેણે તારા આ બાળકને દેખ્યો. તેને તે મિથિલા લઇ ગયો અને પોતાની રાણી પદ્મમાળાને સોંપ્યો. તેણે તેનું નામ નમિરાજ પાડ્યું છે."

મણિરથ બોલ્યો 'આર્યે, હું સતી મદનરેખાનો પુત્ર! ચંદ્રયશાનો લઘુ બંધુ! પદ્મરથ રાજા મારા પાલક પિતા! પદ્મમાળા પાલક માતા!'

'રાજન્! હા. તું યુગબાહુનો અને મદનરેખાનો પુત્ર! અને હું પોતે મદનરેખા! મુનિ પાસેથી નીકળી મેં દીક્ષા લીધી અને સુવ્રતા નામ ધારણ કરી હું સંયમ પાળું છું. તમને બન્ને બાંધવોને લડતાં દેખી સાચી વાત કહેવાનું દીલ થયું. ગુરૂણીની આજ્ઞા લઇ હું અહિં આવી અને તને સાચેસાચી વાત કહી.' સાધ્વીએ છુટકારાનો દમ ખેંચતાં કહ્યું.

નમિરાજ ફરી ફરી સાધ્વીને નમ્યો અને બોલ્યો, 'માતા! તમે ખરેખર ઉપકારી છો. પિતા તુલ્ય મોટાભાઇ પ્રત્યેના અવિવેકથી મને બચાવ્યો છે'

સાધ્વી તુર્ત ગરનાળાના રસ્તે થઇ ચંદ્રયશા પાસે ગયાં. અને કહ્યું 'નમિરાજ તારો ભાઇ છે' તેની ઓળખ આપી. બન્ને ભાઇઓ ભેટ્યા. ચંદ્રયશાએ રાજ્યનો ત્યાગ કરી દીક્ષા લીધી. અને નમિરાજને સુદર્શનપુરનું રાજ્ય આપ્યું.

(૪)

નમિરાજને એકવાર દાહજ્વર ઉત્પન્ન થયો. આ દાહને શાંત કરવા રાણીઓ, દાસીએ સૌ ચંદન ઘસવા બેઠી. શય્યામાં આળોટતા નમિરાજને સ્ત્રીઓના કંકણોનો શબ્દ

વેદનામાં વધારો કરતો લાગ્યો અને તે બોલ્યો 'આ અવાજ બંધ કરો.'

થોડીવારે શુદ્ધિમાં આવતા ફરી રાજાએ પુછયું 'કામ પતી ગયું ? કેમ હવે અવાજ નથી ?'

મંત્રીએ કહ્યું 'ના મહારાજ ! ચંદન ઘસાય છે પણ રાણીઓએ અને દાસીઓએ એક કંકણ રાખી ઘસવા માંડયું છે આથી અવાજ નથી.'

માંદગીમાં પડેલા નમિરાજને આ શબ્દે જાદુઇ અસર કરી. જ્યાં બે છે ત્યાં ઘોંઘાટ છે. એકલાને સદા શાંતિ છે. સંયોગ જ પાપનું કારણ છે. આત્મા સદા સુખી છે પણ શરીરનો સંયોગ દુઃખકારક છે. દુનીયાના બધા દુઃખ સંયોગનું પરિણામ છે. રાજાએ ચિત્તને સંયોગ વિયોગના તત્વ જ્ઞાનમાં પરોવ્યું. દુઃખ વિસારે પડયું અને તેજ રાતે તેને નિરાંતે ઉંઘ આવી. રાત્રિએ સ્વપ્ન આવ્યું. તેમાં તેણે મેરૂપર્વતને જોયો.

સવાર પડયું. રાજાને સ્વપ્નના વિચારનો ઉહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું. તેને પૂર્વભવનો મહાશુક્ર દેવલોક અને મેરૂ ઉપર જિનેશ્વર ભગવાનના કરેલ સ્નાત્ર મહોત્સવ યાદ આવ્યાં.

સંયોગ વિયોગનો વિચાર કરતા નમિરાજર્ષિએ રાજ્યપાટ છોડયું અને પ્રત્યેક બુદ્ધ થઇ સંયમ લીધું.

(૫)

નમિરાજર્ષિની દીક્ષા વખતે ઇંદ્રને નમિરાજર્ષિનું મન તપાસવાની ઇચ્છા થઇ. તેણે બ્રાહ્મણનું રૂપ ધરી નમિરા-

જર્ષિને મિથિલા બળતી બતાવી કહ્યું 'રાજન્! મિથિલા સામી નજર નાંખો તમારૂં અંતઃપુર બળે છે. પ્રજા કોલાહલ કરે છે.'

રાજાએ શાંત ચિત્તે જવાબ આપ્યો, 'વિપ્ર મારૂં કાંઇ બળતું નથી. મારે સ્ત્રી નથી, પુત્ર નથી, પરિવાર નથી. મારે કોઇ પ્રિય નથી કે અપ્રિય નથી. આથી મિથિલા બળતા છતાં મારૂં કાંઈ બળતું નથી.'

આ નમિરાજર્ષિ અને વિપ્રરૂપે આવેલ ઈન્દ્રનો સંવાદ ઉત્તરાધ્યયનમાં નમિરાજર્ષિની સંયોગ ત્યાગ રૂપ-એકત્વ ભાવના અને વૈરાગ્યની અખંડ જયોત જલાવી તેમના જીવનને પ્રકાશી રહ્યો છે.

**सुच्चा वहूण सद्दं वलयाणमसद्दं च एगस्स**
**बुद्धो विदेहसामी सक्केण परिक्खिओ अ नमी**

ચંદન ઘસવા વખતે બહુ સ્રીઓના કંકણોના શબ્દોને સાંભળી તથા એક કંકણના શબ્દને નહિ જાણીને બોધ પામેલા અને ઈન્દ્રે પરીક્ષા કરેલા નમિરાજાએ ઉત્કટ વૈરાગ્યે વળી સંયમ લઇ શ્રેય સાધ્યું.

નમિરાજ પ્રવ્રજયા બાદ કર્મોનો નાશ કરી કેવલી થયા અને અંતે સિદ્ધિગતિ મેળવી સિદ્ધ બુદ્ધ થઇ કૃત-કૃત્ય થયા.

( ઋષિમંડલવૃત્તિ–ઉત્તરાધ્યયન )

---

## ૩૪

# સત્વ
## યાને
# મહારાજા મેઘરથ

( ૧ )

શાંતિનાથ ભગવાનના દસમા ભવની આ વાત છે. સમક્તિ પામ્યા પછીના ભવની ગણતરી થાય તે મુજબ શાંતિનાથ ભગવાનના જીવે પ્રથમ શ્રીષેણના ભવમાં સમકિત મેળવ્યું હતું

( ૨ )

પુંડિરિકિણી નગરમાં ઘનરથ રાજાને બે રાણીઓ. એક પ્રિયમતી અને બીજી મનોરમા. આમ તો બે શોકયો પણ તેમનો પ્રેમ જોઈએ તો સગી બે બેનો. સમય જતાં બન્ને ગર્ભવતી થઈ અને બન્નેએ પુત્રનો જન્મ આપ્યો.

પ્રિયમતીએ જે પુત્રનો જન્મ આપ્યો તેનું નામ રાજાએ મેઘરથ પાડયું અને મનોરમાના પુત્રનું નામ રાજાએ દૃઢરથ પાડયું.

મેઘરથ અને દૃઢરથનો પ્રેમ બળદેવ વાસુદેવ જેવો. એક બીજાથી એક બીજા જુદા ન પડે. થોડા સમય થયો ત્યાં તો ઘનરથ રાજાએ સંયમ લીધું અને સર્વ રાજ્યનો ભાર મેઘરથને સોંપ્યો. આ ઘનરથ જિનેશ્વર ભગવંત થયા.

મેઘરથનું રાજ્ય વિસ્તીર્ણ હતું; ઋદ્ધિ સિદ્ધિનો પાર નહોતો. દેવાંગનાઓ સરખી રાણીઓ તેના અંતઃપુરમાં હતી. મેઘરથને કાંઇ કમીના ન હતી. છતાં મેઘરથને નહોતો પ્રેમ રાજ્ય ઉપર, નહોતો સ્ત્રીઓ ઉપર કે નહોતો દુનીયાના રંગ રાગ ઉપર.

મેઘરથની રાજ્યસભા એટલે ધર્મસભા. ત્યાં રોજ પૂણ્ય પાપના ભેદ ઉકેલાય, કર્મના સંબંધોનો વિચાર થાય અને પૂર્વજન્મના સંસ્કારોની અગત્યતા સમજાવાય.

મેઘરથે એવી સુંદર છાપ પાડી હતી કે રાજ્યસભામાં તો રાજાઓ ભેગા થાય પણ મેઘરથ પૌષધ લે ત્યાં પણ રાજાઓની ઠઠ રહેતી સામંતોની ઠઠ રહેતી. તે પણ બધા મેઘરથ સાથે પૌષધ લેતા અને મેઘરથની વાણી સાંભળતા.

( 3 )

"મારૂં રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો' એમ બોલતું હોય તેમ એક કબુતર રાજા પૌષધ લઇ બીજાઓને ઉપદેશ આપતા હતા તે વખતે ખોળામાં આવી પડ્યું.

રાજા કાંઇક વિચાર કરે તે પહેલાં તો પાંખોને હલાવતું વિશાળ બાજ પક્ષી આવ્યું અને બોલ્યું 'રાજા તું કબુતરને આપી દે મારૂં એ ભક્ષ્ય છે હું ભૂખ્યો છું.'

ભયથી ધ્રુજતા કબુતરે કહ્યું 'રાજન્! મને બચાવો મને આ મારી નાંખે છે. હું તમારે શરણે આવ્યો છું.'

રાજા ઉભો થયો. શ્યેનને-બાજને તેણે કહ્યું 'વિહંગરાજ! કબુતર ભોળું અને ભલું પ્રાણી છે તે મારે શરણે

આપ્યું છે. હું શરણાગતને ક્ષત્રિય થઇ કેમ સોંપી શકું ? હું નહિ જ સોંપું.'

માનવભાષામાં હસીને બાજ બોલ્યું, 'રાજન્! ભૂખે મારા પ્રાણ જાય છે. મહામહેનતથી આ કબુતર મને મળ્યું છે, એકને બચાવી બીજાને મારવામાં શું ધર્મ સમાયો છે? મારૂં ભક્ષ્ય મને પાછું સોંપ.'

'શ્યેન! હું તને ભૂખે મારવા માગતો નથી. મારા રાજ્યમાં ખોરાકનો ટોટો નથી. તું માગે તે તને ખોરાક આપું. ઘેબર, કંસાર, લાડુ જે જોઇએ તે અને જેટલા જોઈએ તેટલા આપીશ.' રાજાએ ખોરાક મંગાવવાની તત્પરતાથી કહ્યું.

'રાજન્! મારા જેવાં જંગલમાં વસનાર શ્યેન પક્ષી આવો ખોરાક ખાતાં નથી. મારો ખોરાક તો માંસ છે અને તે પણ મારી સમક્ષ છેદીને અપાય તે જ માંસ મારે જોઈએ' રાજાનો જવાબ ઇચ્છતા શ્યેને કહ્યું.

રાજાએ કહ્યું 'વિહગરાજ! તો તો બહુ સારૂં! હું મારા શરીરમાંથી કબુતરના વજન જેટલું માંસ કાપીને તને આપું તો ચાલશે ને?'

પક્ષિએ કહ્યું 'જરૂર ચાલશે પણ હે! મુગ્ધરાજવી! પક્ષિ ખાતર હજારોનો પાલક! તું શા માટે તારા જીવનને હોડમાં મુકે છે?'

'વિહગરાજ! આ જીવન કોનાં શાશ્વતાં રહ્યાં છે? મોડા વહેલા દેહ જવાનો તો છે જ. હું માનવભવમાં શર-

ણાગતનો જીવ લેનારો કહેવરાવું તે ઠીક કે શરણાગત ખાતર જીવન સમર્પું તે ઠીક.'

રાજાએ નોકરોને હુકમ કર્યો અને ત્રાજવું મંગાવ્યું. એક પલ્લામાં ધ્રુજતું કબુતર મુકયું અને બીજા પલ્લામાં રાજાએ છરી વડે સાથળ કાપી, માંસના લોચા મુકયા.

**ભાઇ સુત રાણી વલવલે હાથ ઝાલી કહે તેહ ધર્મિરાજા**
**એક પારેવાને કારણે શું કાપો છો દેહ.**

આખો પરિવાર અને સાથે ઉભેલા બધા રડી ઉઠયા અને રાજાને કહેવા લાગ્યા, 'રાજન્! આપને આપનો વિચાર કરવાનો નથી. આપથી હજારોનું પાલન થાય છે તે વિચારો. આપ એક કબુતરને બચાવતાં જીવ ખોશો તો અમારા જેવા હજારો રોળાઇ જઇ કમોતે મરશે.'

'મુંઝાઓ નહિ. મને સત્વથી ઢીલો ન પાડો, જે એક શરણાગત પક્ષિનું રક્ષણ નથી કરી શકતો તે હજારોનું રક્ષણ શી રીતે કરવાનો હતો.' રાજાએ દૃઢ નિશ્ચયથી કહ્યું,

ત્યાં શ્યેન બોલ્યો 'રાજન્! તત્વની ચર્ચા કરવાની નથી. મારા પ્રાણ જાય છે. મારો ન્યાય જલદી પતાવો. કબુતર જેટલું માંસ મને આપો.'

રાજાએ છરી જોરથી ચલાવી. બીજી સાથળ ચીરી માંસના લોચા તાજવામાં નાંખ્યા પણ પલ્લું તો નમ્યું નહિ.

રાજાને આમ કેમ થયું તેનું આશ્ચર્ય થયું પણ તેનો બહુ વિચાર ન કરતાં તુર્ત તે ઉભો થયો અને આખો પલ્લામાં જઇ બેઠો.

**મહાજન લોક વારે સહુ, મકરો એવડી વાત**

મંત્રીઓ અને પ્રજાજનો ‘ઓ રાજન્! આ શું કરો છો! પક્ષિ ખાતર આખો દેહ સમર્પણ!’ કહી મુખમાં આંગળી નાંખી આશ્ચર્ય સાથે રોવા લાગ્યા

પણ રાજાનો તો જવાબ એકજ હતો કે ‘શરણાગતની રક્ષામાં પાછા ન પડાય.’

શ્યેને કહ્યું ‘રાજન્! મારે તારા દેહની જરૂર નથી, મારે તારા રાજ્યને અને પરિવારને રઝળાવવો નથી. હું તો માગું છું માત્ર મારૂં ભક્ષ્ય આ કબુતર. જો એ તારી પાસે ન આવ્યું હોત તો તું થોડો બચાવવાનો હતો.’

રાજાએ કહ્યું ‘વિહગરાજ! શરણાગતની રક્ષા એ મને મારા પ્રાણ કરતાં વધુ વ્હાલી છે. મારા દેહથી તેની રક્ષા થતી હોય તો આ દેહને આરોગી કબુતરની રક્ષા થવા દો.’

ત્યાં આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને ‘જય હો મેઘરથનો, જય હો મેઘરથનો’ એમ પોકાર કરતી એક દિવ્ય આકૃતિ પ્રગટ થઇ

રાજા સમજી ગયો કે આ કોઇ દેવ છે પણ તે બોલે તે પહેલાં તો તે દિવ્ય આકૃતિધારક પોતે જ બોલ્યો

**ઈન્દ્રે પ્રશંસા તાહરી કરી, તેહવો તું છે રાય ॥૩॥**
**મેઘરથ કાયા સાજી કરી સુર પહોંત્યો નિજ ઠામ**

‘મહારાજા! હું ઇશાન દેવલોકનો સુરૂપ નામે દેવ છું. એક વખત ઇશાનેન્દ્રે આપની પ્રશંસા કરી કે શું

મેઘરથ રાજાનું સત્ત્વ! મને શંકા ઉપજી અને મેં તારી શ્યેન અને કબુતરમાં અધિષ્ઠિત થઇ પરીક્ષા કરી.'

'રાજન્! શું કહું ઇન્દ્રે વખાણ્યા તેથી તું ખરેખર સવાયો સત્ત્વશાળી છે.'

રાજાએ શાથળ અને દેહ તરફ જોયું તો નહોતા ત્યાં કોઇ ઘા કે નહોતા લોહીના ડાઘા.

રાજા અને પ્રજા બધાં સમજ્યાં કે આ તો દેવે મેઘરથ રાજાની પરીક્ષા કરી.

(૪)

ઇશાન દેવલોકનો દેવેન્દ્ર દેવલોકના ગાનતાનમાં મશગુલ હતો. ઇંદ્રાણીઓ ચારે બાજુ વિંટળાઇ વળી હતી. અનેક હાવભાવ કરી ઇન્દ્રને પ્રસન્ન કરતી હતી. ત્યાં ઇન્દ્ર ઉભો થયો અને '**नमो भगवते तुभ्यं**' 'હે ભગવંત તમને નમસ્કાર' એમ બોલી નમ્યો.

દેવાંગનાઓને આશ્ચર્યનો પાર ન રહ્યો. ગાનતાન પડતાં મુકયાં અને સૌ કહેવા લાગી: 'નાથ! આ શું તમે કર્યું? કોને નમ્યા'

ઇન્દ્રે કહ્યું 'દેવીઓ હુ મહાત્મા મેઘરથને નમ્યો શું તેનું સત્ત્વ અને શી તેની અડગતા! આટલી આટલી ઋદ્ધિ, વૈભવ અને લલનાઓ છતાં એ રાજા પૌષધ ઉપર પૌષધ કરે છે અને કાયોત્સર્ગ કરી કાયા દમે છે. હું તમારા ચેનચાળામાં લુબ્ધ છું ત્યારે તે લોકોત્તર જીવન જીવે છે. હું

પામર આ મહાત્માને ન નમું તો બીજા કોને નમું ? જેને દેવો દેવાંગનાઓ અને ઇન્દ્રો પણ તેના ધ્યાનમાંથી ચલિત ન કરી શકે તેવું તેનું સત્ત્વ છે. આ પછી દેવાંગનાઓ અને ઇન્દ્રના પરિવારે પણ ' **नमो भगवते तुभ्यं** ' કહી નમન કર્યું.

આ બધું છતાં બે દેવીઓને પોતાના રૂપ અને ચતુરાઇનો ગર્વ હતો. તે મેઘરથની પાસે આવી. તેમણે કેઇ નાટારંભ કર્યા, કેઇ હાવભાવ ભર્યા અંગમરોડ કર્યા. દેવીઓએ માન્યું કે પત્થર પીંગળે એવી અમારી ચતુરાઇ છે તો આ માનવના શા ભાર ? આખી રાત દેવાંગનાઓ મથી પણ મેઘરથે આંખ ન ખોલી, તેમજ તેના દેહમાં જરાપણ વિકૃતિ ન જાગી!

દેવીઓ હારી અને ફરી ' **नमो तुभ्यं** ' કહી દેવલોકે ગઇ અને ઇન્દ્રને કહ્યું ' નાથ! આપે કહ્યું હતું તેથી સવાયું સત્ત્વ અમે મેઘરથમાં નિહાળી સાક્ષાત્કાર કર્યું.'

( ૫ )

તપથી શોષિત મેઘરથે એકવાર સાંભળ્યું કે ' ઘનરથ ભગવંત પરિસીમામાં આવ્યા છે. મેઘરથ પરિવાર સાથે ભગવંત પાસે ગયો. દેશના સાંભળી રાજ્ય ભાઈને ભળાવી તેણે સંયમ લીધું અને તે સંયમ એવું પાળ્યું કે ત્યાંથી મરી તે સીધા સર્વાર્થસિદ્ધ અનુત્તર વિમાને ગયા.

( ત્રિષષ્ઠિ શલાકા પુરૂષચરિત્ર )

———

# ૩૫

# ક્ષમા

## યાને

# સ્કંદકસૂરિકથા

## ( ૧ )

મુનિસુવ્રતસ્વામિના સમયની આ કથા છે.

સ્કંદક અને પુરંદરયશા એ ભાઈ બ્હેનની જોડલી હતી. એક બીજાને એક બીજા ઉપર અપાર પ્રેમ હતો.

શ્રાવસ્તીના રાજા જિતશત્રુ અને ધારિણી આ પુત્ર પુત્રીથી ખુબ સંતુષ્ટ હતાં છતાં તેમને એકજ ચિંતા રહ્યા કરતી હતી કે 'પુરંદરયશા ગમે તેમ તોય પારકા ઘરની લક્ષ્મી. મોડા વહેલા તેને પરણાવ્યા વિના થોડા જ છુટકો છે. પરંતુ સ્કંદક તો તેનાથી જરાયે અળગો રહેતો નથી અને તેને ન જુએ તો અર્ધો અર્ધો થઇ જાય છે. મને પુરંદર-યશા કરતાં સ્કંદકની વધુ ચિંતા થાય છે કે પુરંદરયશા સાસરે જશે ત્યારે આનું શું થશે ?'

સમય વીત્યો. પુરંદરયશાએ યૌવનમાં પ્રવેશ કર્યો. સ્કંદક સાથે ગમે તેટલો ભ્રાતૃપ્રેમ હોવા છતાં તેને કુંભકાર નગરના રાજા દંડકાગ્નિનો સંગ વધુ પ્રિય લાગ્યો અને તેને તે પરણી સાસરે ગઇ.

સ્કંદક ડાહ્યો, શાણો અને ધર્મનો રાગી હોવાથી તેણે પુરંદરયશા ઉપરથી ચિત્તને ખસેડ્યું અને ધર્મમાર્ગમાં પોતાનું ચિત્ત જોડ્યું.

સ્કંદકને પુરંદરયશાનો સંગ છોડ્યા પછી બીજાનો સંગ ખપતો ન હતો. તેણે ધર્મના ગ્રંથો વાંચવા માંડ્યા અને કલાકો સુધી તે તત્ત્વ ગવેષણામાં ઘુમવા લાગ્યો.

( ૨ )

એક વખત જિતશત્રુ રાજા અને સ્કંદકકુમાર રાજ્યસભામાં બેઠા હતા. ત્યાં દંડાગ્નિ રાજાનો પાલક નામનો પુરોહિત આવ્યો. જિતશત્રુએ જમાઇના આ પુરોહિતનું સારૂં સન્માન કરી યોગ્ય આસને બેસાડ્યો.

પાલક વેદ સ્મૃતિનો સારો જાણકાર હતો છતાં જૈન ધર્મ ઉપર તેને સહજ દ્વેષ હતો. તેણે વાતવાતમાં જૈન ધર્મની સ્નાન નહિ કરવાની વિગેરે રીતિઓ વર્ણવી નિંદા કરી. સ્કંદકકુમારે તેની બધી દલીલોનો જવાબ આપ્યો અને તેને નિરુત્તર બનાવી ભોંઠો પાડ્યો.

પાલકને ભરસભામાં પોતાનું થયેલ અપમાન બહુ સાલ્યું. પણ ત્યાં તે કરે શું ?

( ૩ )

સ્કંદકકુમારે પાલક સાથે ધર્મ ચર્ચા તો ઘણી કરી પણ તેને લાગ્યું કે 'એ જ્ઞાન કામનું શું કે જે તારે નહિ હું જૈન ધર્મના સંયમની અદ્‌ભૂત વાતો ભલે કરૂં પણ હું સંયમ પાળું નહિ તો તેની અસર શી ? રાજ્યમહેલમાં રહી સદા

ભોગમાં રચ્યામાચ્યા રહેવાથી થોડું જ વિરતિ સુખ મળે છે. વિરતિ સુખ તો ઉઘાડે માથે, ઉઘાડે પગે પાદવિહાર કરતા મુનિઓ જ લઇ શકે છે.'

અતિ ઉગ્ર પાપ કે પુણ્ય સંકલ્પ તુર્ત ફળે તેમ સ્કંદકકુમાર આ વિચાર કરે છે ત્યાં વનપાલકે સમાચાર આપ્યા, 'કુમાર! જગતતળને પાવન કરતા શ્રીમુનિસુવ્રત સ્વામી ભગવાન્ ઉદ્યાનમાં પધાર્યા છે.'

કુમાર આનંદ પામ્યા અને પરિવાર સાથે ભગવંતને વાંદવા ઉદ્યાને આવ્યો.

જિનેશ્વર ભગવંતની દેશના એટલે ત્રિકાળદર્શી પરમાત્માની વાણી, તે તો સૌની વિચાર ધારાને જાણે. તેમણે તુર્ત સ્કંદકના પરિણામ જાણ્યા અને દેશનામાં કહ્યું, 'કલ્યાણના માર્ગ બે. સાધુધર્મ અને બીજો શ્રાવક ધર્મ છે. પુરૂષસિંહોનો માર્ગ એ પ્રથમ સાધુમાર્ગ છે.'

સ્કંદકનું હૃદય અગાઉથી ભાવિત થઇ ચૂકેલું હતું. તેથી તેને પલળતાં વાર ન લાગી. તેણે માતાપિતા પાસે સંયમની અનુમતિ માગી. માતપિતાએ 'તેને તું અમારો એકનો એક પુત્ર છે. આ મોટું રાજ્ય, આ વૈભવ અને બધા સુખનું મધ્યબિંદુ તું જ છે.'

સ્કંદકકુમારને ભવનો ભય લાગ્યો હતો. તેને તો સંસારમાં ક્ષણ જાય તે લાખેણી ક્ષણ ધુળમાં રગદોળાતી લાગતી હતી. તે ભગવાનને શરણે ગયો અને તેણે પોતાના પાંચસો મિત્રો સાથે દીક્ષા લીધી. આ પાંચસો મિત્રો સ્કંદકના શિષ્યો થયા.

સ્કંદક અણગાર ભગવંત સાથે પાંચસો શિષ્યો સહિત

તપ, જપ, જ્ઞાનરૂપ સંયમમાં ભાવિત થઇ પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. થોડો સમય વીત્યો એટલે ભગવંતે સ્કંદક મુનિને આચાર્ય પદાધિષ્ઠિત કર્યા. હવે સ્કંદકમુનિ સ્કંદકસૂરિ થયા.

(૪)

"સ્વામી સાધુ સવેશ, જાઉં બ્હેનને દેશ; આ૦
જો પ્રભુજી આજ્ઞા હુવે જી."

એક વખત સ્કંદકસૂરિ ભગવાન પાસે આવ્યા અને કહેવા લાગ્યા, 'ભગવંત ! મારે પુરંદરયશા બ્હેન હતી. તેનો મારા ઉપર અથાગ પ્રેમ હતો. મેં સંયમ લીધો છે હું આચાર્ય થયો છું છતાં તે બ્હેન હૃદયમાંથી વિસરી નથી. મારી ઈચ્છા તેની પાસે જવાની છે. તે મારૂં સંયમ દેખી સંયમ તરફ દોરાશે અને એનો પતિ કે જે કુલપરંપરાએ મિથ્યાત્વવાસિત છે તે પણ કદાચ મિથ્યાત્વથી અળગો બને ?'

ભગવંત તો મહાજ્ઞાની. તેમણે ભાવિભાવ જાણી લીધો અને કહ્યું 'જવું હોય તો જાઓ પણ તમને ત્યાં મરણાંત ઉપસર્ગ નડશે !'

"નવિ જીવિત અમ દુઃખ, સહેશું મોક્ષના સુખ; આ૦
લોક લાયક અમે પામશું જી.
સ્વામી કહે તિવાર, તુજ વિણ સવિ પરિવાર; આ૦"

સ્કંદકસૂરિ મૂળ તો ક્ષત્રિય પુત્ર એટલે તે તુર્ત સાવધ થયા અને બોલ્યા 'ભગવંત ! મરણાંત ઉપસર્ગ ! બહુ સારૂં. પણ ભગવંત ! અમે આરાધક રહીશું કે વિરાધક ?'

'સ્કંદક! બધા આરાધક થશે પણ તું આરાધક નહિ રહે!' સ્કંદકનું ક્ષત્રિય તેજ ઝળક્યું: તેને ભગવંતની ના છતાં પોતાના સત્ત્વની પરીક્ષા કરવાનું મન થયું અને કોઇપણ ભોગે મરણાંત ઉપસર્ગ સહી આરાધક બનવાની દૃઢતા જાગી.

સ્કંદકે નિશ્ચયી મનપૂર્વક ભગવંતને કહ્યું 'ભગવંત! મારા એક સિવાય બધાનું તો કલ્યાણ થશે જ ને?'

'જરૂર.'

'ભગવંત! તો હું ત્યાં જઇ પાંચસોના આરાધકપણામાં નિમિત્ત કેમ ન બનું?'

ભગવાન મૌન રહ્યા.

(૫)

પાલક પુરોહિતે લોકો પાસેથી સાંભળ્યું કે સ્કંદકસૂરિ પાંચસો મુનિઓ સહિત કુંભકાર નગરે આવે છે. આખા નગરને આનંદ હતો અને સૌ કોઇ સૂરિના દર્શન માટે તલસતાં હતાં, પણ એક માત્ર પાલકનું હૃદય બળતું હતું. તેને પૂર્વે સ્કંદકે કરેલા અપમાનનો બદલો લેવાનું મન થયું. આડી અવળી યુક્તિઓ વિચાર્યા પછી એક યુક્તિ તેણે શોધી કાઢી અને તે આનંદથી થનથની ઉઠયો.

તેવામાં વનપાલકે આવી રાજાને વધામણી આપી. 'ભગવંત! પાંચસો શિષ્યો સહિત સ્કંદકસૂરિ પધાર્યા છે.' આ સાંભળી રાજા, રાણી અને આખું નગર સૂરિના દર્શને ઉલટયું. સ્કંદકસૂરિએ સંસારની અસારતા અને ધુમાડાના

બાચકા જેવી સંસારની સંપત્તિને જણાવી. પુરંદરયશાના હર્ષનો પાર નહોતો. તે મનમાં બોલી ઉઠી 'બાંધવ! રાજ-રાજેશ્વર બનત તો અત્યારે મહામુનીશ્વર બની આત્મિક વૈભવ થોડા ઓછો અનુભવે છે.' સૂરિની દેશનામાં કેઇ ભવ્યાત્માઓએ અનેક વ્રતવ્રતુલાં લીધાં અને જૈનધર્મની ભૂરિભૂરિ પ્રશંસા કરી.

( ૬ )

'પાલક આખા નગરમાં સૌ કોઇ આનંદ આનંદ માણે છે અને તમે કેમ વિચારમગ્ન છો?' રાજાએ વિચારમગ્ન પાલકને પુછ્યું.

પાલકે કહ્યુ' 'મહારાજ લોકોનો ગાડરિયો પ્રવાહ. તેમને સાચા ખોટાની થોડી ખબર છે કે આમાં તત્ત્વ શું છે?'

'પાંચસો શિષ્યો સહિત સૂરિના આગમનમાં તમને કાંઇ કુશંકા લાગે છે?' રાજાએ આશ્ચર્ય અને અણગમાપૂર્વક કહ્યું.

'રાજન્! આપ ભદ્રિક એટલે બધાને ભલા દેખો છો? મને તો આપના રાજ્યની અપાર ચિંતા એટલે મેં આની પુરી તપાસ કરી તો ખબર પડી કે સ્કંદકે દીક્ષા લેતાં શું લીધી પણ તે ન પાળી શક્યો. સંયમથી કંટાળ્યો. તેણે શરૂઆતમાં તો ઘેર જવાનું મન કર્યું પણ શરમનો માર્યો ન ગયો અને અહિં પાંચસો સુભટોને લઇ આવ્યો છે.'

'સ્કંદકસૂરિની સાથે રહેલા પાંચસો મુનિઓ સુભટો છે તે શાથી જાણ્યું?' રાજાએ ઉતાવળે પુછ્યું.

'મહારાજા! તેનો દાર્શનિક પુરાવો એ છે કે એ જ્યાં ઉતર્યા છે ત્યાં જમીનમાં તેમણે બધો શસ્ત્ર ભંડાર છુપાવ્યો છે. આપને મારા કથનમાં ભરોંસો ન બેસતો હોય તો કોઈ ચરોદ્વારા તપાસ કરાવોને?'

રાજાને આ વાત અશ્રદ્ધેય લાગી. છતાં તેણે જાસુસોને આ કામ સોંપ્યું.

તેમણે છુપી રીતે તપાસ કરી અને રાત્રિએ આવીને રાજાને કહ્યું 'મહારાજા! મુનિઓના આવાસ નીચે છે તો મોટા શસ્ત્રભંડાર, જુઓ તેમાંના આ રહ્યા થોડા નમુના.'

રાજાનો મિજાજ ગયો. તેણે તુર્ત પુરોહિતને બોલાવ્યો અને કહ્યું 'પુરોહિત! તમે કહ્યું તે મુજબ શસ્ત્રો નીકળ્યાં. સાધુના વેષ લઈ શું તેમણે પાખંડ જમાવ્યો છે. તમે ઠીક લાગે તેવી તેમને ઘોર શિક્ષા કરજો અને એકે એકને મારી નાંખો.'

પુરોહિત મલકાયો અને મનમાં બોલી ઉઠયો 'મારી યુક્તિ બરાબર કામ લાગી. સ્કંદકના ઉતારાની નીચે મેં ખાડામાં રાખેલાં શસ્ત્રોએ મારા કરેલ અપમાનનો પુરો બદલો વાળ્યો.'

( ૭ )

સવારના પહોરમાં વ્હેલો પાલક પુરોહિત-ઉદ્યાનમાં આવ્યો અને બોલ્યો 'કેમ મહારાજ! ઓળખો છો ને? હું પાલક.'

સૂરિએ ઓળખી માથું ધુણાવ્યું. ત્યાં તો તે આગળ

બોલ્યો 'શ્રાવસ્તીમાં તમે મારૂં અપમાન કર્યું હતું તેનો બદલો હું લેવા માંગું છું. તમોને કોઇને હું છોડનાર નથી. બધાને આજે અવળી ઘાણીએ પિલીશ.'

સૂરિને ભગવંતનું વચન યાદ આવ્યું. તે વધુ સ્થિર થયા અને મરણાંત ઉપસર્ગ સહન કરવા સત્ત્વને ઉત્તેજિત કરી બોલ્યા 'મહાનુભાવ! જીવન અને મરણ અમ મુનિને સરખાં છે.'

'મહારાજ! ઘાણીમાં પિલાશો ત્યારે ખરી ખબર પડશે.' કહી આનંદથી ઉભરાતા પાલકે ચંડાળને બુમ પાડી હુકમ કર્યો 'એ! એકેકને પકડી ઘાણીમાં નાંખી પીલ.'

સ્કંદકસૂરિએ એકેક શિષ્યને કહ્યું 'મુનિવરો! ક્ષમામાં ચિત્ત પરોવજો. મરણાંત ઉપસર્ગ સહન કરનાર સારૂં ચિત્ત રાખે તો કેવલજ્ઞાન પામે છે. આવો ઉપસર્ગ આપનાર આપણો દુશ્મન નહિ પણ ઉપકારી છે, સૌએ આહાર પાણી વોસિરાવ્યાં. પંચામહાવ્રતોને સંભાર્યાં. બારભાવનાઓને તાજી કરી.

પાલકે વિચાર્યું કે 'પહેલાં બંધકને પીલું કે તેના ચેલાઓને. ક્ષણ વિચાર કરી બોલ્યો 'ખંધક સૌ છેલ્લો. બધાને તેની સમક્ષ પીલી મારા અપમાનનો બદલો તેને આપો અને છેવટે તેને જીવતો પીલો.

સ્કંદકસૂરિ મૌન રહ્યા. તેમનું ચિત્ત પાલક ઉપર ન રૂઠયું. તેમના મનમાં એકજ વાણી ગાજી 'સ્કંદક બધા આરાધક પણ તું વિરાધક.' રખે હું વિરાધક ન બનું તે માટે તેણે મનને ખુબ કાબુમાં રાખ્યું અને એકેક મુનિને કહ્યુ આત્મા અને શરીર ભિન્ન છે. દેહનો નાશ ભલે પાલક કરે

પણ તમારા આત્માનો નાશ નહિ કરી શકે. તમે સમાધિ રાખશો. આમ સૌ પાસે દેહનો મમત્વભાવનો ત્યાગ કરાવી તેમણે નિજામણા કરાવી.

"તે સાધુના ઉછળે, પ્ર૦ રૂધિર કેરાં બિંદુ રે; પ્ર૦
પાપને દેખી અંબરે, પ્ર૦ કંપે સૂરજ ચંદ રે."

ચારસો નવાણું સાધુઓ પિલાયા. એક રહ્યો માત્ર નાનો બાળસાધુ. સ્કંદકે પાલકને કહ્યું 'પાલક! હવે તું મને પીલ અને પછી આ બાળસાધુને પીલજે કેમકે મારી આંખે તે જોયું જતું નથી.'

પાલકને તો સ્કંદકસૂરિની આંખે ન જોયું જાય તેજ કરવું હતું. તેણે બાળસાધુને ઘાણીમાં નાંખ્યો. ક્ષમાવંત બાળસાધુએ મનને તો ઘણું કાબુમાં રાખ્યું પણ તનથી ચીસ કે રાડ પડે તે થોડીજ દબાવાય એમ હતી.

પાંચસોએ મુનિઓ પીલાયા અને

**'જીવ તે શરીરથી ભિન્ન છે, ધરશો નહિ દુઃખ સંત રે?'**

એ નિજામણાને પામી સૌ અંતકૃત્ કેવળી થયા

પાંચસોએ આત્મકાજ સાર્યાં પણ બાળમુનિને પીલાતો દેખી સ્કંદકની ધીરજ ખુટી તેમણે નિયાણુ બાંધ્યું કે 'ભલે હું મરૂં પણ મારા તપ અને સંયમનું ફળ હોય તો આ પુરોહિત રાજા, અને નગર સર્વનો નાશ કરૂં.' જુઓને પુરોહિત રૂઠયો પણ રાજા કે નગરવાસીઓ કોઇને કાંઇ પડી છે' સ્કંદક પીલાયા, બધા આરાધક બની મુક્તિએ સંચર્યા પણ તે પોતે વિરાધક થઇ અગ્નિકુમાર થયા અને ભગવંતનો ભાખેલ ભવિભાવ સાચોજ ઠર્યો.

( ૮ )

રાજા રાણી અગાસીમાં હતાં ત્યાં એક લોહી ખરડાયેલ ઓઘો પડયો. રાણીએ ઓઘો હાથમાં લીધો તેમાં તેના પોતાના હાથની રત્નકંબલની ઓટણ હતી. તે જોઇ બોલી આ ઓઘો મારા બાંધવનો ? આ અહિં કયાંથી ? અને લોહીથી ભરડાયેલ કેમ ? રાજા ! તપાસ કરો મારા બાંધવને કોઇએ હણ્યા તો નથીને ? રાજાનું મોંઢું વિલખું પડયું. રાણીએ બધી વાત જાણી અને તે બોલી ' રાજન્ ! મારા ભાઇને કયાં પિતાના રાજ્યનો તોટો હતો. કાચા કાનના હે રાજવી ! તમે મુનિનો વધ કરી વગરવિચારે તમારા આખા રાજ્યને આપત્તિમાં નાખ્યું છે. પાંચસો પાંચસો મુનિઓનો નાશ જે દેશમાં થાય તે દેશ સુખી રહે ખરો. રાજન્ આ શું સુઝયું. એમ વલોપાત કરતી પુરંદરયશાને શાસનદેવીએ ઉપાડી અને ભગવંત મુનિસુવ્રતસ્વામિ પાસે મુકી. તેણે ભગવાન પાસે સંયમ લીધું અને સ્વશ્રેય સાધ્યું

સ્કંદક અગ્નિકુમાર બન્યો તેને પૂર્વભવ યાદ આવ્યો તેણે ચારે બાજુ અગ્નિની જ્વાળાઓ પ્રગટાવી અને કાલે કહેવાતું કુંભકાર નગર દંડકારણ્ય બની ગયું આજે પણ તે દંડકારણ્ય સ્કંધકના તે શિષ્યોની ક્ષમાનો આદર્શ બતાવી રહ્યું છે.

વધ પરિસહ ઋષિયે ખમ્યા, ગુરૂ ખંધક જેમ એ;
શિવસુખ ચાહો જો જંતુ આ તવ, કરશો કોપ ન એમ એ;

ના. ક.: આ કથામાં પાલકને પુરોહિત કહ્યો છે પણ ઉપદેશમાળા વિગેરેમાં મંત્રી જણાવેલ છે.

( ઋષિમંડલવૃત્તિ )

## ૩૬

# કૃપણતા
### યાને
# મમ્મણશેઠ

(૧)

ઋદ્ધિમાં શાલીભદ્ર અને બુદ્ધિમાં અભયકુમાર અને કૃપણતામાં મમ્મણ. આ ત્રણે વાત જૈન સમાજમાં ખુબ પ્રસિદ્ધ છે.

વ્યાપારીઓ વહીપૂજનમાં શાલિભદ્રની ઋદ્ધિ માગે છે, અભયકુમારની બુદ્ધિ માગે છે પણ છતી લક્ષ્મીએ ધન ન ખર્ચે અને તેમને કોઇ મમ્મણ કહે તો તે ગમતું નથી

(૨)

**મમ્મણ** રાજગૃહીનગરનો ધનાઢ્ય શેઠ હતો. તેને ત્યાં લક્ષ્મી અપાર હતી. તેના ધંધા પણ અનેક હતા. જેમાં બે પૈસા મળે તે ધંધો મમ્મણ કર્યા વિના નહોતો રહેતો. ખેતી, વ્યાપારના ધંધા સાથે તે વાહન ભાડે ફેરવવાં વિગેરે નિંદ્ય અનિંદ્ય અનેક ધંધા કરતો અને ગમે તે રીતે પૈસા મેળવતો.

મમ્મણને ધનની આવક અનેક રીતે થતી હતી. જાવક તો તેણે રાખી જ નહોતી. તે કપડાં પહેરતો તે પણ ઘણાં ફાટેલાં, ખાય તો તે પણ કાચું કોરૂં એકાદ ટંક. દાન સન્માનમાં તો તે સમજતો જ નહિ. પોતે તો કોઇને કાંઇ

આપતો જ નહિ પણ બીજા કોઇ આપે તો તેને પણ તે જોઇ શકતો નહિ.

( ૩ )

વરસાદની હેલી મંડાણી છે. જ્યાં જુઓ ત્યાં જળ-બંબાકાર. જળના અને સ્થળના બધા માર્ગ એક સરખા. રાજગૃહી જાણે બેટમાં ઉભેલી એક નગરી હોય તેવી દેખાય છે. સૌ કોઇ ઘરમાં લપાયા છે. આ વખતે મમ્મણ બારીએ ઉભો ઉભો વિચાર કરે છે કે નવરો બેઠો શું કરીશ ? લાવને આ તણાંતાં લાકડાં એકઠાં કરૂં. અત્યારે લાકડાં બહુ મોંઘાં છે, એકઠાં કર્યાં હશે તો થોડા ઘણા પણ પૈસા જરૂર મળશે. તેણે એક નાનીશી પોતડી પહેરી અને તુર્ત તે બારીએથી પડતું મુકી પાણીમાં પડયો.

( ૪ )

રાજા શ્રેણિક અને ચેલણા ગોખે બેઠયાં હતાં વરસાદ તમઝાડ વરસતો હતો, મેઘ ગાજતો હતો અને વિજળી ઝબકારા મારતી હતી. ત્યાં ચેલણા બોલી ' નાથ! જુઓ તો ખરા ! તમે કહો છો કે મારી રાજગૃહીમાં બધા સુખી છે, બધાની હું ચિંતા કરૂં છું. આ કેવો વરસાદ વરસે છે. પર્વતને ડોલાવે તેવો પવન સુસવાટા મારે છે. ઘોર અંધારી રાત છે. પશુ પંખી કોઈ બહાર દેખાતું નથી તે વખતે પેટનો ખાડો પુરવા બિચારો એક વૃદ્ધ ગરીબ ડોસો લાકડાં એકઠાં કરે છે. આવા માણસની તમે ચિંતા કરી છે ખરી! શું તે રાજગૃહીનો નથી? સૌ કોઇ ભર્યાને ભરે છે.

आकड्ढिऊण नीरं रेवा रयणायरस्स अप्पेइ,
नहु गच्छेइ मरुदेशे सव्वं भरियं भरिज्जंति

પાણી એકઠું કરીને રેવા સમુદ્રને મળે છે. પણ મારવાડમાં જતી નથી દુનીયાનો ન્યાયજ એવો છે કે ભર્યાને ભરવું. રાજન્! તમે દાન આપતા હશો પણ ભર્યાને, ગરીબને નહિ.

રાજા આવ્યો. વિજળીનો ચિરો પડયો જાણે કે તે શ્રેણિકને નિર્ધન અને ધનવાનના ભેદ સમજાવતી કસોટી ઉપરની સુવર્ણરેખા ન હોય. શ્રેણિક ચમકયો. કેવો આ દુઃખી હશે કે જેને આવા વરસાદમાં આવી કાળી મજુરી કરવી પડતી હશે.

તેણે સેવકોને બોલાવ્યા અને કહ્યું 'જુઓ પેલા વીજળીના ચમકારામાં દેખાતો લાકડાં ભેગાં કરતો માણસ તણાય છે તેને ખેંચી કાઢો અને મારી પાસે લાવો.' સેવકો પાણીમાં પડયા અને ડોસાને બહાર ખેંચી લાવી રાજા પાસે હાજર કર્યો.

રાજાએ કહ્યું 'વૃદ્ધ પુરૂષ! પશુ પંખી સૌ માળામાં પડયાં છે. કોઇ બહાર ફરકતું નથી તેવી અંધારી રાતે ભરવરસાદમાં તુમારે શા માટે લાકડાં કાઢવાં પડે છે.?'

વૃદ્ધે કહ્યું 'રાજન્! મારે ત્યાં એક બળદ છે પણ બીજા બળદની મારે જરૂર છે. મારી ઇચ્છા એમ હતી કે હમણાં લાકડાં મોઘાં છે અને પુરમાં તણાય છે. જો તે એકઠાં કર્યાં હોય તો ચાર પૈસા ઉપજે અને મારી અંતરની ઈચ્છા પાર પડે.'

રાજાએ કહ્યું 'વૃદ્ધ! ફીકર ન કરો. હું તમને જોવો જોઇએ તેવો વૃષભ આપીશ. આવી ભયંકર અંધાર રાત્રિએ

આપ જેવા વૃદ્ધ આવી મહેનત કરે તેમાં રાજગૃહીનો નરેશ શ્રેણિક લાજે!'

ડોસાએ કહ્યું 'બહુ સારૂં મહારાજ!'

ચેલણા બોલીઃ

'वृथा वृष्टिः समुद्रेषु, वृथा तृप्तेषु भोजनम्
वृथा दानं धनाढयेषु वृथा दीपो दीवापि च'

સમુદ્રમાં વરસાદ નકામો છે, ધરાયેલાને ભોજન નકામું છે, ધનવાનને દાન આપવું નકામું છે અને દીવસે દીવા કરવા નકામા છે તેમ રાજન્! ઉપકાર કરો તો આવા વૃદ્ધ નિર્ધન ઉપર કરો કે જેથી કાંઈક કલ્યાણ થાય.

શ્રેણિક મૌન રહ્યો. ચેલણાને તેણે જવાબ ન આપ્યો પણ સેવકને કહ્યું 'આ ડોસાને આપણી વૃષભશાળામાં લઈ જા અને તેને જેવો જોઈએ તેવો વૃષભ આપ.'

થોડીવારે સેવક પાછો આવ્યો અને કહ્યું 'મહારાજ! તે એકે વૃષભને પસંદ કરતો નથી'

વૃદ્ધ પુરૂષ સામું જોઈ શ્રેણિકે કહ્યું 'વૃદ્ધ પુરૂષ! આપને મારો એકે વૃષભ ન પસંદ પડયો.'

'ના. મારો વૃષભ રત્નજડિત અને સુવર્ણમય છે. એક વૃષભ તો મેં પુરો કર્યો છે બીજો પણ પુરો થવા આવ્યો છે. બીજામાં માત્ર ખુટે છે શીંગડાં અને થોડો ભાગ.

ચેલણાએ મુખમાં આંગળી ઘાલી અને તે બોલી 'ધન સંપત્તિ! છતાં અંધારી રાતે શીંગડાં માટે આ ડોસો આટલો પરિશ્રમ લે છે.' રાજારાણીએ તેનો વૃષભ જોવાનું નક્કી કર્યું અને ડોસાને વિદાય આપતા પહેલાં પુછયું, 'વૃદ્ધ પુરૂષ આપનું નામ શું?'

વૃદ્ધે કહ્યું 'મારૂં નામ 'મમ્મણ'.

'પધારો મમ્મણ શેઠ' કહી શ્રેણિકે વિદાય આપી પણ તેને ત્યાં જવાનું તેણે મનથી નક્કી કર્યું.

( ૫ )

નગર લોકોના આશ્ચર્યનો પાર નથી- તે પરસ્પર બોલતા હતા કે મહારાજા શ્રેણિક! શાલિભદ્ર શ્રેષ્ઠિને ત્યા પધાર્યા હતા ત્યારે તેમનું થયેલું સ્વાગત એ રાજગૃહીનું પૂણ્ય સ્મારક હતું. મહારાજા એમ સમજતા હશે કે મમ્મણ પણ કયાં ઓછો ધનાઢય છે. તે પણ તેના જેવું સ્વાગત કરશે

બીજો બોલ્યો 'સ્વાગત તો કરશે કે નહિ પણ મહારાજ મમ્મણને ત્યાં પધારશે ત્યારે રાજગૃહીમાં કેવા ધનાઢયો વસે છે તેનો ખ્યાલ આવશે અને સાથે સાથે તે પણ ખ્યાલ આવશે કે 'ધનનો ભોક્તા જેવો શાલિભદ્ર છે તેવો જ ભૂખે પેટે ધનનો સંચય કરનાર મમ્મણ છે.'

રાજારાણી અને અભયકુમાર મમ્મણની હવેલીએ આવ્યા. હવેલી વિશાળ હતી પણ જયાં ત્યાં ધૂળના ઢગલા હતા. મચ્છર ચાંચડનો ભંડાર હતી. મેલાં, ઘેલાં અને ચીંથરાંવાળાં કપડાં લટકતાં હતાં. રાજારાણી અને અભયકુમાર ઉપલે માળે ગયા. મમ્મણ આગળ ચાલ્યો અને તેણે એક મેલું લુગડું દૂર કર્યું તો તેજના પુંજ સરખો એક વૃષભ દેખ્યો. બીજો વૃષભ પણ પુરો થવા આવ્યો હતો પણ તે થોડો બાકી હતો. રાજા સાથે સારા સારા ઝવેરીઓ હતા. રાજાએ વૃષભને બતાવી ઝવેરીઓને પુછયું 'આમાં કેટલા સુવર્ણના હીરા હશે ?'

ઝવેરીઓએ કહ્યું 'મહારાજ ! એકેક રત્ન ક્રોડ સોનૈયાનું આ વૃષભમાં છે. અધુરા વૃષભના શીંગડાં પુરાં કરવા ક્રોડો સોનૈયા મ્હોરો જોઇએ.'

રાજા ચમકયો. તેણે અભયકુમાર અને ચેલણા સામું જોયું અને બોલ્યો 'જોઇ આમની સંપત્તિ.'

आजानुलम्बितमलीमसशाटकानां
मित्रादपि प्रथमयाचितभाटकानां

ઢીંચણ સુધી નાની પોતડી પહેરનાર અને મિત્ર પાસેથી પણ પહેલાં પૈસા માગી લેનાર આવા વાણીઆઓની લક્ષ્મી ન કળાય.

શ્રેણિકે વૃદ્ધ મમ્મણને ઉપદેશ આપતાં કહ્યું 'શેઠ ! તમારા વૃષભમાં જે રત્નો છે તેવાં રત્ન તો મારા ધન ભંડારમાં પણ નથી અને તમે ધન એકઠું કર્યાં કરો છો ! આ ધન તમારા સાથે થોડું આવવાનું છે.'

'મહારાજ ! 'દરજીનો છોકરો જીવે ત્યાં સુધી શીવે અને વાણીયાનો છોકરો તો જીવે ત્યાં સુધી કમાયજને ? મેં થોડી જ ચોરી કરીને પૈસા એકઠા કર્યા છે. પુરી મહેનતનો મારો આ પૈસો છે.' મમ્મણે પોતાની સંપત્તિ બતાવતાં કહ્યું.

શ્રેણિકે કહ્યું 'શેઠ! જે સંપત્તિ કામ ન આવે તે શા કામની ?'

પણ આ વાત મમ્મણને ગળે ન ઉતરી તે જીવ્યો ત્યાં સુધી તેણે કાળી મજુરી કરી અને ધન એકઠું કર્યા કર્યું આ મમ્મણ મરી સાતમે નરકે ગયો અને મહા કંજુસોમાં મમ્મણ શેઠનો આદર્શ મુકતો ગયો.

( આવશ્યકવૃનિર્યુક્તિ )

---

# ૩૭

# અડગ ધીરજ
## યા ને
# ગજસુકુમાળ

## (૧)

કંસના વધ બાદ દ્વારિકામાં આવી વસેલા યાદવો સોળે કળાએ ખીલ્યા. ખુબ ખુબ સંપત્તિ વધારી અને દ્વારિકા અલકાપુરીની ઈર્ષા કરે તેવી થઇ, પણ થોડાજ વખતમાં આ વાતની ખબર જરાસંઘને પડી તેણે શ્રી કૃષ્ણને અને યાદ-વોને નમાવવા પ્રયાણ કર્યું, પણ અધવચ્ચ ઘોર યુદ્ધ થયું. જરાસંઘ મરાયો અને શ્રી કૃષ્ણ વાસુદેવ બન્યા.

શ્રી કૃષ્ણની આણા ત્રણે ખંડમાં અખંડ વર્તતી હતી. શ્રી નેમિનાથ ભગવાન કે જે પોતાથી વધુ બળવાન અને પ્રતાપી હતા તે કદાચ પોતાનો પરાજય કરી રાજ્ય લઇ લેશે તેવી શ્રી કૃષ્ણની શંકા હતી તે શ્રી નેમિનાથ ભગવાને દીક્ષા સ્વીકારી ,તેથી નિર્મૂલ બની હતી.

દ્વારિકામાં સર્વત્ર શાંતિ, પ્રેમ, આનંદ અને સુખ હતું. દેવકીમાતા પોતાના પુત્ર શ્રી કૃષ્ણના પ્રતાપ, યશ અને તેજથી હરખાતાં અને '**एकेनाऽपि सुपुत्रेण सिंही स्वपिति निर्भयम्**' 'એક સારા પુત્ર વડે સિંહણ નિર્ભય સુવે છે' તે વસ્તુ જીવનમાં અનુભવતાં.

( ૨ )

બપોરની શરૂઆત હતી. સૂર્યના કિરણો દ્વારિકાના કોટિધ્વજોના મંદિરો ઉપર રહેલ સુવર્ણકળશમાં પ્રતિબિંબિત થઇ તેજને વધારતાં પૃથ્વીને ગરમ કરતાં હતાં. ત્યાં બે મુનિયુગલ દેવકીના ઘેરે 'ધર્મલાભ' બોલતું પધાર્યું. દેવકીએ ઉભા થઇ નમસ્કાર કરી મોદક વહોરાવ્યા મુનિયુગલ વહોરીને ગયું, પણ તેમનું મુખારવિંદ અને કાંતિને દેવકી ઘણીવાર સુધી સંભારતાં સ્તબ્ધ ઉભાં રહ્યાં. તેમની ચાલ અને કાંતિ શ્રી કૃષ્ણની ચાલ અને કાંતિ સરખી લાગી. શ્રી કૃષ્ણને દેખતાં જે વાત્સલ્ય ભાવ દેવકીને પેદા થતો તેવો જ વાત્સલ્ય ભાવ આ બે મુનિને દેખતાં દેવકીએ અનુભવ્યો. થોડો વખત તે વિચારમાં પડયાં અને તેમણે મન કર્યું કે લાવ પુછું કે 'તમે કોના પુત્ર છો? કયારે દીક્ષા લીધી?' ત્યાં તો મુનિયુગલ ચાલ્યું ગયું અને દેવકી ઉભાં ઉભાં તેમના માર્ગને જોઇ રહ્યાં.

થોડો સમય ન વીત્યો ત્યાં બીજું મુનિયુગલ આવ્યું અને 'ધર્મલાભ' કહી ઉભું રહ્યું. દેવકીએ જોયું તો પ્રથમ આવેલ મુનિઓ જ પાછા આવેલા તેને લાગ્યા. તેણે મોદક વહોરાવ્યા પણ તેના મનમાં થયું કે 'મુનિ કાંતો માર્ગ ભૂલ્યા છે કે કાંતો ગોચરીના અભાવે બીજીવાર પધાર્યા છે. આવી મોટી દ્વારિકામાં સાધુઓને ફરી બીજીવાર આવવું પડે એમ કેમ બને?'

દેવકીને પહેલાં જાગેલ પ્રશ્ન પુછવાનું મન થયું પણ તેણે મુનિને તે પ્રશ્ન પુછી શરમાવવાનું માંડી વાળ્યું. મુનિ

વહોરીને ગયા ત્યાં તુર્ત ત્રીજીવાર એ મુનિ પધાર્યા. દેવકીની ધીરજ ખુટી. તેણે મોદકો વહોરાવ્યા પણ વહોરાવ્યા બાદ પુછ્યું 'ભગવંત! આપ ત્યાગી મુનિઓને પણ ત્રણવાર એક ઘેર આવવું પડે તેવી સ્થિતિ દ્વારિકામાં દેખી મને ખુબ દુઃખ થાય છે. શું દ્વારિકાવાસીઓએ વિવેક ગુમાવ્યો છે. ત્યાગી મહાત્માઓનાં સન્માન તેમને આંગણેથી પરવાર્યાં છે? મહારાજ! શ્રી કૃષ્ણની દ્વારિકા આવી તે હોય? અથવા શું આપ ભૂલા પડયા તો નથી ને?'

મુનિએ કહ્યું 'અમે ભૂલા નથી પડયા કે દ્વારિકામાં ત્યાગી પ્રત્યેનાં સન્માન પણ ઘટયાં નથી. અમે સુલસા શ્રાવિકાના છ પુત્રો છીએ. પરમ પાવન નેમિનાથ ભગવાન ભદ્દિલાપુર પધાર્યા ત્યારે તેમની દેશના સાંભળી અમે છ એ ભાઇઓએ દીક્ષા લીધી છે. અમારાં સરખાં રૂપ અને સરખી આકૃતિને લઈ ઠેરઠેર આવો ભ્રમ થાય છે. આ તમારે ત્યાં પહેલો પ્રસંગ નથી. પહેલી બીજીવાર અમારા છ ભાઇઓ પૈકીમાંના અનિકયશ, અનંતસેન, નિહતશત્રુ અને અજિતસેન આવ્યા હશે, અમે દેવયશ અને શત્રુસેન છીએ. સરખી આકૃતિ અને સરખા રૂપને લઇ અમે ત્રણ વખત આવ્યા છીએ તેથી તમને ભ્રાન્તિ થઇ હશે. અમે આપને ત્યાં પ્રથમ વાર જ આવ્યા છીએ.'

મુનિયુગલ ગયું પણ દેવકીનું ચિત્ત તો તેમના ઉપરથી ખસ્યું નહિ મુનિની વાણી, ચાલ, કાંતિ અને પોતાને થયેલ રોમાંચથી દેવકીને ન સમજાય તેવી અવ્યક્ત વેદના થવા લાગી. વર્ષો પહેલાં પોતાને જન્મેલા છ પુત્રો યાદ

આવ્યા. કંસે તેને મરાવી નાંખેલા તે સાંભરતાં કમકમી ઉત્પન્ન થઇ અને તેને લાગ્યું કે 'મુનિઓ ભલે કહે સુલસા શ્રાવિકાના અમે પુત્રો છીએ પણ રખેને તે મારા પુત્રો તો નહિ હોય!'

( ૩ )

દેવકીને આખી રાત ઉંઘ ન આવી. તેને કંસે વધ કરેલ જગપ્રસિદ્ધ વાતમાં અશ્રદ્ધા લાગી. સવાર પડતાં દેવકી ભગવાનના સમવસરણમાં ગઈ, દેશના પૂર્ણ થયા બાદ તેણે ભગવાનને પુછયું. 'ભગવંત! કાલે મારે ત્યાં વહોરવા પધારેલ છ મુનિઓને દેખી શ્રી કૃષ્ણ જેવો મને કેમ વાત્સલ્ય ભાવ જાગ્યો? ભગવંત આ પુત્ર કોના?'

ભગવંતે કહ્યું 'દેવકી! આ છએ પુત્રો તારા જ છે. તારા જન્મેલા છએ પુત્રોને હરિણૈગમેષી દેવે સંહરીને સુલસાને સોંપ્યા છે. સુલસા તેની પાલક માતા છે અને તું તેની જન્મદાત્રી છે.' દેવકીના રોમાંચ ખડાં થયાં. સ્તનમાંથી દુધની ધારા છૂટી. દેવકીએ છએ પુત્રોને વંદન કર્યું અને રોતાં રોતાં તે બોલી, 'ભગવંત! મને કોઈ ઓરતો નથી. માત્ર ઓરતો એટલો જ રહ્યો છે કે સાત સાત પુત્રોની માતા છતાં મેં એકે પુત્રને પણ રમાડયો નહિ. આ છ પુત્રોને સુલસાએ ઉછેર્યા અને શ્રી કૃષ્ણને યશોદાએ ઉછેર્યો. હું પુત્રવાળી છતાં સ્તનપાન કરાવ્યા વિનાની રહી.'

'દેવકી! ખેદ ન કર! આ જગતમાં બધીએ વસ્તુની પ્રાપ્તિમાં અને અપ્રાપ્તિમાં પૂર્વભવે કરેલાં કર્મ કારણ હોય છે. તેં પૂર્વભવમાં શોકયનાં સાત રત્નો હર્યા હતાં. તે જ્યારે

ખુબ રડી ત્યારે તેં તેને એક રત્ન પાછું આપ્યું અને છને તો તેં છુપાવ્યાંજ. આ કર્મ આ ભવે તને ઉદય આવ્યું. તેથી એક પુત્ર તને તારો થઇ મળ્યો અને છ પુત્રથી તું વંચિત રહી.'

દેવકી કર્મવિપાક ચિંતવતાં ઘેર ગયાં પણ તેનો પશ્ચાતાપ શમ્યો નહિ. પુત્રની લાલસા તેમને પ્રબળ જાગી. અને તેમાં પણ પુત્રના લાલન પાલન વિનાનું સ્ત્રીજીવન તેમને નકામું ભાસ્યું. શ્રી કૃષ્ણે હરિણૈગમેષી દેવને આરાધ્યા. દેવે વરદાન આપ્યું અને તેથી શ્રી દેવકીએ જે પુત્રનો જન્મ આપ્યો તેનું નામ પાડયું **ગજસુકુમાળ.**

(૪)

દેવકીએ ગજસુકુમાળને ધરાઇ ધરાઇને ઉછેર્યો. આંખના પલકારા જેટલો તે તેને અલગ નહોતાં રાખતાં. તે તેમને મન પહેલું અને છેલ્લું રતન હતું. પંખિણી બચ્ચાંને ગમે તેમ લપેટે પણ પાંખ આવતાં પંખી થોડાં જ માળામાં પડી રહે છે.

ગજસુકુમાળ યૌવનવય પામ્યો. તે બે કન્યાઓને પરણ્યો. એક દ્રુમ રાજાની પુત્રી પ્રભાવતી અને બીજી સોમશર્મા બ્રાહ્મણની પુત્રી સોમા. બન્ને સ્ત્રીઓ, માતાનો પ્યાર અને શ્રી કૃષ્ણની મમતા છતાં ગજસુકુમાળનું ચિત્ત વૈરાગ્ય અને સંયમ તરફ જ તલસતું હતું. તેનું સ્થાન તો તેણે પોતાના છ મોટા ભાઇઓના સ્થાનમાં જ નક્કી કરી રાખ્યું હતું.

એક વખત શ્રી નેમિનાથ ભગવાન સહસ્રાવનમાં પધાર્યા. ભગવાનની દેશના સાંભળી.

દે દેશના પ્રભુ નેમિજી રે, આ છે અસાર સંસાર;
એક ઘડીમાં ઉઠ ચલે રે, કોઇ નહિ રાખણુહાર.
વિધ વિધ કરીને હું કહું રે, સાંભળો સહુ નર નાર;
અંતે કોઇ કેહનું નહી રે, આખર ધર્મ આધાર.

ગજસુકુમાળનો વૈરાગ્યઅંકુર પલ્લવિત થયો. તેણે માતા-દેવકી અને શ્રી કૃષ્ણ પાસે અનુમતિ માગી આંખથી પલવાર છુટા ન મુકેલા ગજસુકુમાળને દીક્ષાની અનુમતિ આપતાં દેવકીને ખુબ આકારૂં લાગ્યું પણ છેવટે ગજસુકુમાળના દૃઢ નિશ્ચય આગળ દેવકીને નમવું પડ્યું. ગજાસુકુમાળે દીક્ષા લીધી અને ભગવાનના ચરણકમળનું શરણું સ્વીકાર્યું.

( ૫ )

આજ્ઞા આપો જો નેમિજી રે લાલ, કાઉસગ કરૂં સમશાન રે;
મન થિર રાખીશ માહરૂં રે લાલ, પામું પદ નિર્વાણ રે.
આજ્ઞા આપી નેમિજી રે લાલ, આવ્યા જિહાં સમશાન રે;
મન થિર રાખી આપણું રે લાલ, ધરવા લાગ્યા ધ્યાન રે.

સંધ્યાનો સમય હતો. સૂર્યનારાયણ ક્ષિતિજમાં આથમતા હતા, ઉઘાડા શરીરે કાઉસ્સગધ્યાને એક યુવાન મહા મુનિ શ્મશાનમાં આત્મ રમણમાં તલ્લીન હતા. જગતની નશ્વરતા અને અસારતા સામે ભડભડ બળતી ચિતાઓ તેમના ધ્યાનમાં વેગ આપતી હતી. અને ક્રુર પક્ષિઓના અવાજો તેમના હૃદયને મક્કમ બનાવતા હતા. ત્યા સોમશર્મા બ્રાહ્મણ આવ્યો. આ સોમશર્મા ગજસુકુમાળનો સસરો થતો

હતો. તેણે જ્યારે ગજસુકુમાળને જોયા કે તેને તેની આંખમાં અંગાર વછુટી. તે બોલ્યો 'આને મોક્ષની તમન્ના હતી, સંયમની હઠ હતી, અને ત્યાગનાં પુર તેના હૃદયમાં વહેતાં હતાં તો મારી પુત્રીને પરણવાની શી જરૂર હતી? પતિ વિહોણી બનેલી સ્ત્રીનું શું થશે તેનો વિચાર કર્યા વિના ચાલી નિકળેલ આવા ઢોંગીને મારે પુરી શિક્ષા કરવી જોઇએ.'

ક્રોધની જ્વાળાએ ધગધગતા સોમિલના હૃદયને શ્મશાનના અંગારાએ વધુ પ્રજ્વલિત કર્યું. તે એક ઢીબ લઇ આવ્યો અને મુનિના માથા ઉપર ગારાથી ચોંટાડી મુકી તેણે તેમાં ઠસોઠસ અગારા ભર્યા. અને બોલ્યો 'આને મોક્ષે જવાની ઉતાવળ છે તો લો હું તેને જલદી મોક્ષે મોકલું છું.' મુનિનું શરીર સળગવા લાગ્યું. સાથે કર્મો પણ સળગી ઉઠયાં અને મુનિએ વિચાર્યું કે 'સોમશર્મા! ખરેખર મને મોક્ષ પાઘડી પહેરાવે છે.' આ મરણાંત ઉપસર્ગને ગજસુકુમાળે સુઅવસર સમજી વધાવ્યો. મન મક્કમ કર્યું. દેહ અને આત્માનો પૃથક્ ભાવ વિચાર્યો. ઢીબમાં ભરેલા અંગારાએ તાજા મુંડન કરેલા ગજસુકુમાળના માથાની ચામડી સેકી માંસ અને લોહીની ધારાઓ વહેવરાવી. બાળમુનિ ગજસુકુમાળે સોમશર્મા ઉપર શમામૃતની ધારા વહેતી મુકી. તેમણે હૃદયથી સોમશર્માને સત્કાર્યો અને કહ્યું કે, 'મરણાંત ઉપસર્ગ આપનાર સોમશર્મા! તમે ખરા મારા ઉપકારી છો, સંયમની આરાધનાની મક્કમતા આવી પરીક્ષા વિના થોડી જ સમજાતી? હે ચેતન! મક્કમ બન, ગર્ભાવાસનાં અનંતવારના દુઃખો આગળ આ એક વખતનું દુઃખ શા હિસાબમાં છે?'

મુનિએ મન દૃઢ કર્યું. અંગારાએ આખું શરીર જોતજોતામાં ભઠંથારૂપ કરી નાંખ્યું.

ફટ ફટ ફુટે હાડકાં રે લાલ, તટ તટ ત્રુટે ચામ રે
સંતોષી સસરો મળ્યો રે લાલ, તુરત સર્યું તેનું કામ રે.

અસહ્ય અને અપાર વેદના મુનિએ મિલિત નયને અને પ્રશાંત હૃદયે સહી. આત્મરમણમાં જીવને પરોવ્યો. શુકલ ધ્યાનની ધારામાં આગળ વધતા ગજસુકુમાળે તેજ રાત્રિએ આ બાજુ કૈવલ્ય મેળવ્યું અને બીજી બાજુએ નશ્વર દેહનો ત્યાગ કરી તેમનો અમર આત્મા અમરધામ—મુક્તિ-નિલયમાં જઈ વસ્યો.

સોમિલ ભડભડ સળગતા ગજસુકુમાળને દેખી હરખાયો અને 'કુમળી બાળાના જીવનને ભડભડ સળગાવતા તારે માટે આજ શિક્ષા બરાબર છે એમ બોલતો નગર તરફ ચાલ્યો.

( ૬ )

બીજે દિવસે શ્રી કૃષ્ણે ભગવાન નેમિનાથને વંદન કરી બીજા મુનિઓને વાંદ્યા પણ તેમાં ગજસુકુમાળને નહિ દેખવાથી ભગવાનને પુછ્યું 'ભગવંત! ગજસુકુમાળ મુનિ કયાં છે?'

ભગવાને ગજસુકુમાળનો મોક્ષ ગમન સુધીનો સર્વ વૃત્તાન્ત કહ્યો. આ વૃત્તાન્ત સાંભળતાં શ્રી કૃષ્ણને અંધારાં આવ્યાં. સોમશર્મા ઉપર તેને ભયંકર ક્રોધ ચડ્યો. આ સમાચાર સાંભળતાં દેવકીમાતાની શી સ્થિતિ થશે તે વિચારે અને પોતે બાંધવ વિનાનો બનતાં નિરાધાર બની ગુંચવાયો.

ભગવાને ધીરજ આપતાં શ્રી કૃષ્ણને કહ્યું. 'ગજસુકુમાળને એકજ રાતમાં આવી મહાસિદ્ધિ અપાવનાર સોમશર્મા ઉપર તમે ક્રોધ ન કરો. તમારોજ દાખલો લ્યો, તમે અહિં આવતા હતા ત્યારે એક વૃદ્ધ બ્રાહ્મણને મઢુલી ચણવા માટે ઇંટો ઉપાડતાં તમે જોયો. આ જોઇ બ્રાહ્મણની તમને દયા આવી અને તમે તથા તમારા પરિવારે ઇંટો ઉપાડવામાં મદદ કરી તેનું કામ જલદી પતાવ્યું. સોમશર્માએ ઉપસર્ગો સહેતા ગજસુકુમાળને મરણાંત ઉપસર્ગ આપી સિદ્ધિ અપાવી છે. દેવકીનો નાનો પુત્ર સૌ પુત્રો કરતાં પહેલો મુક્તિએ પહોંચ્યો અને એ રીતે સૌ કરતાં ખરેખર મોટો બન્યો છે.'

ભગવાનને વાંદી શ્રી કૃષ્ણ શ્મશાન ભૂમિ તરફ ઉપડયા ત્યાં નગરમાં પ્રવેશતો સોમશર્મા સામે મળ્યો. તે શ્રી કૃષ્ણને જોતાં ભયથી ધ્રુજતો ત્યાં જ ઢગલો થઇ પડી મૃત્યુ પામ્યો. શ્રી કૃષ્ણનો ક્રોધ શમ્યો. ગજસુકુમાળના પ્રસંગ પછી શિવાદેવી, ભગવાનના ભાઇઓ શ્રી કૃષ્ણના પુત્રો વિગેરે અનેક યાદવોએ દીક્ષા લીધી અને પોતાનાં આતમકાજ સાર્યાં. આમ આ મહાપુરૂષે મરણાંત ઉપસર્ગ સહી પોતાની આત્મ સાધના સાથે અનેકની આત્મસાધનાનું નિમિત્ત આપ્યું.

ગજસુકુમાળ મુગતે ગયા રે લાલ, વંદુ વારંવાર રે,
મન થિર રાખ્યું આપણું રે લાલ, પામ્યા ભવનો પાર રે.

(ઉપદેશમાળા)

———

# ૩૮

# એક ભવમાં અનેક ભવ

## યાને

# અઢાર નાતરાં

## ( ૧ )

જગત્‌માં સદૃશતા અને વિસદૃશતા બન્ને સરખી રીતે છે. પશુ, પંખી, માણસ બધાં સરખાં લાગે છે, તેમ તે દરેકમાં ભિન્નતા પણ લાગે છે. આમ માણસ માણસના ભાગ્યમાં પણ તેવો જ ફેર હોય છે. નાના બાળકોના ભાગ્યમાં પણ અનેકવિધ ભાગ્યરેખાઓ આલેખાયેલી હોય છે.

મથુરા નગરીમાં કુબેરસેના નામની વેશ્યા. રૂપ, સમૃદ્ધિ અને યૌવન ત્રણે તેનાં અથાગ. રાજા, મહારાજા, શ્રેષ્ઠિઓ અને જુગારીઓ તેના રૂપનાં દર્શન કરવા તેની હવેલીએ આવે અને તેને જોઇ હજારો લાખો રૂપીયા ન્યોછાવર કરી જાય.

વેશ્યાનો ધંધો એ તો પ્રેમનો ઉદ્દીપક. પ્રેમને સ્થિર રાખવાનું ત્યાં ન હોય. ટેકરા ઉપરનું પાણી તુર્ત વહ્યું જાય પણ કોઈ વખત ખાડખૈયામાં ભરાઇ પણ રહે તેમ એક વખત કુબેરસેનાએ ગર્ભને ધારણ કર્યો અને તેને સાચવી બાળકની માતા થવાની તેને ઝંખના જાગી. અક્કાએ ઘણું ઘણું સમજાવ્યું પણ તે ન માની. આ પછી તેણે પુરા દિવસે પુત્ર પુત્રીનો જન્મ આપ્યો.

પુત્રપુત્રીને દેખી કુબેરસેના હરખાણી પણ વેશ્યાજીવન ઉપર નજર નાંખી ત્યારે તેણે નિઃશાસો નાંખ્યો અને બોલી 'મારૂં ભાગ્ય કયાં છે કે હું પુત્રપુત્રીને લડાવું ?'

તેણે દસ દીવસના તે બે બાળકોનાં નામ કુબેરદત્ત અને કુબેરદત્તા રાખ્યાં. તે બાળકો માટે તેણે સુંદર સુવર્ણની વીંટી કરાવી તેમને પહેરાવી. રેશમી વસ્ત્રોમાં લપેટયાં. એક સુંદર લાકડાની પેટી મંગાવી તેમાં બે ખાના કરાવ્યાં. તેમાં સુંદર રેશમી નાની ગાદી પાથરી અને તે બન્ને બાળકોને તેમાં મુકયાં. આ પછી કુબેરસેનાએ આંખમાં આંસુ સાથે તે પેટી દાસીને આપી યમુના નદીમાં વ્હેવરાવી

( ૨ )

યમુનાનું પાણી કાળું અને તે કાળા પાણી ઉપર કાળા કૃત્યને સૂચવતી કુબેરસેનાએ વહેતી મુકેલી પેટી તણાતી તણાતી શૌર્યપુર નગરના કિનારા તરફ આવતી હતી. કાંઠે રહેલ બે વાણીઆઓની નજર એકદમ તેના ઉપર પડી. બન્નેએ નક્કી કર્યું કે 'આપણે બન્નએ તે પેટીમાં જે હોય તે અર્ધું અર્ધું વ્હેંચી લેવું.' નદીનો પ્રવાહ જોરમાં હતો. જોતજોતામાં પેટી પાસે આવી એટલે તેમણે ખેંચી કિનારે આણી. બન્ને જણાએ એકાંત ઠેકાણે લઇ જઇ પેટી ઉઘાડી તો એક છોકરો અને એક છોકરી, બન્ને તેમાં આનંદથી રમતાં હતાં બન્ને વાણીઆઓ આશ્ચર્ય પામ્યા. ઘણા તર્કવિતર્ક કર્યા પણ તેનો તાગ તુર્ત ન મેળવી શકયા.

આ બે વણિકોમાં એકને ઘેર છોકરો હતો પણ છોકરી ન હતી. બીજાને છોકરાનો ખુબ ખપ હતો. આથી વિના

તકરારે એક જણ છોકરાને લઇ ગયો અને બીજો છોકરીને લઇ ગયો.

શૌર્યપુરમાં આ બન્ને બાળકો ખુબ વૈભવથી ઉછર્યાં અને મોટાં થયાં. કુબેરદત્ત ઉંમર લાયક થયો અને કુબેરદત્તા પણ ઉંમર લાયક થઇ. આ બન્ને શેઠને એકજ સાથે એવું સુજ્યું કે કુદરતે આપણને નદીમાં સાથે તરતાં આપ્યાં હતાં તો આપણે પણ તેમને સાથે જ સંસારસાગરમાં તરાવીએ. બન્ને જણાએ તેમનો વિવાહ કર્યો. અને સારા મુહૂર્તે તેમને પરણાવ્યાં.

( ૩ )

રાત્રિનો સમય હતો. આકાશમાં ચાંદની ખીલી હતી. ઉપલા માળના ઝરૂખે કુબેરદત્ત અને કુબેરદત્તા સોગઠબાજીએ રમતાં હતાં. બન્ને પુરા રંગરાગમાં હતા ત્યાં કુબેરદત્તની આંગળીએથી વીંટી નીકળી પડી અને કુબેરદત્તાના ખોળામાં પડી. કુબેરદત્તાએ એ વીંટીને અને પોતાની અંગુઠીને ધારી ધારી જોઇ. એક સરખો ઘાટ અને એક સરખાં કુબેરદત્ત અને કુબેરદત્તા નામ જોઇ તે બહુ વિચારમાં પડી. કુબેરદત્તે કુબેરદત્તાના હાથમાંથી વીંટી ઝુંટવી લીધી અને પુછ્યું 'શું વીંટીમાં જુએ છે?'

'કાંઇ નહિ' એમ કુબેરદત્તાએ નિઃશાસો નાંખી કહ્યું.

કુબેરદત્તને તેમાં કાંઇ ઉંડું કારણ લાગ્યું અને તેણે પુછ્યું 'સાચું કહે તું શા વિચારમાં પડી?'

કુબેરદત્તા બોલી 'નાથ! મને કાંઇ સમજણ પડતી નથી. જુઓ આ મારી વીંટી અને તમારી વીંટી. એક

સરખી આકૃતિ છે અને એક સરખાં નામ છે. એક ઉપર કુબેરદત્ત અને બીજા ઉપર કુબેરદત્તા લખ્યું છે. હું બાળપણથી આ વીંટી પહેરૂં છું અને આપ પણ બાળપણથી પહેરતા હશો. આ વીંટીમાં કોઇ સંકેત નહિ હોય ?'

કુબેરદત્તે કુબેરદત્તાના હૃદયને બીજે ખસેડવા કહ્યું 'આવા ખોટા તર્ક શા માટે કરવા ? તું કાલે તારી માતાને પુછજે, હું પણ કાલે મારા માતાપિતાને પુછી જોઇશ. તેમને તો ખબર હશેને ?'

'બહુ સારૂં !' કહી બન્નેએ બાજી સમેટી.

આખી રાત કુબેરદત્તાને ઉંઘ ન આવી. તેણે અનેક તર્કવિતર્ક કર્યા. તેમાં તેને એમ પણ લાગ્યું કે 'જોડલે જન્મેલાં અમે ભાઇ બ્હેનો તો નહિ હોઇએ ! અને ગમે તે કોઇ કારણે અમને માતાએ આ સંકેતની વીંટી પહેરાવી તજી તો નહિ દીધાં હોય ?'

સવાર પડયું. બન્ને જણાને અચંબો હતો. એટલે સૌ પહેલાં છેમણે વીંટીના મૂળ સંબંધી પિતાને પુછયું. બન્ને વણિકોએ જે વાત હતી તે કહી દીધી અને કુબેરદત્તાના તર્કને સંમતિ આપી.

કુબેરદત્તાને પશ્ચાતાપનો પાર ન રહ્યો. તે ચિંતવવા લાગી 'અરે રે ! ભાઇ બ્હેન થઇ અમે પતિપત્ની બન્યાં. એક ભવમાં આવા નિંદનીય બે ભવ ! શું કરૂં ? કયાં જાઉં ? કઈ રીતે બહાર મુખ કાઢું ?' તેણે માતા પિતાને કહ્યું 'માતપિતા ! તમે જાણતા હતા છતાં આવા કુકૃત્યના અંધારામાં તમે અમને ધકેલ્યાં. તમે શું કરો ? અમારૂં એવું કોઇ હત દૈવ ! શું થાય ?'

કુબેરદત્તા વૈરાગ્ય માર્ગે વળી સાધ્વી થઇ અને કુબેરદત્ત શરમનો માર્યો શૌર્યપુર છોડી વેપાર અર્થે પરદેશ ગયો.

( ૪ )

કુબેરદત્તા સાધ્વીએ ઉગ્ર તપ તપવા માંડયું. તેને પુર્વકર્મનો પુરો પશ્ચાતાપ હતો અને સાથે સાથે તે પણ વિચાર હતો કે પરભવના ભયંકર માઠા કર્મ વિના આવો ભાઇ બ્હેનનો સંબંધ આ ભવમાં મારો ન બનત. થોડાજ વખતમાં કુબેરદત્તાને અવધિજ્ઞાન થયું.

કુબેરદત્તાએ અનુમાનથી તો જાણ્યું હતું કે અમે ભાઇબ્હેન છીએ પણ હવે જ્ઞાનથી તેણે તાદશ જોયું કે કુબેરસેના મારી માતા હતી અને કુબેરદત્ત મારો સાથે જન્મેલો બાંધવ હતો. તેણે કુબેરદત્તને નીહાળ્યો તો તે મથુરામાં લાખો કરોડો કમાયો હતો. અને કુબેરસેનાને તે ધણિયાણી બનાવી તેની સાથે સુખ વિલસતો હતો કુબેરસેનાએ એક પુત્રનો જન્મ પણ આપ્યો હતો. કુબેરસેના અને કુબેરદત્ત બન્ને તેને આનંદથી ઉછેરતાં હતાં.

જ્ઞાની સાધ્વીને આ બધું દૃશ્ય જોઇ સંસારની અકળતા અને અસારતા સુગ ઉપજાવે તેવી લાગી. તેમને બન્નેનો નિસ્તાર કરવાની ભાવના જાગી અને મથુરા તરફ વિહાર કર્યો.

( ૫ )

મથુરાના રાજમાર્ગ વિંધી કુબેરદત્તા સાધ્વી એક હવેલી પાસે આવ્યાં. આ હવેલી કુબેરદત્તની હતી. પાસે જ એક ઉપાશ્રય હતો સાધ્વીએ ત્યાં વાસ કર્યો

કુબેરસેના વર્ષો સુધી વેશ્યા જેવી હતી પણ હવે તે કુબેરદત્તથી સંતુષ્ટ હતી. કુબેરદત્તની ઋદ્ધિ, રૂપ અને યૌવન એ બધાથી સંતુષ્ટ હતી. સાથે સાથે તેને કુબેરદત્ત ઉપર ગમે તે કારણે અગમ્ય આકર્ષણ પણ હતું. તેનો ભેદ તે ઘણીવાર ઉકેલવા મથતી પણ ઉકેલી શકતી નહિ.

થોડા દિવસ થયા ત્યાં કુબેરસેના સાધ્વી પાસે આવવા જવા માંડી. બન્નેનો ખુબ પરિચય થયો. કુબેરસેના પુત્રને સાધ્વી આગળ મુકી ઘરનું કામ કરતી. એક વખત પુત્ર છાનો રહેતો નથી અને તાણી તાણીને રોવે છે. સાધ્વી દૂર દૂર રહી હાલરડું ગાય છે.

ઈણ અવસર નાનો બાલુડો રે કાંઇ, પારણે પોઢયો જેહ;
ગાઉં હાલરૂઆં.
હાલો હાલો કહી હુલાવતી રે કાંઇ, સાધવી ચતુર સુજાણ.
સગપણ તારે માહરે રે કાંઇ, સાંભળ સાચી વાત સુણ તું બા૦
કાકો ભત્રીજો પોતરો રે કાંઈ, દીકરો દેવર ભાઈ,
સુણ તું બાલુડા.

'હે બાળક તારે અને મારે અઢાર સગપણ છે, છ કહ્યાં બીજાં છ સાંભળ તારી માતા તે મારી પણ માતા થાય છે. અરે મારી માતા તો ખરી પણ મારા બાપની પણ માતા છે. તારી માતા મારા ભાઇની વહુ થાય છે. મારી સાસુ થાય છે અને મારા છોકરાની વહુ પણ છે.'

કુબેરદત્ત ઘરમાં હતો. તેને આ સાધ્વી શું બોલે છે તેની ખબર ન પડી. તેણે કુબેરસેનાની સામે જોયું અને પુછયું કે 'આ સાધ્વી આ શું બોલે છે? ગાંડાં તો નથી થયાને?'

કુબેરસેનાએ કહ્યું 'ના રે ના! જ્ઞાની સાધ્વી છે! પણ કેમ આમ બોલે છે?' ત્યાં સાધ્વીનો અવાજ આવ્યો.

'બાળક છાનો રહે. જો તારા પિતા છે તે મારા ભાઈ થાય છે, તારા બાપ મારા પણ બાપ થાય; તારો બાપ તારો ભલે બાપ રહ્યો પણ મારા તો પિતામહ થાય. વધુ શું કહું બાળક! તારો બાપ મારો પતિ પણ છે, પુત્ર પણ છે અને સસરો પણ છે!'

કુબેરસેના અને કુબેરદત્ત બહાર આવ્યા અને સાધ્વીજીને કહેવા લાગ્યા, 'મહારાજ! આ શું જેમ તેમ બોલો છો?'

સાધ્વીએ કહ્યું 'મહાનુભાવ! હું બધું સાચું કહું છું. કાંઈ ખોટું કહેતી નથી.' 'આ તમે હમણાં બોલ્યાં તે બધું સાચું કહો છો?' કુબેરદત્તે પુછ્યું.

'હા.'

'શી રીતે?' કુબેરદત્તે પુછ્યું.

સાધ્વીએ કુબેરસેનાએ પુત્રપુત્રીને નદીમાં વહેવરાવ્યા ત્યાંથી માંડીને ઠેઠ સુધીનો બધો સંબંધ કહ્યો, અને અઢારે સગપણ સમજાવ્યાં.

કુબેરદત્ત અને કુબેરસેના બન્ને લજ્જા પામ્યાં. કુબેરદત્તે પોતાની બહેનને ઓળખી. પોતાના કુકૃત્યની પરંપરા માટે તેને દુગંછા ઉપજી. સંસારમાં પ્રાણી જુદા જુદા ભવોમા જુદા જુદા સંબંધો પામે છે, પણ તેણે તો એક ભવમાં અનેક ભવ કર્યા જાણી તિવ્ર પશ્ચાતાપપૂર્વક સંયમ લીધું અને કુબેરસેના શુદ્ધ શ્રાવિકા બની.

**સંસાર વિષય વિકાર ગિરૂઆ, દુઃખના ભંડાર એ.**

———

(ઉપદેશપ્રાસાદ)

## ૩૯

# દુનીયાનો મેળો
### યાને
# ચંદનમલયાગિરિ

(૧)

અર્ધ રાતનો સમય હતો. સર્વત્ર શાંતિ હતી. ત્યાં પથારીમાં સૂતેલા કુસુમપુરના રાજા ચંદને 'રાજા! તારી માઠી દશા થશે, જીવતા જવું હોય તો તું જલદી ચાલ્યો જા' રાજાએ એકવાર બેવાર આ શબ્દ સાંભળ્યા. આમ તેમ જોયું પણ કોઈ ન દેખાયું. રાજા ઉભો થયો તો રૂપરૂપના અંબાર સરખી એક દેવી નજરે પડી અને તે 'હું તારી કુળદેવી છું' એમ કહી અદૃશ્ય થઇ ગઇ.

સવાર પડયું. રાજાએ રાણી મલયાગિરિને બોલાવી શાંત ચિત્તે કહ્યું 'દેવિ! રાત્રિએ કુલદેવીએ સમાચાર આપ્યા છે, કે 'તારે માથે ભારે વિપત્તિ પડશે. વિપત્તિ આપણને ઘેરે અને આપણે બેહોશ થઇ નીકળીએ તે કરતાં આપણે સામે પગલે જઇ તેને ભેટવા કેમ ન નીકળવું.' રાણીએ રાજાના વચનમાં સંમતિ આપી, અને સાયર તથા નીર આ બન્ને પુત્રોને સાથે લઇ રાજારાણીએ પ્રયાણ કર્યું.

(૨)

રાજા ચંદન, રાણી મલયાગિરિ, સાયર તથા નીર કુંવર સાથે રાજ કુટુંબ ફરતું ફરતું કુશસ્થળ નગરમાં

આવ્યું. તેમના પગ ખુલ્લા હતા. શરીરે ઉઝરડા પડયા હતા. ફરતાં ફરતાં ચંદને કુશસ્થળમાં એક શેઠને ત્યાં પુજારીની ચાકરી શોધી કાઢી અને મલયાગિરિએ લાકડાંની ભારી બાંધી વેચવાનું કામ આરંભ્યું.

કુશસ્થળ બહાર એક ઝુંપડી બાંધી ચંદન નોકરી બાદ રાત્રે ઝુંપડીએ આવતો અને મલયાગિરિ પણ લાકડાં વેચી જે આવે તેનાથી બે બાળકોનું પોષણ કરતી. રાતે ચારે એકઠાં થતાં અને સવારે વિખુટાં પડતાં.

સાંજનો સમય હતો એક પરદેશી સોદાગર ચોગાનમાં બેઠો હતો. ત્યાં મલયાગિરિનો 'લાકડાં લો લાકડાં લો' એવો અવાજ તેના કાને પડયો. ઘંટડીના રણકા સરખા આ અવાજથી સોદાગરે અવાજની દિશામાં મોઢું ફેરવ્યું તો એક સુંદર સ્વરુપવાન સ્ત્રી લાકડાં વેચતી હતી. સોદાગરે બાઇને બોલાવી અને કહ્યુ 'આમ આવ ઉતાર ભારી' બાઇએ ભારી ઉતારી, પણ સોદાગરની દૃષ્ટિ લાકડાં જોયા કરતાં તેના આંગોપાંગને જોવામાં રોકાઇ. બાઇએ કહ્યું 'શેઠ પૈસા આપો, મારે વખત થાય છે.' સોદાગરે ધાર્યા કરતાં વધુ કિંમત આપી અને મલયાગિરિ તે લઈ ઝુંપડીએ ગઇ.

રોજ મલયાગિરિ ભારી લાવે છે અને સોદાગર બમણા ત્રણગણા પૈસા આપે છે. ત્રણ ચાર દિવસ વીત્યા ત્યાં મલયાગિરિએ ભારી ઉતારી કે તુર્ત સોદાગરના સશક્ત સેવકોએ મલયાગિરિને ઉપાડી રથમાં નાંખી રથ હંકાર્યો. મલયાગિરિએ ઘણા છુટવા ફાંફાં માર્યાં પણ તે કાલભૈરવો આગળ નકામાં હતાં. થોડે દૂર ગયા એટલે સોદાગરે કહ્યું 'મલયાગિરિ !

આ શરીર શું લાકડા વેચવા માટે યોગ્ય છે. તું મારી અર્ધાંગના બન અને આ બધો વૈભવ તારો સમજી મારી સાથે રહે.' મલયાગિરિએ હાથ કાને દીધા અને બોલીઃ

**અગ્નિ મધ્યે બળવો ભલો ભલો જ વિષકો પાન,**
**શીલ ખંડવો નહિ ભલો નહિ કુછ શીલ સમાન,**

સોદાગર ! દુર ખસ. મારા હૈયામાં જીવ હશે ત્યાં સુધી હું શિયળ નહિ ખંડુ. મારા શિયળ ખંડવાનો પ્રયત્ન થશે તો તારા હાથમાં મારા મૃતક સિવાય કાંઇ હાથ નહિ આવે. સોદાગર ડઘાયો અને તેને ધીમે ધીમે અનુકુળ કરવાના પ્રયત્નમાં પરોવાયો.

આ પછી મલયાગિરિ સોદાગર સાથે રહે છે તંપ, જ્ઞાન, ધ્યાન અને જીનેશ્વર ભક્તિમાં પોતાનો સમય ગાળે છે.

( ૩ )

ચંદનરાજા વણિકને ત્યાં પૂજા વિધિ પતાવી રાત પડતાં ઝુંપડીએ આવ્યો તો સાયર અને નીર બન્ને ધ્રુસકે ધ્રુસકે રોતા હતા. ચંદને તેમનાં આંસુ લુછયાં અને કહ્યું 'બેટા કેમ રડો છો? તમારી માતા કયાં ગઇ?' બાળકોએ કહ્યુ' 'કોણ જાણે કેમ હજુ સુધી આવી નથી? અમે કેટલીએ વાર તેની રાહ જોઈ પણ દેખાતીજ નથી.'

ચંદન બહાર નીકળ્યો. આમ તેમ ફર્યો જે કોઇ મળ્યું તે બધાને પુછયું 'કોઇએ દીઠી ભારા વેચનારી મલયાગિરિને!' કોઇએ ના કહી, તો કોઇએ જવાબ સરખો ન આપ્યો. ચંદને મનને સ્થિર કર્યું અને વિચાર્યું કે 'હું મગજનું સમતોલપણું ખોઈશ તો આ બે બાળકોનું શું થશે !'

ઝુંપડીએ આવી બે બાળકોને લઇ ચંદને કુશસ્થળ છોડયું. સીમાડે વનનિકુંજના ઉદ્યાનમાં જે મળે તે બધાને પુછે છે કે 'કોઇએ દીઠી મારી મલયાગિરિ!' પશુઓને પંખીઓને વનના ઝાડોને અને સુસવાતા પવનને બધાને પુછે છે કે 'બતાવો બતાવો એ કઠિઆરણ મલયાગિરિને!' કોઈ તરફથી તેને જવાબ ન મળ્યો.

ઘડી દોડતો,, ઘડી વિસામો લેતો અને નિસાસા નાંખતો ઠેર ઠેર આથડતો ચંદન વનનિકુંજમાં અને માર્ગોમાં 'એ મલયાગિરિ એ મલયાગિરિ' કરતો બુમો પાડે છે અને મગજની સમતોલતા ખોવા જેવો થાય ત્યાં સાયર અને નીર કહે છે 'પિતા ભૂખ લાગી છે.' ચંદન કોઈવાર વનનાં ફળો તો કોઇવાર પાંદડાં ચવરાવી બાળકોને જીવાડે છે અને પોતે પણ તે રીતે જીવે છે.

માર્ગે જતાં ઘુઘવાટા કરતી નદી આવી. ચંદને આ કિનારે સાગરને ઉભો રાખ્યો અને નીરને માથા ઉપર બેસાડી નદી પસાર કરી તેને સામે કાંઠે મુકયો, પાછા ફરતાં નદીનો વેગ વધ્યો. ચંદનનું શરીર શોક, ભૂખ અને કષ્ટથી શિથિલ હતું. તેણે પગ ટેકવવા ઘણો પ્રયત્ન કર્યો પણ પગ ન ટકયો તે નદીમાં તણાયો. તણાતાં તણાતાં બેટા સાગર! બેટા નીર! કહી બુમો પાડી પણ તે બધી બુમો નદીના ઘુઘવાટામાં ડુબી ગઇ. એક બે ગડથલીયાં ખાધાં ત્યાં એક લાકડું ચંદનના હાથમાં ચડયું. ઘડીક ઉંચે તો ઘડીક નીચે પછડાતું લાકડું આનંદપુર નગરના સીમાડે છીછરા પાણીએ, અટકયું અને ચંદન પણ ત્યાં અટકયો. નદીની બહાર નીકળતાં તે બોલ્યોઃ

**કિહાં ચંદન કિહાં મલયાગિરિ કિહાં સાયર કિહાં નીર**

તેની આંખે અંધારાં આવ્યાં. તે પડી ગયો. થોડીવારે વનના પવને સ્વસ્થ થયો અને ગામમાં જઇ એક સુના ઓટલે બેઠો. ઘડીક નિસાસા નાંખે છે તો ઘડીક હે દૈવ! 'કિહાં ચંદન કિહાં મલયાગિરિ' કહી મલયાગિરિ અને સાયર નીરનો વિચાર કરે છે, કયાં હશે તે મલયાગિરિ! અને તે નદીના સામ સામા કાંઠે રહેલા મારા બે લાખેણા સાયર અને નીર પુત્રોનું શું થયું હશે. આ વિચાર ધારામાં ડુબ્યો છે ત્યાં જે ઘરના ઓટલે બેઠો છે તે ઘરની રૂપરૂપના અંબાર સરખી ઘરધણિયાણીએ બારણું ઉઘાડયું અને તેની નજર મુસાફર ઉપર પડતાં જ ઠરી અને બોલી:

**તુમ પરદેશી લોક હો દુઓ ન કિસી સાથ**
**જમો રહો તવ જન્મ લગે હમ તુમ એકજ સાથ ॥૧॥**

હે નરવર! તમે પરદેશી છો તેમ માની ચિંતા ન કરો. ઘરમાં પધારો સુખે રહો જમો ફીકર ન કરો. ઘરધણિયાણીના મીઠા શબ્દે ચંદને ઘરમાં પ્રવેશ કર્યો. ઘરધણિયાણીએ પ્રેમપૂર્વક સ્નાન કરાવ્યું અને ભોજન કરાવ્યું. સંધ્યા પડી અને સહેજ રાત થઇ ત્યાં ઘરધણિયાણી આવી, ચંદનને કહેવા લાગી, 'સુભગ! મારો પતિ પરદેશે ગયો છે. વર્ષો વીત્યાં છતાં તેની કોઇ ભાળ નથી. આ ઘર તમારૂં સમજો. આ રાચરચીલું, આ વૈભવ અને મને પણ તમારી સમજો. આપણે સાથે રહીશું અને સુખેથી જીવીશું.'

ચંદન ચમકયો તે બોલ્યો, 'બેન! હું સ્ત્રીવાળો છું. પુત્રવાળો છું અને પરનારીને ભગિની માનનારો છું. માતા! દુર ખસ, મારે તારો વૈભવ ન ખપે અને તારૂં યૌવન પણ ન ખપે.' સીધો ચંદન ઘર બહાર નીકળ્યો. રાતવરત જોયા

સિવાય તે સીધો નગર છોડી નાઠયો અને શ્રીપુર નગરના માર્ગમાં આવેલ એક વૃક્ષ નીચે જઇ સોડ તાણી સુતો.

થોડીવાર થઇ ત્યાં ઘંટારવ કરતો હાથી અને તેની પાછળ આવતા થોડા માણસોને તેણે જોયા. આ જુએ છે ત્યાં તો હાથીએ આવી સુંઢમાં ભરાવેલ કળશ ચંદનના પગમાં ઢોળ્યો. પાછળ આવતા મંત્રી મંડળે 'જય હો જય હો મહારાજા ચંદનનો' કહી ચંદનને વીંટળાઇ વળ્યા અને કહ્યું, 'મહારાજા અમે શ્રીપુર નગરના મંત્રીઓ છીએ. અમારો રાજા અપુત્રીઓ મરણ પામ્યો છે. રાજકર્મચારીઓએ નક્કી કર્યું કે હસ્તિને કળશ આપો, તે જેના ઉપર ઢોળે તેને રાજ્યગાદીએ સ્થાપિત કરવો.' મંત્રીઓ વાજતે ગાજતે હસ્તિ ઉપર બેસાડી ચંદનને શ્રીપુર નગરમાં લઇ ગયા.

ચંદન શ્રીપુર નગરનો રાજવી બન્યો. અનેક રાજાઓએ તેને કન્યાઓ પરણાવવા પ્રયત્ન કર્યો પણ ચંદન નજ પરણ્યો.

ચંદન રાજા બન્યો પણ તેની આંખ આગળથી મલયાગિરિ, સાયર અને નીર ખસતા નથી, છાનો છાનો તે ઘણીવાર 'કિહાં ચંદન કિહાં મલયાગિરિ'ને ઉચ્ચારે છે અને તપાસ કરાવે છે. રાજ્યનું પાલન કરે છે પણ તેનું હૃદય તો મલયાગિરિ અને સાયર તથા નીરની ચિંતામાં જ ઘેરાયેલું છે.

## ( ૪ )

આ બાજુ નદીના સામ સામે કાંઠે સાયર અને નીર ઉભા ઉભા રડે છે. 'ઓ પિતા ઓ પિતા' કરી બુમ મારે છે તો ઘડીક

સાયર નીરને 'ઓ નીર! ઓ નીર!' કહી બોલાવે છે તો નીર 'ઓ ભાઇ સાયર! ઓ ભાઇ સાયર!' કહી રડે છે. થોડીવારે ત્યાં એક સાર્થવાહ આવ્યો તેણે રડતા બન્ને બાળકોને સાથે લીધા. સાર્થવાહે સાથે રાખી ઉછેર્યા, મોટા કર્યા પણ મોટા થયેલ બન્ને ભાઇઓને માતા પિતાની ખોજ કરવાનું મન થયું અને એક રાતે સાર્થવાહને ચીઠ્ઠી લખી ત્યાંથી ચાલી નીકળી બન્ને ભાઇઓ શ્રીપુર નગરે આવ્યા.

શ્રીપુર નગરમાં આમતેમ ભમ્યા બાદ રાજાને ત્યાં પહેરેગીર તરીકે ચાકરી સ્વીકારી. રોજ રાજાને સલામ ભરે છે અને નોકરી બરાબર બજાવે છે.

રાજા તેમને ઓળખતો. નથી ને આ બન્ને બાંધવો રાજાને ઓળખતા નથી,

( ૫ )

મલયાગિરિ ચંદન અને સાયર નીરને યાદ કરતી સોદાગર સાથે ઘૂમે છે, સોદાગરે તેને પીંગળાવવા અને પજ-વવા ઘણા પ્રયત્ન કર્યા પણ તેમાં તે ફાવ્યો નહિ, તેમ તે મોહ છોડી તેને ત્યાગી પણ શક્યો નહિ મલયાગિરિ જીનેશ્વર ભગવંતના સ્મરણ કીર્તનમાં સમય વીતાવે છે અને કોઇ સારા સમયની રાહ જુએ છે. ફરતો ફરતો સાર્થ શ્રીપુર નગરે આવ્યો. સાર્થવાહે સારાં ભેટણાં ધર્યાં અને રાજા આગળ પોતાની અઢળક સંપત્તિની ચોકી માટે બે પહેરે-ગીરોની માગણી કરી. રાજાએ જુવાન યોદ્ધા સાયર અને નીરને ચોકી માટે મોકલ્યા

ગામને સીમાડે સોદાગરના તંબુઓ ઠોકાયા હતા, વચ્ચે મોટા બે તંબુ હતા. એક તંબુમાં સોદાગર અને બીજામાં

મલયાગિરિ હતી. આસપાસ નોકરોની રાવટીઓ અને ગોદામો હતા. રાત્રિ શિયાળાની હતી. કેમે કરી નીંદ નહિ, સાયર, નીર અને સોદાગરના પહેરેગીરો બધા વાતે ચડયા. એક બીજાની આપવીતી કહેવા માંડી. સાયર નીરે પોતાની આપવીતી કહેવા માંડી 'શું અમે અમારી વાત કહીએ. અમારા પિતા કુસુમપુરના રાજા ચંદન, માતા મલયાગિરિ. અમે સાયર અને નીર તેમના બે પુત્રો. વિપત્તિ એવી આવી કે પહેરે વસ્ત્રે નગર છોડયું અને કુશસ્થળમાં આવ્યા. પિતાએ પુજારીની નોકરી સ્વીકારી. માતાએ લાકડાં વેચવાં શરૂ કર્યાં. એક દિવસે માતા ન આવી. કયાં ગઇ તેની ખબર ન પડી. પિતા તેની શોધમાં નિકળ્યા. એક નદીને કાંઠે સાયરને મુકયો બીજે કાંઠે નીરને મુકયો. નીરને મુકી પાછા ફરતાં પિતા તણાયા, કયાં ગયા તે પિતા અને કયાં ગઇ તે માતા મલયાગિરિ તેની ખબર નથી, થોડીવારે સાર્થ આવ્યો તેણે નીરને અને મને સાથે લીધા, ઉછેર્યા પણ અમે ત્યાં ન ટકયા અને શ્રીપુર નગરમાં આવી કોટવાળના હાથ નીચે નોકરી સ્વીકારી. શું નસીબની બલિહારી છે! અને શું જીવનના સંયોગ વિયોગ છે!'

આ વખતે તંબુમાં રહેલ મલયાગિરિ જાગતી હતી. તેણે બધી વાત કાને કાન સાંભળી. પુત્રોને જોતાં તેની રોમ રાજી ખડી થઇ. કંચુક ફૂલ્યો સ્તનમાંથી દુધની ધારા વછુટી. અંધારી રાતે બહાર નીકળી અને બેટા સાયર! બેટા નીર! કહેતી ભેટી પડી. ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. આ અવાજે સોદાગર જાગ્યો અને સાયર અને નીરને ધમકાવતો બોલ્યો કે 'તમે ચોકી કરવા આવ્યા છો કે કોઈની સ્ત્રીને ઉપાડવા

આવ્યા છો.' રકઝક કરતાં :પરોઢ થયું અને આ બધી ફરિયાદ શ્રીપુરના રાજા ચંદન પાસે આવી.

સોદાગરે કરગરતાં રાજાને કહ્યું 'રાજન્! આ મારી સ્રીને આ બે પહેરેગીરો ઉઠાવી જવા માગે છે.'

રાજાએ કહ્યું 'યુવાનો સાચી વાત કહો તમે કોણ છો? યુવાનોએ આંખમાં આંસુ સાથે પોતાની આપવીતી કહેવા માંડી. રાજાએ માંડ માંડ ધીરજ રાખી પણ જ્યારે તે બાળકો મોટા અવાજે રડતાં રડતાં બોલ્યા કે રાજન્! માતા મલયાગિરિ તો બાર વર્ષે ભેટી પણ પુત્રોને માતા કરતાં સવાઇ રીતે લડાવનારો અમારો તારક પિતા ચંદન અમને ક્યાં મળશે?' આ કહી બન્ને બાંધવો અને મલયાગિરિ ધ્રુસકે ધ્રુસકે રડી પડયા

રાજાની ધીરજ ખુટી તે રાજ્યાસન ઉપરથી ઉભો થયો અને બોલ્યોઃ 'બાળકો ગભરાઓ નહિ, આ ઉભો તમારો પિતા ચંદન. બાળકો ભેટી પડયા અને મલયાગિરિ શરમીંદી પડી.

સોદાગર ભુંડો પડયો. રાજાએ ક્ષમા આપી તેને કાઢી મુકયો.

આ પછી ચંદન કુસુમપુર અને શ્રીપુરનો બન્નેનો રાજવી બન્યો. સાયર અને નીર બન્ને રાજ્યના જુદા જુદા યુવરાજ થયા.

પૂર્ણ વિપત્તિએ પણ ચંદન અને મલયાગિરિએ હિંમત ટકાવી શીયળ પાળ્યું અને અનન્ય નિષ્ઠાપૂર્વક જેવો વિયોગ સહ્યો તેથી સવાયો સંયોગ અનુભવ્યો.

( ઉપદેશમાળા )

———

આવો ધર્મનિષ્ઠ રાજવી છતાં તેના પણ શત્રુ હતા. ઉજ્જૈયિનીનો ચંડપ્રદ્યોત હંમેશાં તેની ઈર્ષા કરતો. તેને તેનો વૈભવ અને પ્રશંસા બન્ને સાલતાં.

એક દિવસ એક યુવાન ક્ષત્રિય ઉજ્જયિની આવ્યો. તે ચંડપ્રદ્યોતનને કહેવા લાગ્યો 'મહારાજ! આપની આજ્ઞા હોય તો આપના શત્રુ ઉદયન રાજાનું હું ખુન કરૂં. તેણે મારા બાપના ગામડાં ખાલસા કર્યાં છે અને મને જાગીર વિનાનો કરી રખડાવ્યો છે.'

ચંડપ્રદ્યોત ચમક્યો. ઉદયનનું ખુન અને તે પણ એકાકીપણે. શત્રુનું સાલ આવી રીતે ટળતું હોય તો શું ખોટું? તેથી તેણે કહ્યું 'ક્ષત્રિયકુમાર! મારો બધો તમને ટેકો છે, પણ હું માનતો નથી કે ઉદયન એમ હાથમાં આવે.'

ક્ષત્રિયકુમાર પાટલીપુત્ર ગયો. તેણે આડાં અવળાં ઘણાં ફાંફાં માર્યાં પણ તેમાં તે ફાવ્યો નહિ આથી ઉદયનનું વેર લેવા તેણે સાધુ થવાનો વિચાર કર્યો. તે એક આચાર્ય પાસે ગયો અને બોલ્યો 'ભગવંત! મારો પ્રદેશ ખાલસા થયો છે, મારૂં કોઇ નથી. સંસાર કારાગાર લાગે છે. મને દીક્ષા આપો.' ભદ્રિક ગુરૂએ તેને દીક્ષા આપી.

( ૩ )

ક્ષત્રિયકુમારે દીક્ષા લીધી પણ ઓઘાની ડાંડીમાં તેણે છુપાવેલી કંકલોહની છરીની કોઇને ખબર ન પડી. તે સુંદર રીતે ઈર્યાસમિતિ વિગેરે અષ્ટપ્રવચન માતાને સાચવે છે. મુનિઓની વૈયાવચ્ચ કરે છે અને ગુરૂનો સુંદર વિનય કરે છે. સાધુઓએ આ નૂતન દીક્ષિતનું નામ પાડ્યું **વિનયરત્ન.**

વિનયનો ભંડાર વિનયરત્ન થોડા જ દીવસમાં આચાર્ય મહારાજનો પ્રીતિપાત્ર શિષ્ય બન્યો.

સોળ વર્ષનાં વ્હાણાં વાયાં. વિનયરત્ને સારો અભ્યાસ કર્યો. ધર્માનુષ્ઠાનમાં કુશાગ્રતા મેળવી અને સાધુઓનો પણ પ્રીતિપાત્ર બન્યો.

ગુરૂમહારાજ ફરતા ફરતા પાટલીપુત્ર પધાર્યા. ઉદયને સુંદર સામૈયું કર્યું. આચાર્ય મહારાજની દેશના સાંભળી તે ભાવિત થઇને આવાસે ગયો. ઉદયન રોજ ગુરૂનું વ્યાખ્યાન સાંભળે છે અને ધન્ય ધન્ય માને છે.

( ૪ )

ઉદયન ચાર પર્વે પૌષધ કરતો હતો અને તે પણ ગુરૂમહારાજને પોતાની પૌષધશાળામાં લાવી તેમની સમીપે બધાં ક્રિયાનુષ્ઠાન કરતો હતો. એક ચૌદશે ગુરૂએ વિનયરત્નને સાથે લીધો. સાંજનું પ્રતિક્રમણ કર્યું. ધર્મ ચર્ચા બાદ સંથારા પોરિસી કરી રાજા, ગુરૂ અને વિનયરત્ને સંથારો કર્યો. બે પ્રહર રાત ગઈ ત્યાં વિનયરત્ન ઉઠયો, તેણે જોયું કે ગુરૂ ઘસઘસાટ ઉંઘતા હતા. રાજા પાસે ગયો તો તે પણ ઘસઘસાટ ઉંઘતો હતો.

વિનયરત્નના હૃદયમાં છુપાયેલી આસુરીવૃત્તિ જાગૃત્ થઇ અને તેને સોળ વર્ષની તપશ્ચર્યા ફળી લાગી. ઉદયન લાગમાં આવ્યો લાગ્યો. તેણે ઓઘો છોડયો ડાંડી કાઢી અને તેમાં છુપાવેલ છરી બહાર કાઢી. હાથમાં છરી લઇ વિનયરત્ન રાજા પાસે પહોંચ્યો અને તેણે તેના ગળા ઉપર છરી

ફેરવી, તે છરી ત્યાંજ પડતી મુકી નાઠો. પહેરેગીરોએ સાધુ માની તેને રોકયો નહિ.

થોડીવાર થઇ ત્યાં ગુરૂના સંથારા પાસે રૂધિરનો પ્રવાહ આવ્યો. આ પ્રવાહ રૂધિરનો નહિ પણ સમગ્ર શાસન માટે આપત્તિનો પ્રવાહ હતો. ગુરૂએ જોયું કે રાજાના શરીરમાંથી ખળખળ લોહી વહી રહ્યું હતું. રાજા ઢળી પડયો હતો, પાસે છરી પડી હતી. વિનયરત્ન પોબારા ગણી ગયો હતો. ગુરૂને સમજાયું કે આ વિનયરત્ન સાધુ નહોતો પણ ઉદયનના ખુન માટે આવેલ કોઇ જાસુસ હતો. પણ હવે તે મોડું સમજાયું હતું.

સૂરિમહારાજનું મગજ ઘૂમવા લાગ્યું, આ શું બન્યું ? અને આનો નતીજો શો આવશે ? તે વિચારે તે કંપવા લાગ્યા. ઉત્કટ ધર્મ આરાધના કરતો રાજવી ઉદયન તેનાજ મહેલમાં તેના જ ગુરૂની સમીપે સાધુના હાથે છરીથી મરાય તે બિના લોકોમાં ફેલાશે તો સાધુમાત્રનો ઉચ્છેદ થશે. જૈન ધર્મ વગોવાશે, ધર્મીઓ ઢોંગી કહેવાશે અને જૈનધર્મ દુનીયામાંથી કલંક લઇ નામ શેષ બનશે. બૂમ પાડી પહેરેગીરોને બોલાવું અને કહું કે રાજાનો ખુની વિનયરત્ન છે, તેને પકડો અને તેનો ભેદ ઉકેલો. ના ! ના ! કોઈ આ વાત નહિ માને, સૌ કહેશે કે વર્ષો સુધી સાથે રહેનાર સાધુ આ કામ કરે તે જાસુસ નહિ પણ સાધુ જ. આત્મઘાત કરૂં ? ના. આત્મઘાત કરવાનું શાસ્ત્રો ના પાડે છે. હા ! પણ જૈનધર્મ સ્યાદ્વાદ ધર્મ છે. હું આત્મઘાત નહિ કરૂં તો સમગ્ર ધર્મનો આત્મઘાત થશે. ગુરૂએ છરી હાથમાં લીધી. ફરી મહાવ્રત સંભાર્યાં, કાયાને વોસિરાવી અને બોલ્યા 'હું આત્મઘાત નથી કરતો

પણ શાસનરક્ષા ખાતર આત્મ સમર્પણ કરૂં છું.' કહી પોતાના હાથે તે છરી ગળાપર ફેરવી **नमो अरिहंताणं** કહેતાં દેહનો ત્યાગ કર્યો.

( ૫ )

સવાર પડયું. સાત વાગ્યા, આઠ વાગ્યા કોઇ પૌષધશાળામાંથી બહાર ન નીકળ્યું. રાજાની દાસી અને પહેરેગીરો પૌષધશાળામાં દાખલ થયા તો એક બાજુ રાજા અને બીજી બાજુ આચાર્ય ઢળી પડયા હતા. આચાર્યના હાથમાં છરી હતી. કોઇએ આચાર્યે રાજાનું ખુન કર્યાની ઉતાવળી કલ્પના કરી તો કોઇ શાણાએ ત્રીજો નાસી ગયેલો સાધુ તે ખુની છે તેમ જાહેર કર્યું.

ટોળે ટોળાં રાજ્યભવન તરફ ઉલટયાં. ઉદયન રાજર્ષિનું પૌષધશાળામાં ખુન અને તે પણ જૈન સાધુએ કર્યું. કોઈ જૈનધર્મની નિંદા કરવા લાગ્યા તો કોઇ રાજર્ષિના ભોળા સ્વભાવને નિંદવા લાગ્યા. ચારે બાજુ હાહાકાર વર્તાઇ રહ્યો.

રાજાના સૈનિકો છુટયા, ચરો છુટયા અને ખુનીને પાતાળમાંથી શોધી લાવવા તલ પાપડ થયા. તેમણે પગેરૂં શોધ્યું તો ખુની ઉજ્જયિની તરફ નાસેલો જણાયો.

( ૬ )

વિનયરત્ન ઉદયનનું ખુન કરી મલકાતો નાસતો છુપાતો ચંડપ્રદ્યોત પાસે પહોંચ્યો. અને ચંડપ્રદ્યોતને જઇ તેણે કહ્યું 'રાજન! સોળવર્ષે મેં આપનું કાર્ય સાધ્યું છે.

તમારા શત્રુ ઉદયનનું મેં સોળવર્ષે સાધુપણું લઇ વિશ્વાસ પમાડી આજે રાતે ખુન કર્યું છે.' આ શબ્દ સાંભળતાં ચંડપ્રદ્યોત રડી ઉઠયો અને બોલ્યો 'કાળ મુખ! દુર ખસ! મહા પાપી તેં આ શું કર્યું? ઉદયન મારો જમાઇ છે. મેં મારી પુત્રી વાસવદત્તા તેને પરણાવી છે. પુત્રીના વૈધવ્ય આપનાર દુષ્ટ તેં મારી પુત્રીને રંડાવી નથી પણ સમગ્ર ભારતને આ ધર્મરાજાનો નાશ કરી ધણી વિનાની અનાથ બનાવી છે.'

ઉદયન રાજા નહોતા પણ રાજર્ષિ હતા. રાજ્ય કરતા છતાં તેમનું હૃદય તો ધર્મમાં જ પરોવાયેલું હતું. ગઇકાલની વાત છે કે હું યુદ્ધમાં તેમનાથી હાર્યો, તેમનો કેદી બન્યો છતાં મિચ્છામિ દુક્કડં દઈ મને તેણે ક્ષમા આપી છુટો કર્યો, મારૂં રાજ્ય મને પાછું સોંપ્યું પણ ઝેર પાઈને સર્પ ઉછેર્યા જેવો હું થયો. હે દુષ્ટ! મેં તને કુબુદ્ધિમાં પ્રેરણા આપી. દુષ્ટ! તું ભલે રહ્યો પણ હું તારાથી થોડો જ ઓછો દુષ્ટ છું. સૈનિકો આ દુષ્ટને ઉદયનના પ્રધાનોને સોંપો. તેમને કહો કે આ રહ્યો ઉદયનનો ખુની અને સાથે સાથે તે પણ જણાવો કે ભાન ભૂલેલો અમારો ચંડપ્રદ્યોત પણ તેનાજ જેવો દુષ્ટ છે કે જેણે તેને સોળ વર્ષ પહેલાં તેના દુષ્ટ વિચારમાં પ્રેરણા આપી હતી આ ચંડપ્રદ્યોતને તે વખતે ખબર ન હતી કે જેના ખુનની હું પ્રેરણા આપું છું તે જ મારો જમાઇ થશે. પુત્રીને રંડાપો આપનાર આ દુષ્ટ ભલે કહેવાયો પણ ખરી રીતે તો વાસવદત્તાને રંડાપો આપનાર તેનો સગો બાપ ચંડપ્રદ્યોત છે. ઉદયને તો ઉજ્વળ કીર્તિ અને ઉજ્વળ

ધર્મ પ્રાપ્ત કરી પૌષધમાં મૃત્યુ પામી સ્વશ્રેય સાધ્યું પણ હું પાપી કયાં જઇશ? અને કઇ રીતે મુખ બતાવીશ.' ચંડપ્રદ્યોતની આંખે અંધારાં આવ્યા. તે શરમાયો, પસ્તાયો અને વિલખો પડયો.

વાત જાહેર થઇ કે વિનયરત્ન એ સોળ વર્ષ પહેલાં ચંડપ્રદ્યોતનો યોજેલો પ્રેરેલો ક્ષત્રિયપુત્ર હતો. પણ ત્યારબાદ તો ચંડપ્રદ્યોત અને ઉદયનને મૈત્રી થઈ હતી. તેણે તેની પુત્રી વાસવદત્તાને ઉદયન વેરે પરણાવી હતી. પૂર્વે કરેલ અનર્થની વાત ચંડપ્રદ્યોત વિસરી ગયો. વિનયરત્ને સોળે વર્ષે ઉદયનનું ખુન કર્યું. વિનયરત્ન માયાવી ગૂઢહૃદયી અને મહાઅભવ્ય ઓળખાયો. અને ચંડપ્રદ્યોત મહારાજવી છતાં અવિચારી કિન્નાખોર અને પોતાના હાથે પોતાની પુત્રીના વૈધવ્યને આપનાર કમભાગી પિતા લેખાયો.

જૈનશાસનમાં ધર્મનિષ્ઠ તરીકે ઉદયન અને ગુઢહૃદયી અભવ્ય તરીકે વિનયરત્ન પ્રસિદ્ધ છે. આજે પણ પુષ્કળ ક્રિયાકાંડ અને તપ કરવા છતાં ધર્મને નહિ સ્પર્શેલા ઘોર કુકર્મીને વિનયરત્ન કહેવામાં આવે છે.

## तिरियाउ गुढहियओ सढ्ढो ससल्लो।

'લુચ્ચો, સશલ્ય અને ગુઢહૃદયવાળો વિનયરત્નની પેઠે તિર્યંચનું આયુષ્ય બાંધે છે.'

( ઉપદેશમાળા )

# ૪૧

# અભવ્ય
## યાને
# અંગારમર્દકાચાર્ય

( ૧ )

હું ભવ્ય હોઇશ કે અભવ્ય એનો વિચાર કોને નહિ આવતો હોય? શાસ્ત્ર તો કહે છે કે 'હું ભવ્ય કે અભવ્ય એવી જેને આંતર ઉત્કટ ઇચ્છા જાગે તે ભવ્ય.'

( ૨ )

સવારનું પહોર હતું. સાધુઓ આવશ્યક ક્રિયાથી પરવારી વિજયસેનસૂરિ પાસે વાંચના લેવા બેઠયા. ત્યાં બે ત્રણ સાધુઓને ગુપચુપ વાતો કરતા દેખી ગુરૂએ પુછયું 'શું વાત કરો છો ?'

શિષ્યોએ કહ્યું 'મહારાજ ! રાતના છેલ્લે પહોરે અમે એક સ્વપ્ન જોયું. તેમાં એવું જોયું કે વચ્ચે એક ડુક્કર અને આસપાસ પાંચસો સુંદર હાથી. ડુક્કરની આજ્ઞા પ્રમાણે બધા હાથી વર્તે. અમને લાગ્યું કે ડુક્કર નહિ હોય પણ ગજરાજ હશે. સ્વપ્નમાં ધારી ધારી જોયું તો સાચે જ ડુક્કર. ઐરાવણ હાથીની બીજા હાથીઓ સેવા કરે તેમ તેની પાંચસોએ હાથીઓ સેવા કરે અને આ બધું ટોળું આપણે ત્યાં આવ્યું.'

ગુરૂ બે મિનીટ વિચારમાં પડયા અને બોલ્યા 'શિષ્યો ! પાંચસો શિષ્યો સહિત કોઇ અભવ્ય ગુરૂ આજે આપણે ત્યાં આવશે એમ સ્વપ્નનો ફળિતાર્થ થાય છે.' સૌ સુમસામ બેઠયા અને વાંચના શરૂ થઇ.

થોડીવારે એક શ્રાવક આવ્યો અને બોલ્યો 'મહારાજ ! રુદ્રદેવ આચાર્ય પાંચસો શિષ્યો સાથે પધારે છે. વાંચના સમાપ્ત કરી સૌ સાધુઓએ અને વિજયસેનસૂરિએ રુદ્રદેવ આચાર્ય અને તેમના પાંચસો શિષ્યોનું સારૂં સ્વાગત કર્યું.

( ૩ )

રુદ્રદેવસૂરિ પાટે બિરાજ્યા. જનતા સાથે વિનીત પાંચસો શિષ્યો અને વિજયસેનસૂરિનો સાધુગણ પણ દેશના સાંભળવા બેઠો. રુદ્રદેવની વાણી એટલે અમૃત સરખી મીઠી, તે વાણી દલીલોની પરંપરા, ડગલે અને પગલે શાસ્ત્રના આધારો અને અનુભવના સંદર્ભથી ઝરતી હતી. શ્રાવકો બોલ્યા 'શું આચાર્ય ભગવંતની દેશના !' શિષ્યોએ કહ્યું 'શું ગુરૂમહારાજનું જ્ઞાન અને શાસન કલ્યાણની ભાવના.'

વિજયસેનસૂરિના શિષ્યોના હૃદયમાં પડી શંકા કે આવા વિનીત પાંચસો શિષ્યોવાળા, વિદ્વાન વક્તા અને સમિતિ ગુપ્તિ સાચવી રહેનારા આચાર્ય શું અભવ્ય હોય ? જેની દેશના સાંભળી શ્રોતાઓના હૃદય દ્રવે છે. ફાલ્યાં ફુલ્યાં ઘરબાર છોડી જેના વચને લોકો સંસાર તજે છે. જેના વાક્ પ્રવાહે દુનીયાના જીવો કૃતકૃત્ય બની શુદ્ધ થાય છે, તે વાકદાતા પોતે શું સાવ અશુદ્ધ ! આ શું સંભવે ?'

શિષ્યો વિજયસેનસૂરિ ગુરૂમહારાજ પાસે ગયા અને પુછ્યું 'ભવવાન્! આપ શાસ્ત્રચક્ષુ છો. આપની વાણી અસ્ખલિત છે, છતાં અમને શંકા પડે છે. આવા વિદ્વાન વક્તા અને વૈરાગ્યની રેલમછેલ જગાવનાર આચાર્ય અભવ્ય કેમ હોઇ શકે?'

ગુરૂએ કહ્યું 'મેં તો તમને તમારા સ્વપ્નનો અર્થ શાસ્ત્રને અનુલક્ષી કહ્યો છે.'

શિષ્યોએ કહ્યું 'ભગવાન! આપની વાણી પ્રમાણુ છે પણ અમને એમની દેશના, બાહ્યાચાર અને લોકોની અનુમોદના જોતાં આશ્ચર્ય થાય છે.'

વિજયસેનસૂરિના શિષ્યોને ભવ્ય અભવ્યની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ અને રાત્રિ સમયે માત્રુ જવાના સ્થાન આગળ નાના નાના કોલસા પથરાવ્યા.

(૪)

પગ નીચે 'કચૂડ કચૂડ' અવાજ સાંભળી માત્રુએ ઉઠેલા રુદ્રદેવના શિષ્યો ચમકયા અને તેમણે પરસ્પર કહ્યું 'આપણે કેવા પ્રમાદી. દીવસે માત્રાની જગ્યા પણ જોઇ નહિ. ત્રસ સ્થાવર જીવની રક્ષાના પચ્ચક્ખાણુ લીધેલા આપણે હાથે આ ત્રસ જીવની વિરાધના થાય છે ક્યાં છુટીશું?' પુરા પશ્ચાતાપ સાથે સંથારામાં આવ્યા અને હવે બને ત્યાં સુધી ન ઉઠવાનો વિચાર કરી સૂતા.

થોડીવારે આચાર્ય રુદ્રદેવ ઉઠયા અને ધીમે આનંદથી બોલ્યા 'અરે એ અરિહંતના જીવડા શું કચૂડ કચૂડ કરે છે?

રસ્તામાં પડો તો દબાઓ પણ ખરા અને મરો પણ ખરા.' આ શબ્દ વિજયસેનસૂરિએ અને શિષ્યોએ સાંભળ્યા.

તેમણે જોયું તો પગ નીચે દબાતા કોલસાના કકડાના અવાજને રુદ્રદેવ જીવોનો અવાજ માનતા હતા અને તેના દબાવાથી થતો કચૂડ કચૂડ અવાજ સાંભળી તે ખુબ આનંદ પામતા હતા. તેમને નહોતો જીવહિંસાનો ડર કે નહોતો તેનો જરાયે પશ્ચાતાપ પણ ઉલટો જીવહિંસાથી તેમના હૃદયમાં આનંદનો સંચાર થતો હતો.

'કચૂડ કચૂડ' અવાજનું શ્રવણ શિષ્યો અને ગુરૂને બન્નેને એક. શિષ્યોએ કચૂડ કચૂડ શબ્દે પશ્ચાતાપ ઉપજાવી ભવ્યત્વ જણાવ્યું અને તેજ શબ્દથી આનંદના અતિરેકમાં છલકાતા રુદ્રદેવે પોતાનું અભવ્યત્વ જણાવ્યું.

આખી રાત શિષ્યોને ઉંઘ ન આવી. તેમને થયું કે આ સંયમ, વિદ્વતા, તપ, ત્યાગ બધું શું કેવળ પેટ ભરવા ખાતર? હૃદયમાં જરાપણ અસર નહિ.

સવાર પડયું એટલે તે વિજયસેનસૂરિના શિષ્યોએ રુદ્રદેવસૂરિના શિષ્યોને રાત્રિનો વૃત્તાન્ત કહ્યો. બધા વિચારમાં પડયા. તેમણે ગુરૂનો ત્યાગ કર્યો. રુદ્રદેવ ત્યારબાદ અંગારમર્દકાચાર્ય નામે પ્રસિદ્ધ થયા. અને અભવ્યના દૃષ્ટાન્ત માટે તેમનું નામ જોડાઇ જગતમાં પ્રસિદ્ધિ પામ્યું. અંગારમર્દક મરી ઉંટ થયા અને તેમના શિષ્યો સારૂં સંયમ પાળી મરી રાજકુમારો થયા.

(૫)

ગજપુર નગરની બહાર લોકોનું ટોળું મોટું જામ્યું હતું એક ઉંટ રાડો પાડતું હતું તેની જીભ લબકારા મારતી હતી. તેની આંખો તણાતી હતી. ટોળાને તો ગમ્મત પડતી હતી. પણ આ ટોળામાં ઉભેલા રાજકુમારો એકાગ્રપણે આ જોઈ રહ્યા હતા. જોતાં જોતાં તે પાંચસો કુમારોને પોતાનો પૂર્વભવ યાદ આવ્યો તો તેમણે જોયું કે 'આ આપણો પૂર્વભવનો અભવ્ય ગુરૂ રુદ્રદેવ—અંગારમર્દક. તેણે પૂર્વભવે કંચન કામિની તજ્યાં. ઘણાં તપો કર્યાં. સુંદર જ્ઞાનાભ્યાસ કર્યો. કેઇને પ્રતિબોધ્યા. પણ તેનું હૃદય ન ભીંજાયું. જેને પરિણામે તે ઉંટ થયો. જ્ઞાન તેને ભાર રૂપ થયું અને આ ભવમાં ખરેખર તે તેનું ભારવહી જીવન પુરૂં કરે છે.' પાંચસોએ રાજકુમારો પ્રતિબોધ પામ્યા. સંયમ લીધો અને પોતાના આત્માને તાર્યો પણ ઉંટ ન તર્યો મગશેરીયો પત્થરો ભિંજાય નહિ તેમ અભવ્ય હૃદયથી પલટાય કદી નહિ.

(ઉપદેશમાળા)

———

## ૪૨

# બળદનું ઘડપણ

### યાને

# કરકંડુ રાજર્ષિ

( ૧ )

કરકંડુનું મૂળનામ અપકર્ણિત. તે દંતપુરના ચંડાળ જનંગમનો પુત્ર હતો. પુત્ર તો તે ચંડાલનો છતાં છોકરાઓ સાથે રમે ત્યારે તે રાજા બને અને બીજા છોકરાઓને પ્રધાન સેવક વિગેરે બનાવી એક પછી એક હુકમ છોડે. અપકર્ણિતનું શરીર કાંતિવાળું, સશક્ત અને મૃદુ હતું છતાં તેને શરીરે ખણુજ બહુ આવતી. આ ખણુજ તે બીજા છોકરાઓ પાસે ખંજવાળાઇ દુર કરતો. આથી મોટાઓએ તેનું નામ કરકંડુ ( હાથવતી ખંજળાવનાર ) પાડયું.

જનંગમનું કાર્ય શ્મશાનની ચોકી કરવી અને ત્યાં બળતા મડદાઓનાં કપડાં ઉઘરાવવાં. કરકંડુ છ વર્ષનો થયો ત્યારથી બાપ સાથે તે પણ રાતે શ્મશાનમાં રહેતો. મૂળથી તો તે બહાદૂર હતો અને શ્મશાનમાં રહેવાથી તે વધુ બહાદૂર બન્યો.

( ૨ )

સવારનો પહોર હતો. સૂર્યનારાયણ ક્ષિતિજથી બહાર નીકળી તેમનો લાલ તડકો જમીન ઉપર પાથરવાની તૈયારી

કરતા હતા ત્યાં બે સાધુઓ શ્મશાન આગળથી પસાર થયા. એક સાધુ આધેડ વયના હતા. અને બીજા નાના અને નવ દીક્ષિત હતા. જોનારને ગુરૂશિષ્ય હોય એમ લાગતું. ગુરૂએ નાના મુનિને શ્મશાનના એક છેડે ઉભેલો વાંસ બતાવી કહ્યું 'પેલો વાંસ જોયો! બહુ ઉત્તમ વાંસ છે. જો કોઈ તેના મૂળનો ચાર આંગળ વાંસ રાખે તે જરૂર રાજા થાય.' શિષ્ય નૂતન દિક્ષિત છતાં વધુ વૈરાગ્યવાસિત હોવાથી તેણે આગળ કાંઇ ન પુછયું અને ગુરૂ પણ માત્ર વિદ્યામાં રમતા હોવાથી આગળ ચાલ્યા પણ આ વાત કરકંડુએ અને ત્યાંથી પસાર થતા એક બ્રાહ્મણે સાંભળી. બન્ને વાંસના મૂળના ટુકડા માટે લડી પડયા. અને તેની દાદ લેવા રાજદરબારે ગયા.

રાજા પ્રધાન બધાને હસવું આવ્યું અને કરકંડુને પુછયું 'આ વાંસના ટુકડાનું તારે એવું શું કામ છે?'

કરકંડુએ કહ્યું 'રાજા આ વાંસનો ટુકડો જેવો તેવો નથી. તે તો મોટું રાજય અપાવનાર છે.'

રાજાએ હસીને કહ્યું 'જો ભાઇ તું રાજા થાય તો આ બ્રાહ્મણને એક ગામ આપજે.'

બ્રાહ્મણનું મન આથી ન માન્યું છતાં તે રાજા આગળ બહુ વિવેચન ન કરી શકયો, પણ કરકંડુનો ઘાટ ઘડવાનો લાગ શોધતો રહ્યો. ચંડાળ જનગમને લાગ્યું કે 'આ છોકરાને વાંસનો ટુકડો છોડવો નથી અને તે નહિ છોડે તો આ બ્રાહ્મણ કોઇક દીવસ જીવ લેશે.'

આથી સારા દીવસે જનંગમે દંતપુર છોડયું અને સ્ત્રી તથા કરકંડુને લઇ કાંચનપુર તરફ ચાલ્યો.

( ૩ )

કાંચનપુરમાં પેસતાંજ એક દેવી અશ્વ અને પ્રધાન મંડળને સામું આવતું દેખ્યું. જનંગમ અને કરકંડુ જરા માર્ગથી આઘા ખસ્યા પણ અશ્વે કરકંડુ ઉપરજ કળશ ઢોળ્યો. પ્રધાનોએ કરકંડુને રાજવી તરીકે વધાવી લીધો. કરકંડુ અશ્વ ઉપર આરૂઢ થયો અને તેના પ્રવેશ મહોત્સવની શરૂઆત થઇ બીજા બધાને તો બહુ વાંધો ન લાગ્યો પણ ગામના બ્રાહ્મણો ચમક્યા, અને બોલ્યા 'ચંડાળને તો રાજા બનાવાય! ઉતારો ઘોડા ઉપરથી.' એમ કહી ચારે બાજુથી 'હેઠો ઉતર હેઠો ઉતર' નો અવાજ ગાજ્યો. કરકંડુએ તુર્ત પેલો ચાર આંગળનો વાંસનો દંડો કાઢ્યો. ત્યાં તો તે દંડ વિજળી પેઠે ચમકવા લાગ્યો. અને તે દંડ બ્રાહ્મણોના ટોળા ઉપર ફેંકે તે પહેલાં તો આકાશ વાણી ગાજી! 'સાંભળો પ્રજાજનો! આ મહાપૂણ્ય શાળી રાજવી છે. ભલે તે ચંડાળ રહ્યો પણ તેની અવગણના કરનારને આ દંડ કુતરાના મોતે મારશે.'

'હેઠો ઉતર હેઠો ઉતર' કહેતું ટોળું જરા શાંત પડયું અને ભયથી કંપવા લાગ્યું. ટોળામાંના એક આગેવાન વૃદ્ધ વિપ્ર આગળ આવ્યા અને બોલ્યા 'શાંત થાઓ પ્રજાજનો, રાજા એ તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપ છે. રાજાને આપણા ધર્મશાસ્ત્રમાં પરમગુરૂ કહ્યો છે તે તમે નથી જાણતા!' ટોળાએ અવાજ કર્યો 'કરકંડુ રાજાનો જય, રાજન્! અમારો અપરાધ શાંત કરો.'

કરકંડુએ કહ્યું 'ઉભા રહો, બ્રાહ્મણો! બ્રાહ્મણપણું

તમે કોને કહો છો? બ્રાહ્મણને ત્યાં જન્મે તે બ્રાહ્મણ કે બ્રાહ્મણના સંસ્કાર ઝીલે તે?'

બ્રાહ્મણોએ કહ્યું 'સંસ્કારથી બ્રાહ્મણપણું છે.'

રાજાએ કહ્યું 'સંસ્કારથી બ્રાહ્મણપણું હોય તો વાટધાનકના બધા ચંડાળોને સંસ્કાર આપી બ્રાહ્મણો બનાવો.'

બ્રાહ્મણોએ વાટધાનકના ચંડાળોને બ્રાહ્મણ બનાવ્યા.

કરકંડુ બ્રાહ્મણોથી પૂજાયો એટલું નહિ પણ સમગ્ર ચંડાળ જાતિને બ્રાહ્મણ બનાવી પૂજાસ્થાને સ્થાપી.

કરકંડુનો ભવ્ય મહોત્સવ થયો અને એક વખતનો દંતપુર નગરનો ચંડાળપુત્ર કાંચનપુરનો મહાપ્રતાપી રાજવી બન્યો. તેના ચાર આંગળના દેદીપ્યવાન વંશદંડે સામંત રાજાઓને વશ આણ્યા. અને તેની કીર્તિ ચોતરફ પ્રસરી.

(૪)

'રાજન્! મને ન ઓળખ્યો?' રાજસભામાં કરકંડુને પગે લાગતા એક વૃદ્ધ પરદેશી વિપ્રે કહ્યું.

કરકંડુ થોડીવાર વિચારમાં પડયો પણ તુર્ત ઓળખી બોલ્યો 'વિપ્ર ઓળખ્યા તમને. વાંસના ટુકડાના હરીફ. તમારે એક ગામ જોઇએ છેને? બોલો કયું ગામ આપું?'

'મહારાજ! મારૂં વતન ચંપાનગરી છે, એટલે ગામ આપો તો તેની નજીકનું આપો.'

કરકંડુએ ચંપાનગરીના દધિવાહન રાજા ઉપર પત્ર લખ્યો અને તેમાં આ બ્રાહ્મણને ચંપાનગરીની આસપાસનું એક

ગામ આપવા જણાવ્યું. ચંપાપતિને એક ગામડું આપવામાં વાંધો નહોતો પણ કરકંડુનું પોતા ઉપર વર્ચસ્વ રહે તે તેને ખુંચતું હતું. તેણે ગામ ન આપ્યું અને બ્રાહ્મણને તિરસ્કાર કરી કાઢી મુકયો.

કરકંડુને આ જાણી ક્રોધ ઉપજ્યો અને તેણે લશ્કર તૈયાર કરી ચંપાનગરી ઉપર ચઢાઇ કરી.

( ૫ )

ચંપાને સીમાડે દધિવાહન રાજાનાં અને કરકંડુના લશ્કરો એકઠાં થયાં. એક ગામડા કાજે હજારો ગામડાં અને હજારો માનવોનો નાશ સર્જાય તેવા તોપોના ધડાકા થવા માંડયા. ત્યાં એક વૃદ્ધ સાધ્વી હાંફળા હાંફળા કરકંડુની છાવણી તરફ આવતાં દેખાયાં. સાધ્વી નજીક આવ્યાં એટલે કરકંડુએ તેમને ઓળખ્યાં. દંતપુર નગરમાં જ્યારે તે બાળક હતો ત્યારે તે તેની પાસે અવરનવર આવતાં, રમાડતાં અને કાંઇ સારૂં ખાવાનું આપતાં. કરકંડુ તેમને નમ્યો અને બોલ્યો 'પૂજ્ય ! આપ આવા ભયંકર સમરાંગણ સ્થળે કેમ પધાર્યાં ?'

'રાજન્! તમે જે પિતા પુત્ર લડો છો તેમને રોકવા.'

'કોણ પિતાપુત્ર ?' આશ્ચર્યથી કરકંડુએ કહ્યું.

'દધિવાહન રાજા તારા પિતા છે અને તું તેનો પુત્ર છે.' સાધ્વીએ જોરદાર વાણીથી કહ્યું.

'પૂજ્ય ! આપ સારી રીતે જાણો છો કે જનંગમ ચંડાળ મારો પિતા છે અને આપે મને નાનપણમાં ત્યાં

ઉછરેલો દેખ્યો છે. હું આજે ભલે રાજવી બન્યો પણ તે વાત ભૂલ્યો નથી.'

'કરકંડુ જનંગમ તારો પિતા ખરો પણ પાલકપિતા. તારા ખરા પિતા દધિવાહન રાજા અને તેની રાણી પદ્માવતી. હું હાલ સાધ્વી છું તે તારી માતા છું.'

'મહારાજ! આપ ખોટું ન કહો. તે હું માનું છું પણ હું પુછું છું કે ક્ષત્રિયરાજકુળમાં જન્મેલા મને ચંડાળને ત્યાં કેમ ઉછેરવામાં આવ્યો તેનો વૃત્તાન્ત કહેશો?'

સાધ્વીની આંખમાં જળહળીયાં આવ્યાં અને કરકંડુ પણ આ બધી ઘટના જાણવા ઉત્કંઠિત બન્યો.

(૫)

'કરકંડુ! દધિવાહન રાજાને પદ્માવતી રાણી હતી. એકવાર તે ગર્ભવતી થઈ. ગર્ભ એવો પરાક્રમી કે જેને લઇને રાણીને પુરૂષના સ્વાંગ સજવાના અને હાથી ઉપર બેસી રાજા પાસે છત્ર ધરાવવાના અને વનમાં ક્રીડા કરવાનો દોહદ જાગ્યો. રાણી શરમથી ન બોલી પણ રાજાએ દાસીઓદ્વારા તે દોહદ જાણ્યો.

પદ્માવતીએ પુરૂષનો વેશ ધારણ કર્યો. રાજાએ રાણીને હાથી ઉપર આગળ બેસાડી પોતે છત્ર ધારણ કર્યું. રાજા વનમાં થોડું ફર્યા ત્યાં એકદમ વરસાદ થયો અને તેથી હાથીને વિંધ્યાચળ યાદ આવ્યો. તેણે દોટ મુકી. રાજાનો પરિવાર પાછળ રહ્યો. કલાક બે કલાક થયા પણ હાથી ન અટક્યો. રાજાએ છેટેથી એક વડની ડાળી દેખી રાણીને

કહ્યું 'તું આ ડાળી પકડજે અને હું પણ પકડીશ.' રાજાએ ડાળી પકડી પણ પદ્માવતી ન પકડી શકી. હાથી તો આગળને આગળ ચાલ્યો અને એક અગાધ સરોવરમાં પેઠો. પદ્માવતીએ ધીમેથી કુદકો માર્યો અને તે પાણીમાંથી બહાર નીકળી સરોવરના તીરે આવી.

થોડીવારે આમ તેમ ફર્યા બાદ તેણે એક તાપસને જોયો. તેને તે પગે લાગી એટલે તાપસે કહ્યું વત્સે! તું કોણ છે?' પદ્માવતીએ પોતાનો બધો વૃત્તાન્ત કહ્યો. તાપસ તેને આશ્રમમાં લઇ ગયો. વનનાં મીઠાં ફળો આપી તેણે તેનું સ્વાગત કર્યું અને વનનો માર્ગ વટાવી દંતપુરનો માર્ગ ચિંધ્યો.

ચિંધેલ માર્ગે પદ્માવતી દંતપુર આવી અને ત્યાં એક સાધ્વીને મળી, સાધ્વીએ 'સંસારની અસારતા અને સંસારના મેળાં આવાજ હોય છે' વિગેરે કહ્યુ. રાણીને વૈરાગ્ય ઉપજ્યો અને ત્યાં જ તેણે દીક્ષા લીધી.

દીક્ષા લેતા પહેલાં શરમથી હું ગર્ભવતી છું તેવું તે ન બોલી પણ ઉદરવૃદ્ધિ થતાં તે વાત છાની ન રહી. સુગુરૂણીજીએ પદ્માવતીને છૂપાવી અને છુપી રીતે પ્રસવ કરાવ્યો. પદ્માવતીએ પુત્રનો જન્મ આપ્યો અને તે તુર્તનો જન્મેલો બાળક શ્મશાનમાં મુકી આવી.

કરકંડુ! આ શ્મશાનમાં મુકી આવેલ બાળક જનંગમે રાખ્યો. પુત્ર તરીકે ઉછેર્યો અને કરકંડુ તરીકે પ્રસિદ્ધ થયો.

કરકંડુ ! તું ચંડાળપુત્ર નહિ પણ દધિવાહન રાજાનો પુત્ર અને તારી માતા હું પદ્માવતી તારી સામે ઉભેલ સાધ્વી છું.

હું સાધ્વી બની પણ મને તારા ઉપરનો મારો મોહ ન ગયો તેથી હું જનંગમને ત્યાં આવતી, તને રમાડતી અને સારૂં સારૂં વ્હોરી લાવી તને ખવડાવતી.

એક ધન્ય પળે જનંગમે દંતપુર છોડયું. કાંચનપુરમાં તારી સોળે કળા ખીલી. તું રાજરાજેશ્વર બન્યો. આ બધાથી હું અજાણી નથી. તને સુખી દેખી મેં મોહને વાળ્યો અને જીવને સંયમ માર્ગે પરોવ્યો. પણ દધિવાહન રાજા સામે તને યુદ્ધ કરવા ચડેલો દેખી હું તમને બન્નેને વારવા આવી છું. કરકંડુ! તું ચંડાળને ત્યાં ભલે ઉછર્યો પણ તારા માતાપિતા રાજકુળ ક્ષત્રિય છે અને તું રાજ પુત્ર છે.

'કરકંડુ ! ઉઠ ! વિચાર ન કર તારા પિતાને ભેટ અને યુદ્ધ બંધ કર.'

કરકંડુ વિચાર વમળમાં ગુંચાયો. સાધ્વી તુર્ત ત્યાંથી નીકળી દધિવાહનની છાવણી તરફ ગયાં.

વૃદ્ધ દાસીઓએ :વર્ષોનું અંતર વેષનું પરાવર્તન છતાં સાધ્વીને ઓળખી લીધાં. તેઓ રાજા પાસે દોડી ગઇ અને રાજાને સાધ્વી પાસે લઇ આવી. રાજાએ તપો-લક્ષ્મીરૂપ સાધ્વીને નમસ્કાર કર્યા અને આ બધું કેમ બન્યું તેની ઘટના પુછતાં કહ્યું કે 'તે ગર્ભનું શું થયું ?' સાધ્વીએ કહ્યું 'રાજન્! જેને માટે તમે પુછો છો તે ગર્ભનો બાળક

રાજરાજેશ્વર બની તમારી નગરીને ઘેરી ઉભો છે અને તમને હંફાવે છે.'

'કરકંડુ! મારો પુત્ર!'

'હા.'

દધિવાહને કરકંડુની છાવણી તરફ પગ ઉપાડયા. કરકંડુ સામે આવ્યો અને દધિવાહનના ચરણ કમળમાં મસ્તક ઝુકાવ્યું.

રણાંગણક્ષેત્ર પ્રેમક્ષેત્ર બન્યું. વેરની છોળોને બદલે પ્રેમનો ઉજવળ પ્રવાહ ઉછળ્યો. સામસામે શમશેરો ઝુકાવવા તૈયાર થયેલા સૈનિકો પરસ્પર ભેટયા અને ઘડીભર બિહામણું થયેલ વાતાવરણ હાસ્યમાં ફેરવાયું. કરકંડુનો પ્રવેશ મહોત્સવ ઉજવાયો. સમગ્ર જનતાએ જાણ્યું કે કરકંડુ ચંડાળ નહિ પણ ક્ષત્રિય રાજપુત્ર હતો અને તે વિના આવું બળ, પૂણ્ય અને પ્રતિષ્ઠા પણ કયાંથી હોય?

દધિવાહન રાજા વૃદ્ધ થયા હતા. ખરે સમયે પુત્રનો ભેટો થયો જાણી તેમણે કહ્યું 'પુત્ર! હું હારી તને રાજ્ય સોંપત. તેના કરતાં ગૌરવથી સમર્પણ કરી દીક્ષિત થાઉં તે શું ખોટું? ચંપાનું રાજ્ય તું સંભાળ અને મને દીક્ષા લેવાની અનુમતિ આપ.'

કરકંડુએ ઘણી આનાકાની કરી પણ તેને દધિવાહને ચંપાપુરીનો રાજા બનાવ્યો. આમ કરકંડુ ચંપા અને કાંચનપુર બન્નેનો રાજવી બન્યો.

( ૬ )

કરકંડુ રાજા એક વખત ગોકુળ જોવા પધાર્યા. ગોકુળમાં રહેલા એક વાછરડા ઉપર રાજાની નજર પડી. તે તેમને ખુબ ગમી ગયું અને તેથી તે બોલ્યા:

'ગોપાલક! શું સુંદર વાછરડો છે! એની ચામડી તો જાણે તગતગતું રૂપું. અને એનો થનથનાટ તો જાણે હીલોળા મારતી નદીના તરંગો જેવો છે. આ વાછરડાને સરસ રીતે ઉછેરજો અને જીવની પેઠે જતન કરજો.'

ગોપાલક વાછરડાને દૂધ પાય છે. તેના શરીરે માલીસ કરે છે અને સરસ રીતે ઉછેરે છે. રાજા પણ રોજ રોજ વાછરડાને જુએ છે, મલકાય છે અને કહે છે કે 'શું સુંદર શરીર અને શી તેની ચપળતા!'

થોડો સમય થયો અને રાજા રાજ્ય કાર્યમાં વ્યગ્ર બન્યા.

( ૭ )

'ગોપાલક! ગૌશાળામાં મારો માનીતો સાંઢ હતો તે કેમ દેખાતો નથી?' એક વખત અચાનક પધારેલ કરકંડુએ પુછયું.

ગોપાલે કહ્યું 'મહારાજ! આ રહ્યો' એમ કહી એક વૃદ્ધ, બોખા, નિર્બળ અને આંખમાં પીઆવાળો બળદ લાવી રાજા આગળ ધર્યો.

રાજા ગુસ્સે થયો અને બોલ્યો 'હું આ ઘરડા ખંખને માગતો નથી. હું જેને તમે સારી રીતે ઉછેરો છો અને હું સંભારતો હતો તેને માગું છું.'

ગોપાલે નમી કહ્યું 'મહારાજ! એજ સાંઢ ઉંમર થવાથી વૃદ્ધ થયો છે. વૃદ્ધાવસ્થાએ તેનાં રૂપ, યૌવન અને શક્તિ સંહર્યાં છે.'

રાજા મૌન રહ્યો પણ તેના હૃદયમાં વિચારધારા ઘુમવા લાગી. 'વૃદ્ધાવસ્થા શું બધાની આવી દશા કરે? હું પણ શું આવો બોખો, નિસ્તેજ અને પ્રતિભા વિનાનો થઈશ? કાલે આ સાંઢ કેવો સશક્ત અને ગર્જના કરતો હતો. તે આજે સાવ દુર્બળ અને હોશ વિનાનો બન્યો છે. કાળ બધાનું બળ, રૂપ અને શક્તિ સંહરે છે. જગત્‌માં કોઈ ચીજ નિત્ય નથી તો પછી રૂપ અને ઋદ્ધિમાં શા માટે આસક્ત થવું.'

કરકંડુની આ વિચારધારાએ તેમના પૂર્વ સંસ્કાર જાગૃત કર્યા અને તેમને પ્રત્યેક બુદ્ધ બનાવ્યા. કહ્યું છે કે,

**संबुद्धो दट्ठुणं रिद्धिं वसहस्स जोअरिद्धिं च**

**सो करकंडुराया, कलिंगजणवयवइ जयउ ॥**

બળદની યુવાવસ્થા અને પુષ્ટ દેહને જોઈ તથા યુવાવસ્થા ગયા પછી તેજ બળદનો દુર્બળ દેહ અને પરાભવતા જોઈ પ્રતિબોધ પામ્યા તે કલિંગ દેશના કરકંડુ રાજા જયવંતા વર્ત્તો.

( ઋષિમંડલવૃત્તિ )

